સમર્થ શાસ્ત્રકાર આચાર્ય ભગવાન શ્રી હરિભદ્ર-
સૂરીશ્વરજી મહારાજના જીવનચરિત્ર સહિત, એમણે રચેલ

# શ્રી યોગદૃષ્ટિ સમુચ્ચય

ની પીઠિકા પરના વ્યાખ્યાનો

— વ્યાખ્યાનકાર —


સિદ્ધાન્ત મહોદધિ પ પૂ આચાર્યદેવ શ્રી વિજયપ્રેમ-
સૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન
પૂ મુનિરાજ શ્રી ભાનુવિજયજી મહારાજ


---


પ્રકાશક

શ્રી મોતીશા જૈન ચેરીટીઝ
સેક્રેટરી ડા કે શાહ
ભૂલેશ્વર-લાલબાગ,
મુબઈ-૪

વીર સ ૨૪૭૮] કિંમત બે રૂપીયા [વિ સ ૨૦૦૯

# ઉપોદ્‌ઘાત

સિદ્ધાન્તમહોદધિ પૂજ્યપાદ આચાર્યદેવ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબનું વિ. સં. ૨૦૦૭નું ચાતુર્માસ લાલબાગ ઉપાશ્રયમાં થયું તે પ્રસંગે પોતાના વિશાલ શિષ્યપરિવારના જ્ઞાનાભ્યાસ ચાલતા ઉપરાંત [illegible] કરીને શ્રી યોગદૃષ્ટિ-સમુચ્ચય' જેવા મહાન ગંભીર યોગગ્રન્થ ઉપરના દુર્લભ વ્યાખ્યાનો સાંભળવાનો લાભ મળ્યો. વ્યાખ્યાન પૂ. આચાર્યદેવની આજ્ઞાથી એઓશ્રીના શિષ્ય પૂ. મુનિરાજ શ્રી ભાનુવિજયજી મહારાજ આપતા હતા. એના અવતરણ એઓશ્રીના શિષ્ય પૂ. મુનિ શ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજે કરી લીધેલા. તેના પર સુધારો વધારો થઈને પીઠિકાનો ભાગ આ ગ્રન્થરૂપે પ્રસિદ્ધ થાય છે.

શ્રી 'યોગદૃષ્ટિ' ગ્રન્થ ૧૪૪૪ શાસ્ત્રના પ્રણેતા, ગંભીરવચનશાલી આચાર્યપુરંદર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે રચ્યો છે. ગ્રન્થ ઘણો ગંભીર ભાવવાહી છે, આત્માને અતીવ લાભકારી છે, સામાન્ય જીવોને શું, કે પણ વિદ્વાનોને શું, સૌને અતિ બોધક છે. એના પર બાળજીવોને ય સમજી શકાય એવા વ્યાખ્યાન પૂ. મુનિરાજ શ્રી ભાનુવિજયજી મહારાજે મુંબઈમાં આપેલા. આખા ગ્રન્થ પરના તે વ્યાખ્યાનો એટલા બધા વિસ્તારથી થયેલા છે, કે એ બધા વ્યાખ્યાન એક જ પુસ્તકમાં આપી શકવા મુશ્કેલ છે. તેથી આ પહેલા પુસ્તકમાં, ગ્રન્થની પીઠિકા રચતા ગ્રન્થકાર મહર્ષિએ વર્ણવેલ જે ધર્મકાય, કર્મકાય અને તત્ત્વકાય, તથા ઈચ્છાયોગ શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ, એના ઉપરના વ્યાખ્યાનો પ્રગટ કરવામાં આવ્યા છે. સાથે પુસ્તકમાં પ્રારંભે ગ્રન્થકાર મહર્ષિ આ૦ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજના જીવન ચરિત્રના વ્યાખ્યાન આપવામાં આવ્યા છે.

—પ્રકાશક

॥ ॐ नमो जिणिंदस्स जिणपवयणस्स य ॥ वीराय नित्य नम ॥

पू गुरुवर्य सिद्धान्तमहोदधि आचार्यदेव श्रीविजयप्रेमसूरीश्वरेभ्यो नम ।

# શ્રી યોગદષ્ટિ-સમુચ્ચય

**શાસ્ત્રકર્તા–આચાર્ય ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા**

**વ્યાખ્યાનકાર–મુનિરાજ શ્રી ભાનુવિજયજી મહારાજ**

અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવના શાસનમા થઈ ગયેલા અનેકાનેક મહાપ્રાભાવિક શાસ્ત્રકારો પૈકીના એક સમર્થ શાસ્ત્રકાર તે પૂજ્ય આચાર્યપુરંદર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા 'પૂર્વ' નામના મહાશાસ્ત્રના વિચ્છેદના નિકટના કાળમા એ થયેલા, એટલે પૂર્વોમાથી બચેલા ઝરણા એમણે શાસ્ત્રોરૂપે સંગ્રહી લીધા એ ન સંગ્રહ્યા હોત તો આજે ઘણી ઘણી અદ્‌ભુત વસ્તુઓ આપણને ક્યાથી જાણવા મળત? શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ ચૌદસો ચુમાલીશ ગ્રન્થના રચયિતા તરીકે પ્રસિદ્ધ છે પરંતુ આપણુ એવુ દુર્ભાગ્ય છે કે તેમાના ઘણા ગ્રન્થો આજે મળતા નથી છતા જે ગ્રન્થો મળે છે, તેમાનો એક શ્રી યોગદષ્ટિ સમુચ્ચય નામનો અદ્‌ભુત ગ્રન્થ છે

અનાદિ અનંત કાળથી ઓઘદષ્ટિમા ભમતો જીવ કેવી રીતે એમાથી બહાર નીકળી, ક્રમસર વધુ ને વધુ વિકાસની યોગની આઠ દષ્ટિમા ચઢે છે, તે તે દષ્ટિમા આત્માએ કેવો કેવો વિકાસ સાધ્યો હોય છે,

ઈત્યાદિ વસ્તુસ્થિતિનુ એમા સુંદર નિરૂપણ છે ગ્રન્થ આમ તો શબ્દથી ઘણો નાનો, પરન્તુ અર્થથી મહા ગભીર અને વિશાળ છે આમા નવાઈ નથી કેમકે આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજના વચનો સૂત્ર જેવા તરીકે પ્રસિદ્ધ છે એઓશ્રીએ આગમો ઉપર અને પૂર્વાચાર્યોના શાસ્ત્રો ઉપર રચેલ વિવેચનની ભાષા પણ સૂત્ર જેવી છે, ટૂંકી અને અર્થગભીર છે યોગદૃષ્ટિ વગેરે શાસ્ત્રો એવા અનુપમ કોટિના છે, કે જો એના પર હાર્દિક પ્રેમ જાગી જાય અને એનુ શ્રવણ થાય, તો આત્મસ્વભાવની નિર્મળતા અપૂર્વ નીપજે પછી તો એ રગ વધતા વધતા, વૈરાગ્યવિરાગ અસ્થિમજ્જા જામી જાય એના યોગે સનાતન ભવ્ય એવો મળે, કે જન્મથીજ આ માની પરિણતિ સારી ઉચ્ચી અને પવિત્ર હોય, આ મા અનાસક્ત યોગી બની જાય

## ગ્રન્થકર્તાનો પરિચય

## આચાર્ય ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજની જીવન-ઝરમર

આચાર્યપુગવ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ પૂર્વ કેવી સ્થિતિમા હતા, અને કેવુ સામાન્ય નિમિત્ત મળતા શાસનને કેવા સમર્પિત અને શાસનપ્રભાવકની અવસ્થાએ પહોંચ્યા, એ બધુ તો જાણો છો ને? શાસનને સમર્પણ એ એક મોટી વસ્તુ છે જૈન કુળમા જન્મવા છતા એ આપણને મુશ્કેલ લાગે છે ત્યારે ખબર છે ને કે આ સૂરિજી મહારાજ જન્મે જૈન કુળના નહોતા, ધર્મ જૈન નહોતા, જૈન મિત્રોના કે સાધુઓના પરિચયમા નહોતા, તમારી માફક સેંકડો તો શુ પણ થોડાક જૈન વ્યાખ્યાન એમણે સાભળ્યા નહોતા છતા કેવુ આત્મપરિવર્તન!! માત્ર જૈન ધર્મના પ્રશસક નહિ, જૈન ગૃહસ્થ નહિ, અણુવ્રતધારી શ્રાવક નહિ, કિન્તુ મહાવ્રતધારી જૈન સાધુ બન્યા આત્મા માટે આ એક અજ્ઞાનના નિદ્રામાથી જાગે ત્યારે અપૂર્વ જોમ અને જુસ્સા સાથે નિજના

જડપથી આત્માને પલટે છે! જન્મે બ્રાહ્મણ છતા એ એના મૂર્ખ નહોતા, કે ભોળવાઇને જૈન બની જાય! ભણેલા હતા તે થોડુ નહિ હો ચાર વેદના અભ્યાસી અને ચૌદ વિદ્યાના વિશારદ હતા! વિદ્વત્તા એટલી બધી હતી કે એમને ખુમારી હતી કે જગતમા કોઈ એવુ શાસ્ત્ર નથી, કે જે પોતે ન સમજી શકે ખુમારી પાછી પોકળ નહિ એવી પ્રતિજ્ઞા એમણે ગણી હતી, કે જો કોઇ શાસ્ત્ર ન સમજાય તો એ સમજવા માટે સામાના શિષ્ય પણ બની જવુ એમની જબરદસ્ત વિદ્વત્તાના યોગે એ ચિતોડના મહારાણાના સલાહકાર પુરોહિત બ્રાહ્મણ હતા આવી સ્થિતિમાથી એમણે જૈન સાધુપણુ લઈ જૈન શાસનની અજબ પ્રભાવના કરી! ક્યા સંજોગોમા કેવો પુરુષાર્થ!

આત્મપ્રદેશમા જૈન શાસન કેમ પચ પજે તો?–સમ્યગ્દર્શનને ઝગમગત કરવા માટે આના મહાપુરુષોના જીવનચરિત્રો ખમ ખમ વાચવા સાભળવા જેવા છે એથી શ્રદ્ધાબળ વધવા સાથે આત્માને કલ્યાણ માર્ગે નવનવી પ્રેરણા, ઉત્સાહ અને માર્ગદર્શન મળે છે પોતે અનુભવેલા જૈન શાસનના સારને એમણે ગહન શાસ્ત્રોમા વહેવડાવ્યો! અતત્ત્વોનુ સચોટ યુક્તિપૂર્વક અકાટ્ય ખંડન કરવા સાથે, તત્ત્વોનુ અદ્ભુત પ્રતિપાદન કર્યું ત્યારે વિચારો કે એમને વીતરાગ સર્વજ્ઞ પ્રભુનુ શાસન કેવુ અસ્થિમજ્જા રુચ્યુ હશે! કેવુ પચ્યુ હશે! ને કેવુ પજવ્યુ હશે! આત્માના પ્રદેશે પ્રદેશેને? ભૂલશો નહિ આ બધુ કોને? જગતના માન્યને! ઇતર શાસ્ત્રોના એક્કાને! પોતાની અસાધારણ જ્ઞાનશક્તિના દૃઢ વિશ્વાસુને! એમનો વિદ્યાનો રસ એવો, કે મનમા નિર્ધાર 'જો સામાનુ શાસ્ત્ર ન સમજી શકુ, અને એ સમજાવનાર કહે કે 'ચાલો હજાર ગાઉ દૂર, ત્યા ભણાવીશુ! સેવા કરતા રહેવુ પડશે,' તો પણ તૈયાર 'ગુલામ કાં ન બનુ? શાસ્ત્રની વાત સાભળ્યા પછી સમજી શકુ નહિ ત્યાસુધી મારાથી જ પીને બેસાય નહિ!' એવી એમની વિદ્યા માટેની ધગશ હતી

માત્ર એક નવકાર ના અર્થની જિજ્ઞાસા છે? — વિદ્યાની ધગશ ને જ્ઞાનનો મર્મ એવી ચીજ છે કે એ ધરાવનારાને તો ધનના અર્થી કરતાય અધિક ખંત હોય છે વિશેષ ઉદ્યમ હોય છે, અને અપૂર્વ આનંદ હોય છે એમ ન સમજતા કે 'હવે તો અમારી ઉંમર થઈ, અથવા જ્ઞાનની બાબતમા અમારુ મગજ ડલ (Dull) છે, અમારાથી શુ થઈ શકે?' કેમકે વીતરાગ ગભીર મહાશાસ્ત્રો કે અતિસૂક્ષ્મ અને જટિલ તત્ત્વોની વાત તો નહિ, પણ એક નવકાર મંત્ર એવી અનુપમ વસ્તુ છે, કે એના અભ્યાસ માટે ય ઘણુ થઈ શકે, અને કરવા જેવુ પણ છે

ત્યારે શુ તમે એક નવકાર મંત્રનો ય સાંગ અભ્યાસ કર્યો છે? ટચો જોઉં, નવકાર મંત્રને ઉલટો બોલી જાઓ જો જો. હો, સવળો યા કરી કરીને બોલતા મા. નથી બોલી શકતા ને? માત્ર નવપદમાય વાંધા? જુઓ ચૌદપૂર્વી પોતાના અગાધ શાસ્ત્રોનુ પારાયણ પૂર્વાનુપૂર્વીથી અને પશ્ચાનુપૂર્વીથી કરી શકતા!! અસ્તુ! નવકારનો ભાવ તો જાણો છો? ટચો ત્યારે છે શા ચાર પદોને અક્ષરથી બીનકૂલ યાદ કર્યા વિના એનો ક્રમસર ભાવ (અર્થ) બોલી જાઓ જો એમ મુશ્કેલ છે, કેમ? પહેલા મનમા યાદ કરવુ પડે છે કે 'એસો પંચ નમુક્કારો,' પછી અર્થ બોલી શકાય છે કે 'આ પાંચ નમસ્કાર' ત્યારે પાંચે પરમેષ્ઠિના ગુણો જણાવી જશો? નથી આવડતા ને? ત્યારે 'નમો' પહેલા કેમ? અને 'અરિહંતાણ' એવો બહુવચનનો પ્રયોગ શા માટે? અને 'નમો લોએ સવ્વ સાહૂણ'મા 'લોએ' અને 'સવ્વ' પદ કેમ મૂક્યા? 'એસો નમુક્કારો' નહિ કહેતા 'એસો પંચ નમુક્કારો' કેમ કહ્યુ? નમસ્કાર તો પાંચ છે, તો 'નમુક્કારો' એવુ એકવચન કેમ વાપર્યુ? વગેરે પ્રશ્નોનો ઉત્તર કરશો? નહિ? ઠીક ત્યારે શ્રી અરિહંત પરમાત્માનુ ધ્યાન કેવુ કરવુ જોઈએ એ કહેશો? શુ એમનુ એવુ અને વિધ ધ્યાન કરી શકશો કે જેથી શ્રી સિદ્ધ-

ગિરિ જેવા તીર્થરૂપ જ્યાં અનેકાઅનેક પ્રભુપ્રતિમાના દર્શન મળે, ત્યાં પ્રતિમાએ પ્રતિમાએ શ્રી અરિહંતની જુદી જુદી વસ્તુ ધ્યાનમાં આવે ? નમસ્કાર મહામંત્રનો એકલો અર્થ-ભાવાર્થ ને રહસ્યાર્થ જાણવાની આતુરતા હોય અને યોગ્યસ્થળેથી જાણવાનો પુરુષાર્થ કરીએ, તો અલ્પ બુદ્ધિશક્તિ છતા ઘણુ ઘણુ જાણવા મળે તે એવુ, કે પછી તો સમાન ભૂલી જઈએ ! આ નમસ્કાર મહામંત્રમાં એવી અદ્ભુત શક્તિ છે કે એ જ આત્મપ્રત્યેની આસક્તિના ચપગના તોડી નાખે. ત્રીજે લોકમાં એવી કોઈ જડની પ્રલોભક વાત ન રહે કે જે આપણને આકર્ષી શકે ! ! શુ સમજ્યા ?

નમસ્કાર સાધનો સબધ અતરાત્મા વાત કરે છે ? —આ તો વસ્તુના મૂલ્યના સમજ નહિ, વસ્તુની કદર કે તેવી ગરજ નહિ, પછી વસ્તુ સાથે સબધ કે મેળ કેવો ? શુ ? ઓરમાયો ! રેઢીઆળ ! ને સાવકાળો ! જ્યાં કિંમતની સમજ છે, ત્યાં આકર્ષણ પાકુ ! જવાબદારીનો ખ્યાલ જાગતો ! તિજોરીમાથી સ્વાર્થનો કાગળ વારવાર હાથમાં આવે તો તે રાજી થઈ થઈને વારવાર જોવાય ! ખીસામાં હાથ નાખો ને ઘડી ઘડી એની એ સોની નોટ કે ગૃહ વાળીનો પત્ર હાથમાં આવે, તો ચીવટ અને હર્ષસાથે નિરખાય વારંવાર નિરખાય, એટલુ જ નહિ પણ એની સાથે અતગતમા મૌન વાત કરવા માંડે 'બસ, હવે ફીકર નથી, આ મુશ્કેલી નહિ રહે, હવે તો આ સગવડ થઈ જશે ' વગેરે વગેરે ઘણુ વિચારાય ! આ શુ છે ? કમાવો, કરન્સી નોટ કે કાનાના કાગળ સાથે હાર્દિક સબધ કહો ત્યાં શ્રી નમસ્કાર મહામંત્રના પુસ્તક સાથે સબધ કેવો ? પણ જે સારી રીતે અતરાત્મા વાત કરી જાણે છે, તે અહિં બાહ્યાત્મા પણ વાત કરી જાણતો નથી અર્થાત્ એવુય નથી થતુ કે ' અહો કેવો સુદર નવ કારનો ગ્રથ ! કેવા સુદર એના અક્ષરો અને પદો ! કેટલી બધી સરળ ભાષા ! ' ત્યાં પછી અતરાત્માની વાત કયા રહી ? ' આ નવકાર

મન એવ? માત્ર ભવ ભવના દુઃખ ગાળે! જન્મ-જન્મના પાપ કાપે! એની જગ્યામાં મનાય તો નરક-માર્ગ મળે? વીતરાગનાં આવરણોનો નાશ! આંખની દીવા! કેવળજ્ઞાનની દ્વાર! એવું બધું થાય પણ ક્યારે? જિજ્ઞાસાથી નવકારનો અભ્યાસ થાય તો.

એક નવકાર ના ભાવની જિજ્ઞાસા રાખતા તોય કેટલું બધું જાણવાનું છે? તત્ત્વની જિજ્ઞાસા એ એક અદ્ભુત ગુણ છે. એના યોગે આપણે સમર્થ શાસ્ત્રકાર આચાર્ય ભગવંત શ્રી હરિભદ્રસૂરિજી મહારાજનો મેળવી શક્યા છીએ અને એઓશ્રીનું પ્રેરક જીવન જાણવું જોઈએ, જેથી પુરુષવિશ્વાસે વચનવિશ્વાસ, એ ન્યાયે એમના જીવનના અતિ ઉત્તમ ગુણો અને ચર્યાને જાણવા ઉપરાંત, એમના ટંકશાળી વચનો પ્રત્યે હૃદય મુગ્ધ બની અત્યંત પ્રેમ અને આદર સાથે એનાથી મહાન લાભ મળવી શકાય.

**જન્મ અને વ્યવસાય** —વિક્રમની છઠ્ઠી સદીની એ વાત છે. પૂર્વાવસ્થામાં ચિતોડના માનનીય પુરોહિત એ હરિભદ્ર બ્રાહ્મણ હતા. ચૌદવિદ્યામાં વિશારદ એવા એ અગ્નિહોત્રી હતા. અગ્નિહોત્ર એ યજ્ઞનું નામ છે. એમાં વેદના મંત્રોની જરૂર પડે. તે મંત્રોના વિશિષ્ટ ઉચ્ચારણથીજ બોલવા જોઈએ, એવી યજ્ઞની વિધિ. હરિભદ્ર એમાં પાકા નિષ્ણાત! પુરોહિત! ચૌદવિદ્યાનું જ્ઞાન કેવું? પુસ્તકમાં નોંધ્યું કે પોથામાં નહિ, પણ કંઠસ્થ! આજની વિદ્વત્તા વિલક્ષણ છે. મોટા ગ્રંથોની વાતો એક ગ્રન્થમાં લખી બહાર પાડે. આપણે પુછીએ 'આટલું બધું દોહન આપે ક્યારે કર્યું?' તો સામો જવાબ હોય તો કહે કે "ગ્રન્થના અવગાહન દોહન શાના? આ તો ગ્રન્થોની પ્રસ્તાવનાઓમાંથી તારવી નોંધ લખી રાખેલી, તેના આધારે સાક્ષીઓ ટાંકવાની! અને ભાષાની દૃષ્ટિએ, તત્ત્વદર્શનની દૃષ્ટિએ, તે વખતના રીતરીવાજની દૃષ્ટિએ, ઇત્યાદિ અનેક દૃષ્ટિએ ચર્ચાવિચારણા કરી ગ્રન્થ દળદાર બનાવવાનો! વળી પરિશિષ્ટ આપી તેમાં સાક્ષી

ગ્રન્થોની લૉટની યાદી આપવાની!" જુઓ આજની વિદ્વત્તા કેવી! ગ્રન્થનો સારવિભાગ શો, અર્થ ભાવાર્થ તાત્પર્યાર્થ શો, એની જરાય જ ખબર નહિ! પુસ્તક કોઈ મહાન દર્શનશાસ્ત્રનું સંપાદિત કરવાનું, પણ એમાં સંપાદક તરીકે સ્થળે સ્થળે ટીપણીમાં લખવાનું કે 'આ શ્લોક અનુષ્ટુપ છે' અથવા 'તસ્ય' એટલે 'આત્મન'! અથવા પાઠાન્તર તરીકે શુદ્ધ સાચા પાઠ ટીપણીમાં મૂકવાના! અને ઉપર મૂળ અખંડ ગ્રન્થમાં પાઠ અશુદ્ધ મૂકવાના! આ આજની વિદ્વત્તા!! લાયબ્રેરીમાંથી પુસ્તકો લઈ ઇધિર ઉધરના ટાંચણ ઉતારા ભેગા કરી ગ્રન્થ લખ્યો પછી ગ્રંથકારને કહેવું જોઈએ, કે 'અમારે તમારા ગ્રન્થ તમામ સુખે સાંભળવો છે,' તે એ શું કહેશે? 'ગ્રંથ વાંચી લેજો, ન સમજાય તો પૂછજો' એમજને?

<u>વિદ્વત્તાનું અભિમાન અને પ્રતિજ્ઞા</u> —શ્રી હરિભદ્ર પુરોહિતને ભણેલું કંઠસ્થ, હૃદયસ્થ હતું ચૌદ વિદ્યાના પારગામી હતા હાક વાગતી હતી એમના નામની! 'એનો કોઈ વિદ્વાન ન હોય કે મને જીતી શકે' એવું એ માનતા 'બહાર વાદી તરીકે પંકાનારો કોઈ મારી સામે જો ભૂમિમાં પેસી જાય તો કોદાળાથી જમીન ખોદી એને બહાર પકડી લાવું પાણીમાં પેસી જાય, તો જાળથી પકડી લાવું એને, અને ગગનમાં ચઢી જાય તો નિસરણીથી એને હેઠે ઉતારું અને શાસ્ત્રાર્થ કરી હરાવું!" આવી ખુમારીથી એ ચિહ્નરૂપ કોદાળી, જાળ અને નિસરણી સાથે રાખી ફરતા ઉપરાંતમાં આખા જંબૂદ્વીપમાં પોતાના સમાન કોઈ વિદ્વાન નથી, એ સૂચવવા જંબૂવૃક્ષની લતાને પાસે રાખતા! તેમજ આટલી બધી વિદ્યાથી રખેને પેટ ફાટી ન જાય, એ માટે સોનાનો પટ્ટો પેટે બાંધી રાખતા! આપણને લાગે કે આ બધું પોકળ અથવા બડાઈ જેવું હશે! પણ ના, કઠોર વિદ્યાભ્યાસથી અને શાસ્ત્રોના હજી સુધીના સ્ટષ્ટ-પ વર્તનથી એવો એમણે નિશ્ચય પ્રાપ્ત કર્યો હતો, કે 'ભલે હું બહારના બધા જે શાસ્ત્રો ભણ્યો નથી કે મેં જે વાચ્યાય નથી, પણ આ પૃથ્વી ઉપર કોઈનું એવું વચન નથી

કે જે હું ન સમજી શકું!' આ વિશ્વાસ પણ નક્કર વિશ્વાસ હતો કેમકે એવી એમને પ્રતિજ્ઞા હતી, કે જો હું કોઈનું વચન ન સમજી શકું, તો એ સમજવા એનો શિષ્ય બની જાઉં! કેવો આત્મ વિશ્વાસ! મને કેવી ઊપરી તૈયારી! કોઈની સાથે વાદ થાય અને એનું ન નમ તય તો જ શિષ્ય થવાનું, એમ નહિ પરંતુ વગર વાદે ય સામાન્ય રીતે કોઈના મુખથી એવું સાંભળવામાં આવ્યું કે જ સમજમાં ન ઉતર્યું, તોય તે સમજવા તેના શિષ્ય થઈ જવાનું પછી તે સામો યોગી સંન્યાસી હોય તો તેનાય શિષ્ય બનવામાં આચકો નહિ!

<u>તમે કોના શિષ્ય?</u> —પૂછો આત્માને કે આપણે કોના શિષ્ય? કોના સેવક થવા તૈયાર? જે પૈસા આપે પરિવાર આપે, માનપાન આપે પ્રતિષ્ઠા આપે, શરીર પુષ્ટિ આપે તેના, એમજને? આ બધું શું? પુદ્‌ગલોના ખેલ, અને પાપના પાતાળ કૂવા! એજ કે બીજું કાંઈ? એ મૂકીને જ મરવાનું છે, એ તો ખબર છે ને? <u>નિજના સ્થાન આત્માને નિભાવે જે જ ના આસરના નરમા પ યા ત્રે એના માટ અત-ગળે ખબર પ ન ઽ એમાનું તમારૂ શું છે</u>

હરિભદ્ર વિપ્રે સહેજ સમજાવનારનાય શિષ્ય થવાનું રાખ્યું હતું આપણને તો, ઠેઠ નવકારથી માંડીને શાસ્ત્રની ઝીણી વાતો સુધીનું રૂડું રૂપાળું જ્ઞાન સમજુતી ગુરૂએ આપ્યા હોય તોય એ ગુરૂના સાચા શિષ્ય, ભક્ત, કે સેવક થવાની વાત નહિ! ઉપરથી એમની સામે થતા, એમને અવગણતા કે એમને નિંદી હલકા પાડતા કંપ નહિ! કેવી દુર્દશા આ! <u>શાસન કેમ ઉંચું માન્યું અને આત્મા</u> <u>કલો મધ્ય નીચ પાડે! જ ારે અ રના નુકુપ્ત અતરાત્માને સમજાનો એને રગડ રમના અનમાવગ યો ાની પ્રાપ્તિની નિરોધના</u> જડ સંયોગો તો અનંતવાર મળ્યા ને મૂક્યા, એથી શો નિ વળ્યો આત્માનો?

<u>મિથ્યાત્વનો ઝેર</u> —હરિભદ્ર પુરોહિત એનાર કેટલાય પાઠકો અને બ્રહ્મચારીઓના પરિવાર સાથે સુખાસનમા નગરમાર્ગે જઈ રહ્યા છે, ત્યા સામેથી તોફાને ચઢેલો હાથી આવ્યો. જનાવરોને એ ભગાડી રહ્યો છે, દુકાન, મકાનોના દરવાજા તોડી રહ્યો છે, એ કોઈક લોકોને રડાવી રહ્યો છે, અને કોઈકને મૃત્યુના ભયથી મુક્ત રહ્યો છે!! આવા હાથીને જોતા વિદ્વાન એવા પણ હરિભદ્ર ગભરાયા! સુખાસનમાથી કૂદી આ નુના જિનમદિરમા પેઠા ત્યા શ્રી વીતરાગ પ્રભુની પ્રશમરસ નીતરતી મૂર્તિ જોઈ આમના મંદિરમા ઘુસવાથી ગજરાજના ઝપાટામાથી બચ્યા, એનો આભાર માનવાની તો વાત નહિ, પણ ઉપરથી મશ્કરીમા એ હલકા શબ્દો બોલે છે શાથી? શુદ્ધ દેવતત્ત્વની પ્રાપ્તિ કે મ નથી આપણને સુદેવની પ્રાપ્તિ છે ત્યારે અફસોસ! કે કદર નથી!! કદર હોય તો, એમની સેવા, ભક્તિ અને આજ્ઞાપાલનમા શુ કમી રાખીએ? એમના પ્રત્યેના હેતમા વારવાર રોમાચ કેમ ન જાગે? હર્ષનાદ કેમ ન ઉઠે? આનદના આસુ કેમ ન ઉભરાય? એમના ઉપકારનો ખ્યાલ એમના પ્રત્યે આપણને સમર્પિત કેમ ન બનાવી દે?

<u>વીતરાગની મશ્કરી</u> —હરિભદ્ર બ્રાહ્મણ તો ગુમાનમા છે, મૂર્તિ તરફ જોઈ મશ્કરીમા કહે છે કે वपुरेव तवाऽऽचष्ट स्पष्ट मिष्टान्न भोजनम्। नहि कोटरसस्थे ऽग्नौ तरुर्भवति शाड्वल ॥ 'તારુ શરીર જ સ્પષ્ટ કહે છે કે તુ મિઠાઈ ખાનારો છે,' એટલે? ભગવાનને એ કહે છે કે 'તમારૂ શરીર એવુ હૃષ્ટ પુષ્ટ છે, ચકચકતુ છે, કે તમે રોજ મિઠાઈ ખાતા હશો મીઠા ભોજન વિના લુખ્ખા ભોજનથી કે તપશ્ચાથી આવા રગીલા શરીર હોય નહિ એમા એ દૃષ્ટાન્ત આપે છે કે 'વૃક્ષમા અગ્નિ હોય તો વૃક્ષ લીલાછમ હોય નહિ જો ઝાડ લીલુછમ દેખાય, તો માનવુ જ પડે કે, એના મૂળમા અગ્નિ નહિ હોય.' વિચારો કે કલ્પના કરવાની આવડતનો આ કેવો ભયકર ગેરઉપયોગ છે! <u>કિમતી ચીજ મળ્યા પછી એનો</u>

સદુપયોગ મુઝને એ ભાવી સંભાવની નિશાની છે, ત્યારે દુરુપયોગ મગજને એ આગામી અધઃપતનને નચવે છે માટે 'કોને ખબર હાવ મારી પાસે આ બધુ રહેશે કે કેમ?' એમ વિચારી આજે જ એનો સદુપયોગ કરી લેવા જેવો છે

સાધ્વીજીની અમરગાથા —રાજ ઈ પુપાગેલા હરિભદ્ર વિપ્ર પછી તો શેરીમા ટોળા રમતા જોઈ સમજતા કે હાથી ત્યા લાગે છે, એટલે નિર્ભય થઈ ને પહોચ્યા એક બે દિન બાદ એવુ બન્યુ કે રાજનો મંત્રનિધિ પતાવી એ સાધ્વીજીના મુકામ પાસેથી પસાર થાય છે, ત્યા સાધ્વીજીને આ ગાથા ભણતા સાભળે છે,

'चक्कदुगं हरिपणगं पणगं चक्काण केसवो चक्की।
केसव चक्की केसव दु चक्की केसी य चक्की य॥"

આનો અર્થ તો સહેલો છે, પણ જૈન પરિભાષા તમને માહિત નથી, ઈતિહાસની ખબર નથી, તેથી મુઝાવ છે આમા અવસર્પિણીમા બાર ચક્રવર્તી અને નવ વાસુદેવ (અર્ધ ચક્રવર્તી) થવાનો ક્રમ છે—૨ ચક્રવર્તી–૫ વાસુદેવ–૫ ચક્રવર્તી–વાસુદેવ–ચક્રી–વાસુદેવ–ચક્રી–વાસુદેવ–૨ ચક્રી–વાસુ૦–અને ચક્રવર્તી, આ ક્રમે આ અવસર્પિણિમા પહેલા બે ચક્રી ભરત અને સગર થયા, તથા છેલ્લો ચક્રી બ્રહ્મદત્ત થયા અહીં સાત સ્થિરચિત્તે ઘણો વિચાર કરવા છતા હરિભદ્ર બ્રાહ્મણ આ સમજતા નહિ, તેથી એમને થયુ કે આ શુ ચક્કી ચક્કી કરે છે?' હવે સમજ ન પડી એટલે ભારે મુસીબત! કરો? વિદ્યાના અર્થીને, લાવ પૂછુ', એમ કરી એ તો સાધ્વી પાસે જઈ વિનયથી કહે છે

માતા, આ ચક ચક જેવુ તમે બહુ વાર બોલ્યા એ શુ?'

સાધ્વીજી કહે છે, 'હે પુત્ર! સાભળ, આ ભીના છાણે લીંપ્યા જેવુ નથી!'

વિપ્રનુ મહાવિદ્વાન છતા કેવુ નમ્રભાવે અને માતાના સંબોધન સાથે પૂછવાનુ! અને સાધ્વીજીનો કેવો આ સરળ છતા ચતુર

ભાવ ન સમજી શકુ, ત્યારે સમસ્ત જૈન વાઙ્મય તો વળી કેવુ ય અને કેટલુ ય અદ્ભુત હશે ? કેવાક અવર્ણનીય રહસ્યોથી ભર્યું પડ્યુ હશે ! મારો ય એ ભાગ્યોદય કે આટલો ગાથાનો અર્થ ન સમજવાને લઈને જૈન શાસ્ત્ર સુધી પહોચવાની તક પામ્યો !

પ્રભુના મદિર તરફ —સવારના ટૂંકી પ્રાભાતિક કાર્ય પતાવી હરિભદ્ર પુરોહિત ચાલ્યા આચાર્યશ્રીના ઉપાશ્રયે ઉપાશ્રયની આગળ ભવ્ય જિનમદિર હતુ કષાયના તાપથી તપેલા અને વિષયાગ્નિથી બળેલા ઝળેલાને એ મહાન ઠડક આપતુ દુખીને વિસામારૂપ, થાકેલાને વિસામારૂપ અને પાપીને પવિત્ર કરનારૂ આ દેરાસર પુરોહિતને એમને એમ એમ શાનો જવા દે ? જો કે આ તો તે જ મદિર છે કે જ્યા પૂર્વે મદમા આવી આ પુરોહિતે વીતરાગની શુદ્ધમૂર્તિ જોઈ મિષ્ટાન્નભોજી કહી મશ્કરી કરી હતી પરતુ અત્યારે તો મદ ઉતરી ગયો છે, સાધુ પ્રત્યે આકર્ષણ થયુ છે, તેથી એમના ધર્મસ્થાપક પ્રત્યે કેમ આકર્ષણ ન થાય ?
મદિરમા જઈને હરિભદ્ર મોટા સ્વરે સ્તુતિ કરે છે —

> मूर्तिरेव तवाऽऽचष्टे स्पष्ट वीतरागताम् ।
> नहि कोटरसस्थेऽग्नौ तरुर्भवति शाड्वल ।

તમે વીતરાગ છો એવુ હે ભગવન્ ! તમારી મૂર્તિજ સ્પષ્ટપણે કહી રહી છે કેમકે ઝાડના પોલાણમા જો અગ્નિ હોય, તો ઝાડ લીલુછમ હોતુ નથી ”

જિનની મૂર્તિ પરથા વીતરાગતાની સાબિતિ —વિદ્વાન હરિભદ્ર બ્રાહ્મણને હવે સાચુ ભાન થાય છે વિદ્વત્તા તો પૂર્વે પણ હતી, પરતુ મિથ્યાત્વના જોરમા એ કલુષિત થઈ ગઈ હતી, તેથી ભગવાનના દેહને લષ્ટપુષ્ટ તરીકે દેખ્યો હતો હવે દૃષ્ટિમાથી મદનુ ઝેર નીકળી જવાથી એ જ મૂર્તિને પ્રશાત અને નિર્વિકાર તરીકે દેખે છે તેથી કહે છે કે ભગવન્ ! તમારામા રાગદ્વેષાદિ

દૂષણો નથી, પ તુ વીતરાગતા છે' કારણ એ છે કે મૂર્તિ પર કોઈ પણ શસ્ત્રસંબધ, સ્ત્રીનુ સાનિધ્ય, વિકરાળતા કે દીનતા, હાસ્ય કે જાપ ગીત કે નાટક, વગેરે કશુજ દેખાતુ નથી એ જો હોય તો તો એના હિસાબે ભય, કામ, રૌદ્રતા, ચિંતા, હાસ્ય, કૌતુક, રાગાદિ વગેરે સભવિત ગણાય એટલે જેમ ઝાડના પોલાણમા અગ્નિ હોવાના હિસાબે ઝાડ જરૂર સુકાઈ, કરમાઈ, કે બળી જાય, અને જો તેવી કોઈ સ્થિતિ ન હોય, પણ ઉલટુ ઝાડ લીલુછમ દેખાતુ હોય તો અગ્નિનો બીનકુલ ભાવ ન મનાય, તેવી રીતે આ ભગવાનની મૂર્તિ પર શ્રી શસ્ત્રાદિના કોઈ ચિહ્ન ન હી દેખાતા, તેથી માનવુ પડે કે આ ભગવાનમા રાગાદિ કોઈ પણ દોષનો સભવ જ ન હી, તેથી એ વીતરાગ જ છે

પુરોહિત હરિભદ્ર ખૂબજ ભીના હૃદયે વીતરાગ દેવાધિદેવના દર્શન કરે છે, વિનમ્ર વાણીથી સ્તુતિ કરે છે, અને પછી મ દિરમાથી બહાર નીકળે છે

મહા કિંમતી મનના કદર–પ્રભુના દર્શન કરી હરિભદ્ર ઉપાશ્રયમા ગયા ત્યા મ ડપમા બિરાજમાન આચાર્યપુગવ શ્રી જિનભટ સૂરીશ્વરજીને જોયા અતરમા હવે આત્મપરાવત નના યોગે ગડમથન તો ચાલુજ હતી મિથ્યા અભિમાનથી પોતાના આત્માની આજસુધી પોતેજ કરેલી જે કદર્થના, તે હૈયાને કોરી રહી હતી એમ થતુ હતુ મનો, 'અરે! આજ સુધીના દિવસો મે ખરેખર! વેડફી નાખ્યા! આત્માન મહાકિંમતા મળેલ મન, એનો કેવો ભયકર દુરુપયોગ ચલાવે નાખ્યો' જે મન દ્વારા ખામોશ અને નમ્રતા મહુતાના સુંદર ભાવો આત્મામા રમતા કર્યા, ખૂબ અભ્યાસ કરી આ માના એકમેક કરી શકાય, એની જગાએ મે આ અસહિષ્ણુતા અને અભિમાનમા શુ કરી નાખ્યુ! જે મનથી જાતનુ ગૌરવ આપવાને બદલે પરમાત્માનુ અને આના સાધુસતોનુ ગૌરવ આકી શકાય, અનુમોદી શકાય, અને

અનુપમ લાભ ઉપાર્જી શ ાય, એવા મનથી છતી વિદ્વત્તાએ કેવી મૂર્ખાઇ અને મહાનુકશાનીની કાર્યવાહી મે કરી ?' એ આવી આવી વિચારણામા એક બાજુએ વિકુરી રહ્યા હતા, ત્યા બીજી બાજુ મહાન વિદ્વાન મુનિગણુથી વેરાતા સૂરિજીના પાવન દર્શ ન થયા ! સૂરીશ્વર ક્રમ જાણે દેવોથી પરિવારેલા ઇન્દ્ર ન હોય ! વળી એમણે સાધુઓને તો પ્રશમરસના મહાનિધિસમા નિરખ્યા અહિં વિદ્વાન હરિભદ્ર બ્રાહ્મણને એટલો બધો આન દ થયો, એવુ દિલ ઠર્યું, કે કુવાસના ઓગળી ગઈ લાગી મુનિઓના દર્શન માત્રનો આ કેવો ઉંચો પ્રભાવ ! ત્યા વતન સાથે વાણીનુ તો કહેવુજ શુ ? વતન વિનાના ઉપદેશની કિંમત શી ? નાટકીયા માણુસો સારા ભાષણ કરી જાણે છે, પણ એના નાટકીયા ભાષણો સાભળતા સાભળતા વિરાગથી કટલા પ્રેક્ષકો ઉભા થઈ ગયા ? કટલાએ અહિંસા, સત્ય અને નીતિના ભેખ લીધા ? પ્રતિના કેટલાએ કરી ? તત્ત્વની કોરી વાતો જાતની ભોગવૃત્તિને કેટલીક વાર ઢાકના માટે થાય છે તમને ખબર નહિ હોય, આજના છાત્રાલયોમા 'પઢમ નાણા તઓ દયા'ના મુદ્રાલખ આજે લખાય છે એ દયાળુ બનવા માટે નહિ, પણ 'જ્ઞાન વિનાની કોરી દયા શું કામની ?' માટે જ્ઞાન મેળવો, એમ કહી હિંસક જીવનની એટલે કે આરંભસમારભમય જીવનની આડે બચાવની ઢાલ ધરવા માટે ! નહિતર તો એ જ્ઞાન ભણતા ભણતા કેટલા અનેકાનેક દયાળુ થયા, એ આપણને દેખાતને ? આજ આશ્ચર્ય તો એ છે કે પાછુ એ સૂત્રનો ઉપયોગ ક્યાં? જ્ઞાન દયાનુ મેળવવા માટે નહિ, પણ જ્ઞાન આરભ-સમારભનુ મેળવવા માટે ! ! કેવો ઠગારો કાળ ! અસ્તુ

શ્રી આચાર્ય ભગવત આમને ઓળખી કાઢે કે 'ઓહો આ તો તેજ બ્રાહ્મણ છે, કે જે અહિં પોતાના શાસ્ત્રમા વિદ્વાન ગણાય છે, રાજમાન્ય છે અને ખ્યાતિવાળો છે પૂર્વે આણેજ હાથીના તોફાન વખતે મદિરમા પેસી જઈ શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ પ્રત્યે મશ્કરીવાળુ વચન ઉચ્ચાર્યું હતુ કેમકે એનુ ચિત્ત મદના લેપથી લેપાયનુ હતુ

પણ આજે આશ્ચર્ય છે કે એણે અહિં આવવા પૂર્વે એ જ જિનમૂર્તિની સુંદર સ્તુતિ કરી! કાળના ભેદ અગમ છે! જીવોના હૃદયના ભાવોના ભેદ અકલ છે, દુર્જ્ઞેય છે, પણ હવે જોઈએ છીએ આગળ શું બને છે!

એમ વિચારી આચાર્ય મહારાજ પૂછે છે એને, 'અહો! અનુપમ બુદ્ધિનિધાન! કુશળ છે તમને? ક્યા પ્રયોજનથી અને આવવુ થયુ?' શાસન માટે હીરા ખેંચવા હોય તો શી રીતે ખેંચાય? મૃદુવાણી અને વત્સલ હૃદયથી, સામાના ગુણની કદ્ર થી ખેંચી શકાય

પુરોહિત અચંબો પામે છે 'હું અનુપમ બુદ્ધિનિધાન? આવા સમર્થ અને વિદ્વાન સૂરિજી મને આ રીતે સંબોધે છે! આ કેવા વિશાળ ઉરના મહાત્મા! મારામાં શી બુદ્ધિ છે તે હું જાણું છું એક સામાન્ય બાબતમાં તો અહિં પૂછવા આવવું પડયું છે મારે, આવી તો મારી અજ્ઞાન દશા છે અને હું બુદ્ધિનિધાન?'

આચાર્ય ભગવતના ઉદાર વચન પર મુગ્ધ થઈ બોલે છે, 'પ્રભુ! એ શુ કહો મને આપ? શું હું અનુપમ બુદ્ધિનિધાન! જૈન શાસ્ત્રની એક ગાથાનો પણ અર્થ ન સમજી શકું એવી મહા મન્દમતિવાળો હું શી રીતે બુદ્ધિનિધાન?

ગુરુજી કહે છે 'મંદિરમાં જે તમે વીતરાગ પ્રભુની સ્તુતિ કરી, એ અનુપમ બુદ્ધિના નિધાન વિના કેમ બની શકે? આ જગતમાં એ રીતે વીતરાગ પરમાત્માની ઓળખાણ થવામાં ખરી બુદ્ધિમત્તા છે.'

'હશે ભગવંત! પણ આપ કૃપા કરી ચક્કી દુગવાળી ગાથાનો અર્થ ન સમજાવો?' વસ્તુનો યાચો અર્થી કેવી રીતે માગણી કરે? તમે વ્રત પચ્ચક્ખાણ માગો છો ને? તે કેવી રીતે માગો છો? 'મહારાજ એકાસન' ! શબ્દનો અજબ મહિમા છે વિનયભર્યા અને સામાના અનુગ્રહની માગણીભર્યા શબ્દોથી આપનાર પ્રત્યે સામાને તો આકર્ષણ થાય, પરંતુ આપણા ય દિલમાં એક પ્રકારની એ કલ્યાણકર વસ્તુની

ક્ર માધેનો સામાના પ્રત્યેનો એવો નમ્રભાવ અને બહુમાન જન્મે છે, કે જે ગુણપ્રાપ્તિ માટે ખૂબ જ મહાયક છે કેમકે, એથી ગુણપ્રાપ્તિના અવરોધક કર્મોનો ક્ષયોપશમ (એક પ્રકારનો નાશ) થાય છે એના વિના ગુણ પ્રગટે નહિ યાદ રાખો કે સાચી વિદ્યા, સુન્દર ગુણા એ વિનય-બહુમાન અને કૃતજ્ઞતા વિના નાહ મળે

ગુરુદેવ એને સીધો અર્થ સમજાવીને ના ન કરે? ના, એમા સામા પર શો બહુ ઉપકાર થાય? એ તો કહે છે કે, 'ભો મહાભાગ! જૈન શાસનનો અર્થ સમજવા માટેની ઉંચી વ્યવસ્થા સાભળો અહિ તો પહેલા દીક્ષા લઈ તે તે સૂત્રને લગતી તપસ્યા કરવામા આવે છે પછી વંદન વગેરે વિનય વિધિદ્વારા શાસ્ત્ર અને એનુ વ્યાખ્યાન મેળવવા યોગ્ય હોય છે તો જ શાસ્ત્રોના સાચા વિસ્તાર અને પરમાર્થ મળે, પહોળાઈ-ઉંડાઈ મળે હવે તમને ઉચિત લાગે તેમ કરે। તમે વસ્તુના સાચા ખપી છો, તો મારી તમને સલાહ છે કે એમજ અથ સમજી લેવાની ખોટી ઉતાવળ કરતા મા'

હવે શુ થાય? પુરોહિતનુ ચિત્ત ગભીર વિચારણામા ચઢી ગયુ 'આમની વાત તો ઘણી સુદર છે! કેમકે કોને ખબર, કે આવી ગાથાના કરતા તો કેટલુએ અગાધ જ્ઞાન આમને ત્યા હશે, તે એ રીતે સહેલાઈથી મળે પરંતુ દીક્ષા એટલે જીવનભર માટેનો સંસાર ત્યાગ! એ કેમ બને મા ાથી ત્યાગે બીજી બાજુ મારે અથ સમજવા જરૂર પડે સામાનો શિષ્ય થઇને પણ સમજવાની પ્રતિજ્ઞા છે માટે હવે તો નિયમ તે નિયમ' અન્તર્નુ ખમીર ઉછળે છે અને ક્ષાત્રવટ દાખવી આચાર્યશ્રી પાસે ચારિત્ર અગીકાર કરી, એ હવેથી શ્રી હરિભદ્ર મુનિ બને છે આચાય મહારાજને એની આતરિક પ્રતિજ્ઞાની ખબર નહોતી પણ આર્ય દેશના માનવી ( ના ન હોય, જાતને ઠગનારા ન હોય શુ? એવા અવસરે કપાત નહિ કરવાનો કે 'હાય! મહારાજે મને આ બાધા ક્યા આપી?' પ્રતિજ્ઞાના

અવસરના પાલન તો આત્માના અનંત વીર્યને પ્રગટ કરનામા અનુપમ ઉન્નતિ ગાવનામા ખૂબજ મદદગાર નીવડે છે અહિં પ્રતિજ્ઞાએ શુ કર્યું? મહા મિથ્યાત્વમા ખૂચેલા રાજમાન્ય વિદ્વાન બ્રાહ્મણને જૈન શાસનના એક મહાન પ્રભાવક આચાર્ય બનાવ્યા! મિથ્યાત્વનુ જોર, પાછુ રાજા તરફથી માન સન્માન, વળી વિદ્વત્તા, એમા બ્રાહ્મણપણુ, આ એકેક વસ્તુ એવી છે કે આટલી ઉંચી સાધુતાની સ્થિતિએ ન પહોચવા દે! પરતુ એક પ્રતિજ્ઞાનો ચમત્કાર અજબ છે મારી પ્રતિજ્ઞા એ તો મોહને પછાડનાર આત્માને આભારી છે એ સમજનારા પ્રતિજ્ઞાના પાલન ખાતર અવસરે પ્રાણ પણ તજતા સંકોચાતા નથી'

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજે ફરમાવ્યાથી એમના પટ્ટધર શ્રી રામચન્દ્રસૂરિજીએ અયોગ્ય બાલચન્દ્રને આચાર્યપદવી ન આપવા કબૂ ર્યું પછી તો એક બાજુ કુમારપાળનુ મૃત્યુ, અને બીજી બાજુ ગુરુદેવ શ્રી હેમચન્દ્રસૂરિ મહારાજનુ મૃત્યુ થયુ કુમારપાળનો ઘાતક અજયપાળ રાજગાદીએ આવ્યો એણે બાલચન્દ્રની ચઢવણીથી શ્રી રામચન્દ્રસૂરિજીને કહ્યુ કે 'બાલચન્દ્રજીને આચાર્ય પદવી આપો.'

'તે મારાથી નહિ બની શકે' સૂરિજીએ ઉત્તર આપ્યો

અજયપાલ દબાણ કરે છે 'બનાવવા જ પડશે'

'બીલકુલ બને એવુ નથી' શાસન ભડવીરે દઢ નિર્ધાર જાહેર કર્યો

રાજા ગુસ્સે થઇ કહે છે 'એનુ પરિણામ સમજો છો? તમે આ કોની સાથે વાત કરી રહ્યા છો?'

'ગુજરાતના રાજા અજયપાલની સાથે'

'એટલે, મનમા ખુમારી છે?'

'ના, ખુમારી નહિ ગુરુજીના વચનના પાલનની, પ્રતિજ્ઞાના પાલનની આ નિશ્ચિત વાત છે'

પ્રતિજ્ઞા ભ ગની ભય-રના —રાજાનો કોપ હવે માઝા મૂકે છે, કહી દે છે 'આચાર્યપ' તમારે આપવુ જ પડશે, નહિતર ચઢાવી દઈશ તમને અગ્નિ પર.' વિચારો કવા કટોકટીના સયોગ ઉભા થયા અહિ જે કષ્ટની ગભરામણ હોય, મૃત્યુના નામથી કલેજુ ધડકતુ હોય, તો તો કેટલાય બ્હાના ઉભા કરાય મન લોચા વાળે કે 'જીવતા હઈશુ તો ખૂબ શાસનૂ પ્રભાવના કરી શકીશુ, ઘણી આરાધના થઇ શકશે' પણ રાક જીવને એ ખબર નથી કે ઇતિહાસમા એમ લખાય છે કે જૈનાચાર્યે મૃત્યુના ભયથી ગુરુવચન ઉલ્લઘ્યુ, પ્રતિજ્ઞા ત્યજી, તો એ પ્રભાવના કે અપભ્રાજના ? લોકોને શુ થાય, 'હ ત્યારે જૈન ધર્મમા આવી પોલ ચાલતી હશે ? આચાર્ય પણ પ્રતિજ્ઞા તોડી શકે ? વગેરે વગેરે થાય કે નહિ ? ત્યારે પોતે જો ગુરુવચન ઉત્થાપ્યુ, તો એ મહાવિરાધના ખરી કે નહિ ? અને પછી એવા નિષ્ઠુર હૃદયે આરાધના થઇ શકવાનો શો ભરોસો ? એમા માલ પણ શુ ?'

શ્રી રામચન્દ્રસૂરિજી તો મૃત્યુની ધમકી પર રાજાને આનંદથી કહી દે છે, 'કોઈ ચિંતા નહિ.' 'ક્યા ગુરુને આ કબૂલાત આપી' એવુ જરાય મનમા નથી આવતુ પ્રતિજ્ઞા તો તારનારી છે, ઉદ્ધારનારી છે, એના માટે હલકો વિચાર કેમ કરાય ? માનવ જીવનમા પ્રતિજ્ઞા-સ્વીકાર અને પ્રતિજ્ઞા-પાલનનો અજોડ હક મળ્યો છે ખ્યાલ છે આ હકો ? તો કહો જોઉં, જીવનને કેટલી પ્રતિજ્ઞાઓથી ભરી દીધુ છે ?

અજયપાલ ધમધમે છે, 'એમ નહિ માનો અગ્નિ ધખ્યા ધાતુના પતરા પર-કઢાયા પર ચઢવુ પડશે ત્યારે માનશો,' એમ કહી કરાવી તૈયાર્ગી મોટી કઢાઈ નીચે પ્રજ્વલિત ધખતો અગ્નિ સત્તાના દમામથી કહે છે, 'કા માની જાઓ, કા આના પર ચઢી જાઓ.'

ધન્યઘડી —કેવી અગ્નિ પરીક્ષા ન થાય? કાં નહિ, જાતમાં ગુરુઆજ્ઞાના ખાતર દુર્લભ નિયમની પ્રતિજ્ઞા ખાતર પ્રાણ ત્યજવા પડે તો, તે ઘડીને અભાગણી ઘડી નહિ, પણ ધન્યઘડી મહા મંગલઘડી માનનારાની! સૂરિજી સ્વમાર્ગમાં મેરુવત્ નિશ્ચલ હતા દુષમ એવા પંચમ કાળમાં પણ ભયંકર મૃત્યુના આક્રમણ પણ એમને ચલવિચલ કે ઉતાવળા કરવા સમર્થ નહોતા. એ જ કાળમાં આપણે જીવીએ છીએ ને? આજ કાળના અનુપમ દૃષ્ટાન્ત આપણી સામે મળે છે ને? તોય દેવભક્તિ, ગુરુઆજ્ઞા, અને વ્રતપ્રતિજ્ઞા વગેરે માટે કેટલી ચીવટ, અને કેટલું જીગર? પંચમકાળ પણ આવી આરાધનાઓ અને એના દિવ્ય પુરુષાર્થથી ચોથા આરા જેવો કરી શકાય એમાંનું કશું નહિ બને તો, એ છઠ્ઠા આરા જેવો!

આચાર્યની અંતિમ આરાધના અને ભવ્ય પુરુષાર્થ —મહાન સાધુગચ્છના નાયક, અદ્ભુત શાસન પ્રભાવક, અને શાસ્ત્ર-રચયિતા આ આચાર્ય પરિસ્થિતિ કળી લીધી વિહરમાન તીર્થંકરદેવની સ્તુતિ કરી, દુષ્કૃતગર્હા સાથે મહાવ્રતનું પુનરુચ્ચારણ કરી લીધું, સર્વ જીવોની ક્ષમાપના, મૈત્રીભાવ સાથે અનશન, અને અરિહંતાદિ ચાર શરણ સ્વીકારી લીધા નમસ્કાર મહામંત્રના સ્મરણ સાથે એક લડવીર યોદ્ધાની જેમ લાય જેવી કઢાઈ પર ચડી ગયા! ચામડી તો એકદમ બળવા લાગી, અતિશય પીડા છતા મુખ પર અનિમ આરાધનાની અને સમાધિની અપૂર્વ પ્રસન્નતા હતી! ઘડીમાં શરીર શેકાઈ સાફ થઈ ગયું!! પણ જરાય અરેકારો નહિ કે ક્યાં ગુરુએ પ્રતિજ્ઞા કરાવી, અને ક્યાં વગર વિચારે મેં ઉતાવળથી લઈ લીધી!

આ તવી પર શેકાઈ જવાની વાત નવી નથી નરકાદિમાં આપણને એવું ઘણું મળ્યું પણ ભયંકર પીડા અને પ્રાણત્યાગના

મારે મન પ્રતિજ્ઞાનું પાલન એજ જીવનમરણમાં નવી વાત હતી દુર્લભ-અતિદુર્લભ હતી, તે અહિં લાધી તો હવે એમાં પાછી પાની શા માટે?

એમજ વીર બનીને હરિભદ્ર પુરોહિત અટલ ટેકથી મુનિ બન્યા શી રીતે? શી રીતે શું પૂછો છો? બાહ્ય સંસારના સંબંધ અને હડવાળા ફગાવીને? અંતરના માયા મમતાના બંધન કાપીને! અચાનક આમ કરવાથી સગાસંબંધીને આશ્ચર્ય ન થાય? થાય, અને પૂછે પણ ખરા 'આ એકદમ શું?' તો તે કહેવા તૈયાર હતા કે 'આ કર્તવ્યના પાલન'

'પણ તમારે દીક્ષા?'

'હા, હા, મારે દીક્ષા'

ત્યારે સગા વળી કહે 'કંઈ સન્યાસી બાવા થવું હોય તો થાઓ, પણ જૈનોના સાધુ નહિ'

કહો, સગા આ સાચું કહે છે? સંસાર-ત્યાગની રજા આપે એ? ના રે ના, એ તો એક ગોળો ગબડાવવાની વાત એમ કાંઈ સંસાર છોડવા દેવાય? સંસારી-સગાઈની સફળતા શામાં? મોહ કરાવવામાં, વિષયના કીડા બનાવવામાં, કષાયના ઉસ્તાદ કરવામાં, કેમ એમજ ને? ના શું કહો છો? તપાસો જીવનમાં સગાઈની રૂએ તમે બીજાને શું આપી રાખી રહ્યા છો, અને સગા ના રૂએ બીજા પાસેથી તમે શાની આશા રાખી રહ્યા છો? મોજપાણી અને માનપાનની? કે વૈરાગ્ય અને ત્યાગ-તપસ્યાની? હરિભદ્ર પુરોહિત તો નરવીર હતા એ તો સગાને કહી દે કે 'બીજી બધી વાત રહેવા દો મારે તો જીવન નૈયાના આ અપૂર્વ સુકાની મળ્યા છે આ બધું ઘરબાર માલમિલ્કત તમને ભળ્યું' હે? મિલ્કત અને માનપાન છોડીને ચારિત્ર લેવાય? તમારા પોતાના માટે એમ લાગે છે, ખરૂં ને? પણ કહો તો ખરા કે 'મિલ્કત છોડીને મરાય ખરૂં કે નહિ?'

તે તો પ્રાપ્ત નથી' તેમ આ પણ સમજો કે જૈન કુળમા જન્મ્યાની વિશેષતા લાગતી હોય તો ચારિત્ર વિના પ્રાપ્ત નથી જૈન તરીકે જન્મ્યા માટે બધુ છોડીને દીક્ષા લેવીજ જોઈએ, એ આવશ્યક કર્તવ્ય અશક્તિ વગેરે કારણે ન લઇ શકો એ જુદી વાત પણ જેમ બધુ છોડીને મરવુ પડે છે, તેમ બધુ છોડીને ચારિત્ર લેવુ જ પડે, એવુ હૃદયમા અંકિત થઈ જવુ જોઇએ "દેવ-તિર્યંચ-નરકના ભવો ચારિત્ર વિના ચાલે પણ મનુષ્યભવ ચારિત્ર વિના ન ચાલે" (શિબિર પ્રવચનો) પુરોહિતને ભાવના થઈ કે તરત અમલ, કેમકે આ ભાવનાનો વિશ્વાસ રખાય નહિ! નથી ને કદાચ કોઈએ ગોદો ઠપકો લગાવ્યો તો ભાવના કડડભૂસ! આપણા સંયોગોનો વિશ્વાસ રખાય નહિ પણ આપણે તો ઘીંડુ જ ગોપવુ હોય, એટલે એમ થાય કે હજી શુ વહી ગયુ છે?' સાચી ભાવનાવાળા જીવો વિપરીત સંયોગો વચ્ચે રુદન કરે છે, એમનુ હૈયુ સળગી રહ્યુ હોય છે એ સમજે છે ભાવનાની નાજુકતા! પણ એટલુ સમજી રાખજો કે ચામડાની આંખે આ ભાવનાની નાજુકતા નહિ દેખાય

ભાવનાની નાજુકતા —એટલાજ માટે ડાહ્યા મનુષ્યનુ કર્તવ્ય છે કે જ્યાર ઉત્તમ કાર્યની ભાવના જાગી, ત્યારે તુરત તેને વધાવી લઈ અમલ કરવો નહિતર તો જે કાળે કરીને ભાવના એમ જ પડી ગઈ તો સમજો કે આત્માય ગયો નીચે! કંડરિકે દીક્ષા ભાવનાથી લીધી હતી, પરતુ જો એનુ ચાક્કસ ઉપાયોથી સંરક્ષણ ન કર્યુ, તો ભાવના પડી પરિણામ? સાતમી નરકમા પડ્યો અને ભાઈ પુંડરિક? ઉપર ચૌદમા રાજલોકમા અનુત્તર દેવ બન્યા! પુંડરિક તો ભાવના ટકાવવા-વધારવા એને અનુરૂપ ઉચ્ચ અમલ કરનારા બન્યા, માટે પહોંચ્યા અનુત્તર વિમાનમા!!

પ્રતિજ્ઞાનો પ્રભાવ— હરિભદ્ર પુરોહિતે તાજી જોયુ, પ્રતિજ્ઞાના પાલન વિના રહેવામા અસત્યગામિતા, આના મહાન

જૈનાચાર્ય પાસેથી લભ્ય એવી અનુપમ વિદ્યાનો અલાભ, ને પ્રપંચમય સંસારમાં એમજ જીવનોની બરબાદી! ત્યારે પ્રતિજ્ઞાના પાલનમાં આર્યત્વ પામ્યાની સફળતા! કુળને શોભા! સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ! કલ્પવૃક્ષસમા વિનય ધર્મની આરાધના! ઉત્તમ દુર્લભ જ્ઞાનની પ્રાપ્તિ! વિચારજો તમો, મનુષ્યપણુ અને જૈનપણુ પામ્યા છો ને? તો શુ કરો તો તે પામ્યાની સાર્થકતા થાય? અત્યારે જે કરી રહ્યા છો, તે તો અનાર્યપણુ, જૈનેતરપણુ પામ્યાનિય ય૮ શ તને? ત્યારે પશુપણુ પામવાને બદલે આર્ય જૈન માનવતા પામ્યાની કોઈ વિશેષતા નહિ સાધવાની? આ બ્રાહ્મણને એમ થયુ કે મારાથી ધારેલી પ્રતિજ્ઞા કેમ તોડાય? આમે આવતુ ચારિત્ર કેમ જતુ કરાય? ત્યારે શુ જૈન તરીકે જન્મેલાને એમ ન થાય કે 'અહો! ન્યાયસંપન્નતા, સત્યનિષ્ઠતા, ઉદારતા, પરોપકાર વગેરેથી મારા ઉચ્ચ જન્મને કેમ સાર્થક ન કરૂ? બીજુ બધુ તો, કર્યું ન કર્યું બરાબર થઈ પડે. આ ગુણની પ્રાપ્તિ કરેલી અક્ષય બનવાની, અને એથી આત્મા સાચો સુખી અને સ્વતંત્ર થવાનો.

મુનિ હરિભદ્રની ઉત્તમ ભાવના —બ્રાહ્મણ હરિભદ્રે આચાર્ય ભગવંતના ચરણ સ્વીકાર્યા જે વખતે એમને ચારિત્ર આપવામાં આવ્યુ અરિહંત પરમાત્માની આજ્ઞાએ એ વખતે એમના હૈયાના ખૂણે ખૂણે ભરેલા મિથ્યાત્વના મળ ગાઢ ભૂતની જેમ ઉડી જતા હતા! મિથ્યામતિ અને મિથ્યા પ્રવૃત્તિના પશ્ચાત્તાપનો દાવાનળ ભારોભાર સળગી ઉઠ્યો હતો! ચારિત્ર લીધા પછી જેમ જૈન શાસ્ત્રો ભણતા ગયા, તેમ તેમ એમના અંતરમાં જૈન શાસનની જે વધુને વધુ અદ્ભુતતા વ્યાપી ગઈ તેના પરિણામરૂપ આજે એમના ગ્રંથો જ્વલંત દૃષ્ટાંત છે જ્યારે એમને યાદ આવે છે કે "ક્યાં હુ એ પૂર્વનો પુરોહિત! ને ક્યાં આજે હુ સાધુ! એ વખતનો હુ

કેવો, ને આજનો કેવો ? ક્યા એ વખતનુ ગર્વિષ્ઠ મન ! તુચ્છ લક્ષ્મીના લોભમા પડેલુ મન ! અનેક પ્રકારના દોષોમા રક્ત રહેનારૂ મન ! ને ક્યા એના પ્રતિપક્ષી આ ગુણો !" ત્યારે એમના દિલમા આનંદ થાય છે એ યાકિની મહત્તરાને માતા માને છે પાછુ ગુરુએ ઓળખાણ કરાવી છે કે આ અમારા ગુરુના ભગિની છે, મહત્તરા છે જન્મદાત્રી માતા જુદી, આ તો ધર્મની માતા ! એટલે જે શાસ્ત્રો લખ્યા તેની નીચે લખ્યુ છે 'યાકિની મહત્તરાના ધર્મ પુત્ર શ્વેતામ્બરાચાર્ય હરિભદ્રની આ રચના ' એમ એમને લાગે છે "કેવો સુંદર યોગ ! આ સાધ્વીજી ! ! આ જૈન શાસનની ચઢતી દુર્ગ પામી ગયા ! ! આ આચાર્ય ભગવંત ! ! મને આ મનોરમ જૈન શાસનની પ્રાપ્તિ ! ! હવે તો હુ અગાધને અગમ્ય જૈનશાસ્ત્રોની અવગાહન કરી શકીશ ગુરુએ ભવોભવનુ સમજાવેલુ રહસ્ય પામી, આજે મારૂ મન પ્રભુના આગમો પામવાની આશામા મસ્ત છે ! હુ ગુણ કેટલા ગાઉ આ બધા ઉપકારીઓના !" મન હવે પવિત્ર બની ગયુ છે

આત્મરાનુ મન —આત્માના રૂપાન્તર સાથે મનમા પરાવર્તન જોઈએ ચિત્તે ગમતી વાતો, સજ્ઞાઓ, અને તેના પક્ષપાતો નજર કેળવવા પડે આત્માનુ ભયંકર બગાડનાર કોઈ હોય તો મન છે ઉત્તમ કોટિની આરાધનાની આડે ૧ જેટલી વાત અશક્તિની નથી નડતી, ૨ જેટલા ઉપસર્ગો નથી નડતા, ૩ જેટલો સામગ્રીનો અભાવ નથી નડતો, ૪ દેશ અને કાળ જેટલા નથી નડતા, તેટલુ મન નડે છે મન સુધાર્યું એટલે શક્તિ સયોગ ઉપાદાન બધુ સુધાર્યુ મન સુધાર્યુ તેણે આત્મા સુધાર્યો, ભવ સુધાર્યો મનના ફેરફારે એ મહાન પુરુષને અપૂર્વ સમ્યગ્દૃષ્ટિ અને સમ્યક્ચારિત્રી કર્યા જૈન શાસનના જ્યોતિર્ધર બનાવ્યા અતિ ઉચ્ચ કોટિના ગ્રન્થોને ચુમાલીશ શાસ્ત્રરત્નોના સૂત્રધાર બનાવ્યા

આ કેવો જૈનસંઘ પર અને જગતપર ઉપકાર કર્યો ! ! દોઢ હજાર વર્ષ પહેલાની આ વાત ત્યારથી માંડી અત્યાર સુધી એ શાસ્ત્રો ચાલી આવ્યા છે તેનાથી કેઈ આત્માઓએ આત્માની અદ્‌ભુત નિર્મળતા કરી, અને કેઈ કરશે ! તે શાસ્ત્રોનો વારસો બીજાને સોંપશે, અને સદગતિના ભોક્તા બનાવશે ! એ આવો ઉપકાર ક્યારે કરી શકયા ? જ્યારે એક ગાથાના નિમિત્તે, પ્રતિજ્ઞાના કારણે મન ફેરવ્યુ તો ને ? મનને સમજાવવાની જરૂર છે આ ભવમા મન સમજાવ્યું, ધર્મ સમજાવવાની તાકાત મળી જ પછીના ભવની શી ખબર ? તો મનને સમજાવીએ. એક કવિ મનને ઠીક ઠીક શિક્ષા આપે છે મન આપણને કેવી કેવી સ્થિતિમા મૂકે છે, હાથની જિતેલી બાજીને હરાવે છે, નજીક થતો મોક્ષ દૂર કરાવે છે, તરતી ભવની શ્રેણીને સોયદોરાથી સાંધી લાંબી કરી આપે છે ! તેવા મનથી થાકેલો આત્મા શુ ન કરે છે !

"મનવા છાડ તુ સગ હમેશા "

### મનનું ક્રૂર નાટક

કવિનો આર્તનાદ —

(કાલંગડો ભીમપલાસ મિશ્ર)

(૧) મનવા છાડ તુ સગ હમેશા

ના ચાહીએ તેરા માલ ખજાના ના નૌબત નક્કારા,
ના ચાહીએ તેરા ગાદી તકીયા રાજપાટ જગ સારા મનવા !

કવિ કહે છે કે "હે મન ! તુ અમારો પલ્લો છોડ તુ ઘણી માલમિલ્કત દેખાડી અમને લલચાવે છે પણ હવે અમારે તેની જરૂર નથી મહેલ'ખરી રીતે હોય છે જેલ બરાબર, પણ તુ અમને દેખાડે છે કે 'જુઓ આ કેવો સુંદર બંગલો છે, એમા તમારા નામની નોબત બજે છે' ઈત્યાદિ રૂપે ભોળવી તુ અમને એમા પૂરી દે છે એમ ગાદીતકીયા, મોટા રાજ્ય, અને આખા જગતની ઠકુરાઈ,

આ બધુ જે પાપરાના જાળ જેવુ છે, તેના ફગાવી અમારી પાગ ત બ ળીત કાળા કર્મ અને પાપના મ ધન ઉપાર્જે ર છે આજ સુધી હે મન ! તન પ્યારુ કરવામા મે મધળી કુશાટ કે ધમ મર્યાદાની રાખ્મ નથી રાખી પરંતુ એ બધાના પરિણામમા શુ? જેવા પ્રમાણના તારૂ ગમત કર ગ મ્યુ તરવા પ્રમાણના ટ મ ' તે મન ' તિને હનાને ન ન મા ટ આહા ! તારી નિર્દયતા હુ શુ વર્ણવુ ?

(૨) આદિ જનમસ આજ તરર વા તુ મારે સમસ ધ્યાન
મહા જહા મ તેરા ઉા કર, તુ નહિ હુઆ હમાન મનવા !

આજ સુધીમા યુગો વીત્યા, એમા હેતથી તુ મને સૌથી અધિક પ્યારુ હતુ એમ તો આ પૃથ્વીતલને પાવન કરનારા વિચરતા પરમાત્માય મને મળ્યા હશે, પણ એમને ય પડતા મૂકી, હે મન ! તને જ મે બ્હાનુ કર્યું તને ગમે તેવુ, ભલે અધમમા અધમ, કાય મા મે કર્યું તું જ મારો નાવ, હુ તારો દાસ, સદા સર્વદા હું તારો આજ્ઞાંકિત થઈને રહ્યો પ તુ અફસોસ ! કે તુ મારુ ! ન બન્યું ! એટલે ? તે મારી કાઇ જ કદર ન કરી ! મારુ કાઈજ તે ભલુ ન કર્યું ! આ અપાર ભવસાગરના અનત દુઃખમા મસાતા એવા મને હે મન ! ત જરાય રક્ષણ ન આપ્યુ અને હુ ગમાર તારો પુઠ હેવાન બ યા ! ન જોઇ રાત, ન જોયો દિવસ ! ન જોઇ દરિદ્રતા, ક ન જોઇ ધર્મતત્ત્વાની સપત્તિ ! તને જે ગમ્યું અને તે જે જે માગ્યું, તે સઘળુ કરી છૂટવા મે આકાશ પાતાળ એક કર્યા ! જીવનના જીવન પુરા અર્પ્યા ! છતા તુ મારા દુશ્મનનુ કામ કરનારુ !! હુ આનો બનુ એમા તારે શુ ?

(૩) તેરા તો કછુ નાહિ મિ ટા, તુ બના દાન મનવાના,
નાગદેપકા મિથ્યા દાસા તુને મેરે ગર્વેમ દાલા, મનવા !

તારુ તો કશુ બગડતુ નથી તું તો મતવાળો-આપ મતવાળો એટલે કે સ્વતંત્ર બની ફર્યા કરે છે તારુ ગમતુ-અણગમતુ લેવા મૂકવા પાછળ મને તો તે ગુલામ તરીકે ગણ્યો ગુલામીમા મને બળદાવવા તે મફતનો રાગદ્વેષનો ફાસલો માન ગળામા ઘાલ્યો છે રાગદ્વેષ એ ફાસલો એટલા માટે કે રાગદ્વેષ વિનાનો આત્મા સ્વતંત્ર છે, કાઈ પાપ કરવુ પડતુ નથી, ત્યારે રાગદ્વેષમા એવો બધને બધાય છે, ફસાય છે, કે પાપ કરવા જ પડે માણસ રાગદ્વેષથી જ દુખી છે રાગદ્વેષ હોય ત્યા સુધી દુ ખ ન આવે, તે વાત બની જ ન શકે હે મન ! તુ તો એવુ છે કે —

(૪) આવા મનમેં દુ ખ નહિ માને એના વિર્દુ આરા
સ્વર્ગનરક કા અનુભવ તુને લીયા હૈ લાખન વાર'
મનવા '

સ્વર્ગનરકમા લાખો સ્વાદો લીધા છતા આ સમારમા રખડપટ્ટી કરવામા તને દુ ખ કે નાલેશી નથી લાગતી ! કેવુ તું મહાગમાર અને હઠીનુ છે હે અજ્ઞાન ને હઠીનુ મન ! તારા લીધે તો, પ્રભુનુ શાસન મારી સામે છે છતા, મારે ભવાતર કેવા વેઠવા પડશે તેની મે ભીતિ નથી રાખી ! હું રાગદ્વેષના કચરા ઉપાડી રહ્યો છુ, મને લજ્જા નથી આવતી ! હમણા જો લજ્જા હોય, કે 'અરે ! વીતરાગના અનુયાયી એવા મને આ રાગદ્વેષના કચરા ગવવા શોભતા નથી આ તો ઘણુ ખરાબ થઈ રહ્યુ છે ' તો તો ઉભો થઇ જાઉ, રાગદ્વેષને લાત મારી કાઢુ ! પણ ના, શરમ નથી કેમ આમ ? માન મનનુ કહ્યુ ચઢાવી એને ગમતુ કરવુ, એનુ અણગમતુ છોડવુ, ભલેને વીતરાગ સામે હોય પણ મનને પનારે પડ્યા રહેવુ, આ અનાદિની ચાલ પડી છે એટલે શી શરમ ? પછી તો કેમ ? તો કે ઇન્દ્રિયોની વેઠ કરવાની, કેમકે મન એને કબજે કરે છે.

"(૫) 'પાચ ઇન્દ્રિય ના ઝરકે આપની, મેરી જીતી બાજી હારા,"
પુનર પુણ્યમા અમૂલ્ય ખજાના મોક્ષ બજાર, સારા
બનવા

મન ઇન્દ્રિયોને પોતાના હુકમ મુજબ નચાવે! પછી તો ભવોને મનુષ્ય ભવમા આવીએ એટલે આમ તો જગતની બાજી લગભગ જીતી ગયા ગણાય, પણ જો મનનુ ગમતુ કરવામા, અને તેના હુકમ બજાવવામા ઇન્દ્રિયોથી કાળા કામો કર્યા, આત્માને ભારેકર્મી કરી દીધો, અને દુર્ગતિની તૈયારી કરી, તો એ શુ કર્યું? પૂર્વે જીતેલી બાજી હારી નાખી! શુ માજી જીતો હતો? ત્યાગ તપના માર્ગ માનવ જન્મ ઉત્તમ કોટિના સ્થાનો આગળ આવ્યો હતો તે નરકમા ભયકર ક્રોધના સ્થાન, તિર્યંચમા માયાના સ્થાન! નરકના માર એવો ભયંકર પડે છે કે સહેજે ક્રોધ ગુસ્સો આવી જાય તિર્યંચમા મુગાપણુ હોવાથી ધણીને બતાવી ન શકે કે આવો ભાર નહિ ઉપડે એમ પોતાના થાક ભૂખ ન કહી શકે તેથી સહેજે એને માયા કરવાનુ મન થાય અને પોતાથી ઉંચા ઉંચા દેવલોકના સુખી દેવ પર ઇર્ષ્યા, સહેજે પોતાને એનો લોભ, વગેરે દેવગતિમા લોભના સ્થાન હતા ત્યારે શુ માનવને અભિમાનના સ્થાન નહિ? ખરા, પણ અહુભાર નો દરેકને લાગેલો જ હતો નરક અને દેવલોકની ગતિ જીવને સાફ ના પાડતી હતી કે અહિં કોઈ જાતના તપ, ત્યાગ કરવાની વાત ન કર! તિર્યંચપણામા અવિવેક અને પરાધીનતા ના પાડતી હતી ગમે તે આચરવુ ગમે તે ખાવુ, નાગા ફરવુ પડે, ભારી બોજ ઉઠાવવા પડે, લોક માને કે "પવિત્ર ગાય!" પણ ગાયને એનુ મન મનાવે કે "ચાલ વિષ્ટામા મો!" વિવેક નથી બાકીની એકેન્દ્રિયથી ઠેઠ અસન્ની પચેન્દ્રિયપણાની સ્થિતિઓમા પણ જીવ હારી રહ્યો હતો, ત્યારે અહીં બાજી જીતમા છે કેમકે બધુ થઈ શકશે શુ શુ? દાન, શીલ, તપ અને ભાવ! પ્રભુની ભક્તિ અને જિનાજ્ઞાનુ પાલન! કષાયોના

ઉત્તમ નિગ્રહ ! ઇન્દ્રિયો પર આત્માની જોરદાર સ્વાધીનતા ! આ બધુ કરવાના સયોગ મળ્યા એટલે કહેવાય કે અહિ બાજી હવે જીતના જેવી થ. પણ લુચ્ચુ મન ઇન્દ્રિયોને કબજે કરે છે આખને કહે "જા પર સ્રીના શરીર પર, જા સિનેમા પર !", કાનને કહે "જા રેડિયો પ !", જીભને કહે "ભટક કહોઈ–ઓળમા!", આ સ્થિતિમા ત્યાગ તપ કે સદાચાર શુ કરાય ? બધી બાજી હારી નાખી એ પરવશતા અને મૂર્ખાઈ કેટલી ? મનની ચાલે ચાલી, ઇન્દ્રિયોના અમન ચમનમા શુ કર્યું ? પૂર્વોપાર્જિત પુણ્યને વિનાશ ! અહિં લુટાવી નાખ્યુ પૂર્વનુ ભરચક પુણ્ય ! તળિયા સાફ કરીને બેઠો ! હવે પરભવમા સારૂ કેમ મળે એ માટે આકાશમા જ જોવાનુ ને ? પછી રહી ભીખ

(૬) લોભ મોહકી ઝોલી લેકર, ઘરઘર હાય પમાર।
ગાઠમે તેરી ક લાલ ા ના, માગત ફીરે ઉધાર। મનના

ઘેર ઘેર એટલે કે જેટલા જગતના વિષયો ત્યા ત્યા હે મનડા ! લોભ અને મોહની, તૃષ્ણા અને મમતાની ઝોળી તે મને પકડાવી ભીખ માગતો ભટકાવ્યો ! વીતરાગના શાસનમા આવી, આ રત્નાનુ ?ચક્રવર્તિનો દીકરો ભીખ માગે ? શુ અનતકાળ ભીખ માગી ઝોળી ભરાય ? ના, ના, બહુજ ઉડી થઈ ગઇ, તળિયુ દેખાતુ નથી માટે હવે કહુ છુ

તારી ગાઠે એક પાઈની મુડી નથી રહી અર્થાત્ પુણ્ય ખૂટી ગયુ છે છતા તુ ઉધારે માગતો ફરે છે, અર્થાત્ અશાન્યની ઝખનામા પાપ કરે છે સમજ કે લોભ અને મોહને લઇને ઇન્દ્રિયોના ભોગવિલાસ માટે જે જ જાળ ઉઠાવે છે, તે પ્રપચમાથી સાર નહિ નીકળે

(૭) જીમ પ્રપચમે માન નહિ હે, તાકો સોચ વિચારા,
તત્ત્વપદારથ ચિહે જો ચિત્તમે, તેના મેરા ભવ પારા" મનના..

જાતની જંજાળમાંથી માર નહીં કાઢયો ... કે ... કાંઈ નાખ્યું? અને તો આપઘાતના પાપના ભાગી! માથે દુઃખ અને દુર્ભાગ્યના ... વળગ્યા! અહીંયા જ્યાં ત્યાં હડધૂત થાય છે, અને પરલોકમાં તો દીન, દુઃખી, અને મહાનિગોદમાં બનશે. દુનિયાની આગ ને પાણીથી શામાશી નહિ પણ નારકીની આગમાં! આત્મા હતો ન હતો થઈ જશે! તો શાને હે મન! તું ચકડોળે ચઢયું છે? એક તું સમજે તો ઘણા ઘણા પાપોમાંથી હું બચી જાઉં તે માટે ફક્ત તું તત્ત્વ-વસ્તુ જો વિચારતું થઈ જાઉં બધી અતત્ત્વની ગડમથલ કાઢી નાખે, તો મારા વહાલા મન! તારો અને મારો નિસ્તાર થઈ જાય!

જગતમાં ન મળે એવું જિનશાસનમાં મળે—હરિભદ્રમુનિએ મનને કેળવીને પવિત્ર બનાવ્યા પછી જેમ જેમ એ જિનશાસનની વાતો ભણતા ગયા, તેમ તેમ એમને અનહદ આનંદ, આશ્ચર્ય અને નવીન ઉત્સાહ જાગતો ગયો. જગતમાં જોવા ન મળે સૂક્ષ્મ અને વિસ્તૃત કર્મ સાહિત્યની વાતો! ષડ્દ્રવ્યની વાતો! ભેદાભેદની, નિત્યાનિત્યની, સત્ અસત્‌ની, રૂપી ને અરૂપીની-સ્યાદ્વાદની વાતો! સપ્તભંગી ને સપ્તનયની વાતો, ચૌદ ગુણસ્થાનકની, ચૌદ પૂર્વની, ચૌદ રાજલોકની વાતો! આ બધું જગતમાં જોવા ન મળે। ઉત્તમ સંયમની ચર્યા બીજા જગતના ધર્મોમાં જોવા ન મળે! સૂક્ષ્મ મહાવ્રતોની સૂક્ષ્મ વાતોમાં જગતની દૃષ્ટિ ન પહોંચે! સમિતિ અને ગુપ્તિની વાતો જગતને જોવા ન મળે! આ બધી મિલ્કત જૈન શાસન માટે જિંદાવડ છે. હીન ભોગોના ઢગલા તો અનાર્યોનેય બહુ મળી શકે, પણ આ બધું જૈનને જ મળે. એવા જૈન અહિં પાંચ પચીસ લાખની સંખ્યામાં છે! એમાં તમારો નંબર લાગ્યો! જગતમાં મહાકિંમતી મિલ્કતને પ્રાપ્ત કરી લેવા ભાગ્યવાનમાં તમારો નંબર નોંધાયો! છતાં મનને સમજાવી શકાતું નથી! એટલે પછી મન નચાવે તેમ નાચવાનું જ ને? મન શીખ-

ત્યાડે છે કે "ધર્મ-બર્મ તો છે છે ને છે એ કાંઇ જતો નહિ રહે! સાચવવાનુ તો આ બધુ (જગતની જજાળ) છે" આ કેવી કગાલ દશા! છતા સભાગ્યને અવગણવાની દશા! અલ્યા ભાઈ! પણ એટલુ તો સમજ, કે જેને તુ તારૂ સમજે છે તે પછી નથી, અને તુ તો પડીચ છે! હવે એ તે ધર્મ નથી સાધ્યો, તો તનુ પરિણામ શુ? આની પછી જે તું જેવાનો છે, એમા અહિં તે જે મારુ માર કર્યું તેની વાસના તને ભવિષ્યમા બહુ પીડશે! એનુ કારણ એ, કે ત્યા તૃષ્ણા બહુ, પણ પુણ્ય નહિ તેથી ઝખેલુ ન મળવાથી પીડાનો પાર નહિ! ત્યારે ત્યા તારી દશા કયી? શ્રી હરિભદ્ર મુનિવરે તો મનને જીતી લીધુ છે ક્રમસર જૈન શાસ્ત્રો ભણે જાય છે એમા વળી પૂર્વનામના શાસ્ત્રોના વિચ્છેદ પછીનો નજીકનો એ કાળ એટલે ઘણી વાતો ગુરુમહારાજના મુખેથી જાણવા મળે! જોતજોતામા શ્રી હરિભદ્રસુરીશ્વર આગમો અને બીજા શાસ્ત્રો સુદર રીતે ભણીને તૈયાર થયા

સર્વજ્ઞ-અસર્વજ્ઞના શાસ્ત્ર વચ્ચે આકાશ પાતાળના અતર — એક વાર ગુરુને એ કહે છે કે "હે મુનીન્દ્ર! આટલા દિવસ તો અધિકરણને ઉપદેશનારા શાસ્ત્રોમા પ્રસન્નતાથી મારી મતિ ખુચી. એનાથી આસુરી બળને મારામા પ્રગટાવવાના કોડમા હુ રમ્યો આનુ કારણ એક જ હતું કે આપનો પરિચય નહોતો, તેથી હુ મૂછિત હતો પરતુ હવે હે પ્રભો! આપના પવિત્ર પાવન સનિધાનના શુભ પ્રભાવ જાગ્રત એવુ મારુ મન હવે ધીરજ ધરી સમ્યક્ શ્રુતના મહાસાગરમા અત્યત લીન થઇ ગયુ છે જગતને લક્ષ્મી વગેરેના વિયોગો જે પીડા આપી રહ્યા છે, એવી કોઇ વ્યથા હવે મને નથી હે નાથ! અનેક જન્મોની ઉચ્ચ સેવાઓથી પણ બદલો ન વળી શકે, એવો આ કેવો આપનો મારા પર અનુપમ ઉપકાર!"

જીવદયાનો મહાનધર્મે કયા — શ્રી હરિભદ્ર મુનિની આ દકિનાર વાણીમા ખૂબ જ રહસ્ય ભરેલા છે એની શોધ સુસ્ત જીવનને તાજગી આપે એમ છે, અતત્ત્વના આકર્ષણને મૂળમાથી તોડી નાખે એવા છે ! અસર્વજ્ઞના શાસ્ત્રો અધિકરણને ઉપદેશનારા છે અધિકરણ એટલે ? જીવહિંસાના સ્થાન, એનાથી જીવ દુર્ગતિનો અધિકારી થાય જીવહિંસાના સ્થાનમા અભ્યન્તર સ્થાન તરીકે હિંસક વિચારણા, રાગદ્વેષ વગેરે આવે, અને બાહ્ય સ્થાન તરીકે સાધન-સામગ્રી તથા એનો હિંસક ઉપયોગ આવે દા. ત તમે કપડુ ઝાટકયુ, એથી વાયુના જીવ અને બીજા ઉડતા ત્રસ જીવ હણાયા. અહિં કપડુ અધિકરણ બન્યુ, તમારી ઝાટકવાની ક્રિયા અધિકરણ બની તમારૂ ચાકુ બીજો કોઇ લઈ ગયો, અને એનાથી જીવ કાપવાની એણે ક્રિયા કરી, તો તમારા માટે એ નિરર્થક અધિકરણ થયુ એવી રીતે ધર્મના નામે જગલમા પચાગ્નિ તપ-કષ્ટ કરવાની ક્રિયામા અગ્નિના જીવ, વાયુના જીવ, વનસ્પતિના જીવ, લાકડામા ભરાયેલા ઝીણા કુથુ આદિ કીડા વગેરે કેટલાય જીવ બિચારા મરે, તે અધિકરણ અધિકરણ ઉપદેશનારા શાસ્ત્રો પછી કોઈ ગગાસ્નાન કહે છે, તો કોઇ અપુત્રને ગતિ નહિ મળે એમ કહી લગ્ન અને વિષયક્રિયા છે, કોઈ શાસ્ત્ર ઘરબારી અને આરભ પરિગ્રહમા ખુચેલા ગૃહસ્થને ગુરુ કરવા કહે છે, તો કોઈ સન્યાસી-વાનપ્રસ્થ જે કહે છે, તેમાંય છ જીવનિકાયના ભય સહારના જીવન બતાવે છે, અને બીજાને એના ઉપદેશ કરવાનુ કહે છે આ બધુ શુ છે ? જીવહિંસાના, અધિકરણના ઉપદેશ જીવના સહારમા ધર્મ ક્યાથી સમાય ? ત્યારે વિચારો કે અધિકરણના સ્વરૂપ અને એના ભયંકર પરિણામ સમજાવી, એનાથી પ્રતિજ્ઞાપૂર્વક પાછા વાળનારૂ જે એક માત્ર જૈન શાસન છે, તે કેવુ અજોડ !

આસુરી બળ આત્મિક તાત્ત્વિક બળ —શ્રી હરિભદ્રમુનિ ગુરૂને કહે છે કે "મને અધિકરણી શાસ્ત્રોના જોર પર આસુરી

આસુરી બળ પ્રગટાવવાની મતિ જાગી આનુ કારણ એ કે શ્રી વીતરાગ સર્વજ્ઞના એ ઉપદેશોના નહિ તેમજ અજ્ઞાનતાના ચોગે મને સૂક્ષ્મ જીવોના સ્વરૂપની ખબર નહિ, તેમ મારે અતરના રાગદ્વેષ પર વિજય મેળવવાનો છે, એ મારુ લક્ષ નહિ એટલે 'વાદીઓને કેમ જીતુ, મારુ વર્ચસ્વ કેમ જમાવુ, બીજાઓને પડિત ભાષાથી કેમ ઉતારી પાડુ' (દ્દા. ત શ્રી વીતરાગ પ્રભુની મૂર્તિની મિષ્ટાન્નભોજી તરીકે મશ્કરી કરી હતી,)–આ બધી આસુરી બળ પ્રગટાવવાની ભાવનામા રમ્યા કરવાનુ હતુ હવે એ મટી ચોગિક બળ, આત્મિક તાત્ત્વ બળનો ચોગ થયો ! કેવી રીતે? સદ્ગુરુ અને સાધુ ધર્મની પ્રાપ્તિના ચોગે પોતાની દૂષિત જાતનુ સાચુ ભાન થયુ, અને અધિકરણમાથી ઉગરવા મળ્યુ અપૂર્વ નિર્મળ જ્ઞાનની કમાઈ થઈ સમતા સમાધિમા મનને ગજબની સાચી અનહદ ઠડકનો અભૂતપૂર્વ અનુભવ મળ્યો ! તેથી લક્ષ્મી વગેરે અત્યત હેય લાગ્યા, એટલે એની પુઠે જગતની જે ધમાચકડી કે રુદન છે, એનુ તો નામ નિશાનેય ન રહ્યુ કેવુ સુદર, કેવુ સુખી અને કેવુ શોભાભર્યું જીવન !" કહો આ સાભળીને શુ થાય છે મનમા ? શુ એમ થાય છે કે 'તાવ' ત્યારે હુ ય કેમ અહીં બેસી રહ્યો છુ ? હુ ય ચારિત્રમાર્ગે સચરૂ' ભૂલશો નહિ કે ગૃહસ્થ હરિભદ્ર કરતા ગૃહસ્થ તમે વધુ ભાગ્યશાળી છો, ચારિત્રના હકદાર છો, અરે ? એટલુ જ નહિ પણ ચારિત્રની બહુ નજીક છો જો આ ભાગ્યની કદર હોય, તો ભલે કદાચ જાતે નહિ, તો દિકરા દિકરીને તો જરૂર ચારિત્ર માગે ચઢાવી દ્યો

ઉપકારની સ્મૃતિના અશ્રુ — શ્રી હરિભદ્ર સુનિ અતે ગુરુદેવનો ઉપકાર અપ્રતીમ હોવાનુ કબૂલે છે, અને આવા અપ્રતિકાર્ય ઉપકારને યાદ કરતા એમની આસુથી આખો ભરાઈ જાય છે હૃદય ભરાઈ આવે છે, 'કયા હુ પૂર્વનો ઉન્મત્ત ! અને કયા આજ જીવનમા હુ ઉચ્ચમાગે ચઢાવાયેલો ! ગુરુજીએ જે ભલુ કર્યું, તેનુ વર્ણન શુ

કરાય? આવા નિસ્વાર્થપણે અનત ઉપકાર કરનાર ગુરુના આજ્ઞાંકિત બની રહેવુ, એ સિવાય ઉપકારના બદલા તરીકે બીજુ તો શુ કરી શકાય? કેમકે આ તો જૈન ગુરુ, એમને કશી જરૂર નહિ, એ તો નિરતર ઉંચે ઉંચે સ્વય જઇ રહ્યા છે ત્યા શિષ્ય એમનુ શુ ભલુ કરી શકે?"

ત્યારબાદ ગુરુએ યોગ્ય જાણી એમને આચાર્યપદ પર આરૂઢ કર્યા એ હવે કલિયુગમા યુગ-પ્રધાનસમા આચાર્ય શ્રી હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજ બન્યા.

શ્રી હરિભદ્રસૂરિજી ભાણેજોને દીક્ષા આપે છે —એ વખતની વાત છે શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ બહાર ગયેલા છે બહારની ભૂમિએ તેમને તેમના ભાણેજો મળ્યા નામે હંસ અને પરમહંસ કેવા સુદર નામ! કાન્તિ અને ગુણે પણ તેવા! હંસ ઉજ્જવળ કાન્તિવાળા, ઉચ્ચ ખોરાકવાળા, અને વિવેક–શાતતા વગેરે ગુણોવાળા. આ પણ તેવા છે મામાને જોતા જ હાથ જોડી પગમા નમી પડે છે સૂરીશ્વરજી એમને કઇક ચિંતાવાળા જુએ છે

પૂછે છે "કેમ શુ છે?"

"મૂઝવણ છે"

"તમારે મૂઝવણ?"

"શુ કરીએ? પિતાજીના ઘરમા ન સાભળી શકાય તેવા કર્કશ વચન સાભળવા મળ્યા તેથી મન ઉદ્વિગ્ન થઇ ગયું છે એમ થાય કે કે આ આપણા સ્નેહી!" બ ને ભાઈ જબરજસ્ત યોદ્ધાઓ છે સો શસ્ત્રથી યુદ્ધ કરી જાણે છે એક ભાઇ સહસ્રમલ્લ છે એકલો હજાર યોદ્ધાઓને પૂરો પડે! આનાતેય સ્વજનોના ટોણા ઠપકા ખાવા પડે, એ કેવી કર્મની વિચિત્રતા! કેવો સસાર! અતરમા સ્વજન પર અને ઘર પર એમને વૈરાગ્ય થઇ ગયો છે તમને?

મનનીય ઉપદેશ સંસારની ઓળખ —એટલે મામા કહે છે, "ખરી વાત છે ભાઈ તમારી સંસારના સ્નેહી સ્વાર્થમાં રમતા હોય છે એમના સ્નેહ પાછા ચંચળ! એ ખસે એટલે આમાનું આવી બન્યું! પણ તમે એકલા સ્નેહીનું જ એવું સમજતા ના સાગિય જડ ચેતનમય સંસાર જ એવો છે! એના પર વિશ્વાસ શા સારુ? કદાચ અવિશ્વાસનીયમાંના એકને મૂકી બીજાને વળગશો, તો ફરી આવો પસ્તાવો વેઠવો પડશે, માટે સાચા વિરાગી થાઓ" સૂરિજીએ શું કહ્યું? વિરાગી થવાનું તમે વિરાગી છો ને? ખબર છે વિરાગીને શું ખપે? વિરાગીને ચારિત્ર જ ખપે ત્યારે કહો કે સંસાર કોને ખપે? જેને રાગનો જ ખપ હોય તેને! રાગમાં જેને દુર્દશાની કે ગુનો ન જણાય તેને, ના નાકો રાગમાં ન દેખાય તેને ખપે એટલે શું, એ સમજજો ખપતી વસ્તુ ન મળે, કે ન મેળવી શકાય, એ વાત જુદી પણ એના માટે હાર્દિક લગની હોય એને છોડીને બીજામાં મઝા ન આવે આ બે ભાઈઓને શરીરનું પુણ્ય છતાં કુટુંબનું પુણ્ય નહોતું ભલે તે પુણ્ય નહોતું, પણ તે છતાં ખુરો વિચાર ન આવ્યો બલ્કે ગુરુજીના વચને તેના પરથી સંસારનું માપ કાઢ્યું કે, આપણા ગણાતા સ્નેહી તરફથી પણ જો પીડા મળે તો પછી જગતના તરફથી શું મળે? પીડા જ તો પછી એવા સંસારથી સર્યું એ કહે છે, 'પ્રભુ! આપો અમને ચારિત્ર અમે તો હવે તમારા શરણે છીએ!'

સગાઈના માપ —મામાએ ભાણાને સાથે લીધા, અને લઈ દીક્ષા આપી શું? બહેનના દીકરાઓને દીક્ષા આપી દીધી "અપાય? સગા થઈને આવું કામ કરાય? બહેનને ભાઈ સગો તો ખરો જ ને! તો સગાના છોકરા ઉપાડી જવાય?" આવા બધા પ્રશ્નો રાગની અને અજ્ઞાનતાની હેળીના છે ભયંકર ભૂતમાળની ભૂતાવળનું ભાન નથી, ભાવી અનંતકાળ દૃષ્ટિમાં નથી, એટલે એવા એવા ઉંડાના સૂઝે છે

બૌદ્ધમત જાણવાની ઝખના — બન્નેને શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ અધ્યયન કરાવે છે, પ્રમાણ-શાસ્ત્રો અને જિનાગમોની તાલિમ આપે છે એમા એક વાર બન્નેના મનમા એક વિચાર આવ્યો સૂરીશ્વરજીના ચરણે ધરતી પર માથુ નમાવીને તેમણે ગુરુમહારાજની આગળ તે વિચાર મનોરમ વિનતિપૂર્વક રજૂ કર્યો "ભગવત! આજ્ઞા આપો. બૌદ્ધના તર્કશાસ્ત્રના રહસ્ય જાણવા ઇચ્છા છે અમારી બુદ્ધિની પરીક્ષા માટે એના કઠિન શાસ્ત્ર ભણવા એના મઠમા અમે જઈએ બરાબર તેમનુ જોઈ લાવીએ. પછી એના જોરદાર ખંડન કરી, એ કુમતના મૂળિયા ઉખેડી નાખીએ તો હવે અમને તેમનુ સ્થળ બતાવો" ગુરુમહારાજ આમની આવી ધગશ જોઇ ખુશ થાય છે પરતુ નિમિત્ત શાસ્ત્ર જોઈને કહે છે, "નિમિત્ત સંયોગ એવા જણાય છે કે તમારા ત્યા જવામા લાભ નથી દેખાતો, માટે એ ઇચ્છા માંડી વાળો"

"ભગવન, ત્યા ગયા વિના એના ભેદ શી રીતે જણાય?"

"અહો, એજ ને? એ તો તમે આ દેશમા ય ગુણવાન આગમાભ્યાસી સાધુમહારાજ પાસે ય જાણી શકશો એમ તો કેટલાક એવાય હોય બુદ્ધિશાળી ભેજાવાળા હોય છે કે જે અન્ય શાસ્ત્રોનાય સારા વિદ્વાન હોય છે"

'પણ ભગવન્, અમારે ઠેઠ એના ઘરમા આવતુ તત્ર ભણવુ છે"

"તમારે ઉપયોગી તો અહીં ય જાણી શકાશે બાકી ત્યા તો હું નુકસાન જોઇ રહ્યો છુ અને કદાચ નુકસાન ન પણ હોય તો ય ગુરુનો વિરહ પડે, એવા માર્ગે કોણ ભટકે? તેમ નુકસાન જાણ્યા પછી કયા ગુરુ રજા આપે? તેથી હુ તો તમારા જવામા સંમત નથી"

ગુરુ કૃપા પર શ્રદ્ધા — ગુરુના આ વચન પર હંસ જરા હસીને કહે છે, "ગુરુજી, આપનુ આ કથન અમારા પર આપની

અતિશય વ સવતાને સૂચવે છે અમને આવા આપના અનહદ પ્રેમ પર શ્રદ્ધા છે ”

“ પણ નુકસાનનુ શુ ? ”

“ અરે પ્રભુ, એ શુ બોલ્યા ? આપ જેવાની કૃપા છે પછી નુકસાન ? ના ર ના, અવસર લાભ જ થવાનો આપે અમને બાળપણમા ય કયા એવા નથી સાચવ્યા કે જેથી અમને પ્રભાવવાળા ન બનાવ્યા હોય ! કેટલી કૃપાની દ્રષ્ટિ સાથે અહીં પણ આપે અમને હુલરાવ્યા છે ! પછી અમારા પર નિમિત્ત શુ કરશે ? ” મામાનો ભાણેજ પર પૂર્વે કેવો પ્રેમ હશે ? એય છોડી મામાએ દીક્ષા લીધી છે ! એ કહે છે કે “અમે બરાબર જાગતા રહીશુ આપના પ્રભાવિક નામનો મત્રની જેમ જપ કરશુ પછી અપશુકન શુ નડવાના હતા ?”

ત્યારે છેવટે ગુરુ કહે છે કે “તમને સુખ ઉપજે એમ કરો અમારે તો હિતમની કહેવુ એ યોગ્ય છે બાકી થવાનુ તો થશે જ”

બસ, બન્ને ભાઈઓ ગયા દૂર દેશે બૌદ્ધના મઠમા, પણ પોતાનો સાધુવેશ સારી રીતે છુપાવી, બૌદ્ધોને વ્હેમ ન પડે એવો વેશ કરીને ગયા ત્યા જોયુ કે દુર્મતિઓએ જાળ તો ઠીક પાથરી દીધી છે ! વિદ્યાનો ઉછરંગ કેટલો બધો છે ? અત્યત ! શા માટે ? શાસનનો હજી પણ વધુ ઉદ્યોત કેમ થાય, એની તીવ્ર કામના છે આમ તો ગુરુથી જુદા પડવાનુ દિલ નથી પરતુ અતરમા ઉછળેલી એમની વિદ્યાની ધગશ અને શાસન સેવાના કોડ આ મહાન સાહસ કરાવે છે તમે જાણ્યુ ને કે એમને ક્યા રહેવાનુ છે ? વિરોધિના કિલ્લામા ! તેય કોઇ રક્ષણ વિના, એકલા પડે ! કેમ એ ગભરાતા નથી ? કહોને કે એ યોદ્ધા છે માટે ના, ના, યોદ્ધાય એકલા જતા વિચાર કરે આ તો અતરમા પર વિદ્યા જાણવાની અને પછી એનુ જોરદાર ખંડન કરવાની તીવ્ર ઉમેદ છે તેથી ગભરામણ નથી રાખી

તેમ ગુરુ નિશ્રા પર અનહદ શ્રદ્ધા છે તેથી બીક નથી ગભરાટ સાથે જે કામ કરવા જવાય તેમા ભલીવારેય શો આવે છે?

પ્રચારના પાકા ઉપાય —હેઠ બૌદ્ધના મઠમા પહોચી જૂએ છે તો, શુ દેખાય? જ્ઞાનાભ્યાસ કરવા માટે અનેક શાળાઓની હાર છે તેમ ભણનાર વિદ્યાર્થીઓને બીજી ખટપટ ન કરવી પડે તે માટે દાનશાળા પણ ત્યા છે, અને બૌદ્ધ ભિક્ષુઓનો વડેરા શિષ્યોને ભણાવે છે કહો! પોતાની વિદ્યા પોતાનાને ભણાવવા માટેની કેવી સગવડ? કેમ વા? સ્વધર્મના અનુયાયીને યાવજ્જીવ એમા જ દૃઢ શ્રદ્ધાવાળા બનેલા રાખવા માટે કદાચ કોઇ બહારનો વાદી વગેરે મળે તો ગૂઢ યુક્તિઓથી તેનુ ખંડન કરી બૌદ્ધ ધર્મનુ ગૌરવ અને પ્રચાર કરવા માટે, શક્ય હોય તો એનેય બૌદ્ધ ધર્મનો ઉપાસક બનાવી દેવા માટે વિદ્યામા એવી શિક્ષણપદ્ધતિ રાખી છે! તેથી જ ત્યા બૌદ્ધ સિવાય બીજા કોઈને પ્રવેશ નથી જટિલ અને તર્કભરી એના ગૂઢ પદાર્થોની વિચારણા ત્યા મુખેથી આપવામા આવે છે એ યુક્તિઓની બહારનાને ખબર ન હોય, એટલે વાદમા બૌદ્ધને બહારનો જીતી ન શકે જૈન શાસનમા ગૃહસ્થનો અધિકાર પહોચે એવા જૈનશાસ્ત્રો આજે ય મળે છે ને? કેટલા? કેવા? કહો, ઘણાય શાસ્ત્રો મળે છે અને તે બહુ ઉંચા તત્ત્વોનુ પ્રતિપાદન કરનારા

શ્રાવક યોગ્ય શાસ્ત્રો —ચારે અનુયોગના મહાન ગ્રંથો શ્રાવકને ભણવા યોગ્ય આજે અનેકાનેક મોજુદ છે અનુયોગ જાણો છો? અનુયોગ એટલે વ્યાખ્યાન ચાર અનુયોગમા એક ગણિતાનુયોગ, એમા ગણિત એટલે ગણતરીની વાતો આવે ધર્મકથાનુયોગમા ધાર્મિક દૃષ્ટાન્તો, ચરિત્રો આવે ચરણકરણાનુયોગમા મૂળ ધર્મ, આચાર અને એના ઉત્તરગુણો કયા કયા અને કેમ પાળવા તે આવે દ્રવ્યાનુયોગમા પદાર્થોની વિચારણા આવે પહેલા ગણિતાનુયોગમા નાની-મોટી સંગ્રહણી-ક્ષેત્રસમાસ-ક્ષેત્રલોકપ્રકાશ, લોકનાલિકા

વગે આને બીજા વર્મકથાનુયોગમા ઉપદેશમાળા, ત્રિષષ્ઠીશલાકા પુરુષ, સમરાદિત્ય ચરિત્ર, કથાકોષ, ઉપમિતભવ-પ્રપ ચાકથા, ઉપદેશ પ્રાસાદ, બીજા અનેક ચરિત્રો, વગેરે આવે ત્રીજા ના ૧૧ કરણાનુયોગમા નવપદ બ્રહત પ્રકરણ (જેમા નવ સ્થાનોએ સમકિત અને બારવ્રતોનુ અદ્‌ભુત નિરુપણ છે), આચાર પ્રદીપ, (પચાચારનો ઉત્તમ ગ્રથ) ધર્મસંગ્રહ, ધર્મબિંદુ, ષોડશક, ત્રણ ભાષ્ય, અધ્યાત્મકલ્પદ્રુમ, ઉપદેશ ચિંતામણિ, શાત સુધારસ, અર્થદીપિકા, શ્રાદ્ધવિધિ, આવશ્યક સૂત્ર-ભાષ્ય-ટીકા, વગેરે આવે ચોથા દ્રવ્યાનુયો ગમા તત્ત્વાર્થ મહાશાસ્ત્ર, પ્રશમરતિ, દ્રવ્યગુણપર્યાયરાસ, સમ્યકત્વ સપ્તતિકા, જીવવિચાર, નવતત્ત્વ, દ ડક, છ કર્મગ્રથ, પ ચસગ્રહ, કમ્મપયડી, પ્રવચનસારોદ્ધાર, પ ચાશકજી, યોગદષ્ટિ, યોગબિંદુ, દ્રવ્ય ભાવ લોકપ્રકાશ, નયોપદેશ, અધ્યાત્મસાર, અનેકાત વ્યવસ્થા, અનેકાત જયપતાકા, સન્મતિતર્ક, પ્રમાણનય-તત્ત્વાલોકાલ કાર, પ્રમાણમિમાસા, શાસ્ત્રવાર્તા-સમુચ્ચય ઉત્પાદાદિસિદ્ધિ, વગેરે વગેરે ઘણુ આવે

શાસ્ત્રાધ્યયનના મુ ઝ વણ — કહો આ બધુ ભણ્યા છો? ના? આમાનુ અર્ધુ? ચોથા ભાગનુ? કાઈ જ નહિ? ત્યારે શુ ભણતર નથી? ના સંસારની વિદ્યાઓ તો સારી રીતે ભણ્યા છો કેમ એમ? માનવ જીવન એવી તુચ્છ અને આત્મહિતઘાતક જડ વિદ્યાઓ માટે ખરુ અને મહા તારક આત્મવિદ્યાઓ માટે નહિ એમને? ત્યારે કદાચ તમે જાતે નહિ, તો બીજા ભણી શકે એ માટે કોઈ સગવડ રાખી છે? નવકારમ ત્રથી માડી ઉપર કહેલા શાસ્ત્રો સુધી ભણવા ભણાવવા માટે કોઇ વ્યવસ્થા? હવે કહીએ છે જૈનોની સંખ્યા અને જૈનોનો પ્રભાવ ઘટતો આવે છે, પણ એમા શી નવાઈ? શ્રાવકો જો આ ધર્મ શાસ્ત્રો ભણેલા હોય તો (૧) કોઈની સાથે વાતચીતમાય એ શાસ્ત્રોની અદ્‌ભુત વસ્તુઓ વદાવે (૨) રસ જગાવવો હોય તો ધમકથા કહે (૩) ક્યાક

ભાષણનો અવસર આવ્યો હોય તો તત્ત્વોની સુંદર છણાવટ કરી, એનો અજબ પ્રવાહ દેખાડે (૪) ક્યારેક બિમાર સ્નેહીને કે આપત્તિવાળા કોઈને મળવા ગયા હોય, ત્યાં શાસ્ત્રીય આશ્વાસનની સમજૂતી કરે તેવા શાસ્ત્રીય પ્રસંગો અને દાખલા બતાવે, (૫) રોજ કુટુંબને ઘરમાં બેસાડી ઉચ્ચ જીવનની હિત શિક્ષા આપે, ધર્મમાં શ્રદ્ધાળુ અને સ્થિર કરે, કુટુંબના જીવનને નિર્દોષ અને ગુણાર્જક બનાવે (૭) કુગુરુઓના ઉત્સૂત્ર ભાષણોનો પ્રતિકાર કરે ઇત્યાદિ બધું ક્યારે બને? શાસ્ત્રોના અભ્યાસ વાચનથી

બૌદ્ધના પિટકોમાં બૌદ્ધમતનું મંથન —બૌદ્ધોને ત્યાં ભણવાની વ્યવસ્થા હતી હંસ અને પરમહંસ ત્યાં પહોંચી ગયા પછી તો તરત જ અત્યંત વિષમ એવા બૌદ્ધના શાસ્ત્રોના થોક ભણવાનું શરૂ કરી દીધું દિવસ અને રાત મથવા માંડ્યું શું કામ બાકી રાખે? ઉચ્ચ ધ્યેયવાળા આ લોકો કાર્યમાં આળસ કરે તે મૂર્ખ! જીવન ટૂંકું અને સાધના મોટી પછી શી રીતે એક ક્ષણ પણ પ્રમાદમાં જતી જવાય? ત્યારે પ્રમાદી સુસ્ત અને વિલાસી જીવન ગાળનારા શું બહુ લ્હાવો લઈ લે છે, કે એ લ્હાવાની લાલચમાં પડી મહાન સાધના ગુમાવવી? હા, પ્રમાદમાં કોઈ દેવતાઈ આનંદના, દેવતાઈ શાતાના અનુભવ થતા હોત, તો તો હજીય પ્રમાદ પ્રત્યક્ષમાં ના કારગત ગણાત પણ આ તો 'ચિંતાની જંજાળોથી બળી ગયેલા માનવનાં તુચ્છ સુખ તે ય ક્ષણિક, પરાધીન અને નલોપાન-નિભા ભર્યા' શું એની ખાતર મહાન ઉમદા અને અતિ મૂલ્યવંતી આરાધના ગુમાવવી?

આજના ભણતરમાં પોતાનું ગુમાવવાનું નહિ, પણ શ્રેષ્ઠ કરવાનું — અધ્યયનમાં હંસ-પરમહંસના અપ્રમત્ત પુરુષાર્થ ચાલ્યા ભાગ્યશાળી એવા કે પર પંડિતોને સમજવા અતિ કઠિન પડે એવા બૌદ્ધ તત્ત્વોને એમણે સરળતાથી કુશળ રીતિએ સમજી લીધા એમાં એમણે

એવું કે શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાન્ત ઉપર બૌદ્ધોએ કલ્પિત એવા પણ પ્રખર દૂષણો ઉભા કર્યા છે, તો હવે એ ટાળવાનું કાંઈ કરવું જોઈએ પહેલેથી જૈન દર્શનના અભ્યાસી તો બનીને જ આવ્યા હતા, અને અહિંની ગલીકુચીઓ સમજી લીધી, એટલે હવે એમાંથી એ દૂષણોનું ખંડન જિનઆગમ-પ્રમાણથી સૂક્ષ્મ દૃષ્ટિએ એવું કર્યું, કે જેની સામે હવે ઉત્તર કરવો બૌદ્ધોને અશકય હતો એટલું જ નહિ પણ ઉપરથી એની સામે જૈન તર્કની પ્રવીણતાથી જબરજસ્ત હેતુ, યુક્તિ અને દૃષ્ટાંત ખડા કર્યા, કે એથી બૌદ્ધમત પોકળ અને અસત્ય સાબિત થયો બૌદ્ધમતની અસત્યવાદિતા અને અપ્રમાણિકતાની આ સાબિતિઓ એટલી બધી સચોટ અને દૃઢ હતી કે એની સામે ઉત્તર કરવાનું કે એને ખોટી પુરવાર કરવાનું સામર્થ્ય બૌદ્ધના ખુદ વડેરામાં નહોતું જૈન શાસનના કેળવાયેલા મુનિરત્નોની કેવી અચિંત્ય શક્તિ ! કેવી અદ્ભુત બુદ્ધિ !

આવ્યો વિઘ્ન પિશાચ —બૌદ્ધોએ ઉભા કરેલા કલ્પિત દૂષણો, એના નિરાકરણ, એની પ્રતિપક્ષી જૈન વસ્તુની સાબિતિના હેતુ-યુક્તિ, એ બધું ભૂલી ન જવાય, એ માટે હંસ પરમહંસે લખી લેવા માંડ્યું, પણ તે એકાંતમાં બેસીને કિન્તુ બન્યું એવું કે પવનના જોરે એમાંથી લખાણના બે પત્ર ઉડી બહાર પડ્યા, અને બીજાના હાથમાં આવ્યા એણે ત તરત જ પોતાના આચાર્યને આપ્યા હવે શું બાકી રહે ? આચાર્ય તો અત્યાર સુધી એમ જ સમજે છે કે ત્યાં બધા ભણનારા ચુસ્ત બૌદ્ધમતના શ્રદ્ધાળુ છે તેથી જ નિરાંતથી પોતાની શુદ્ધ યુક્તિ-પ્રયુક્તિ સૌને બતાવતા હવે જો જાણે કે આ તો કોઈ પોતાનો દુશ્મન બધું શીખી ગયો છે, તો ગુસ્સો, દ્વેષ, અને કુબુદ્ધિ કેવા જન્મે ? બસ, થયો ફફડાટ !

પાપના કટ્યામાં રહેનારી વસ્તુ પર આત્મનો મદ વાન્ળ છે —
પત્રો જોઈ બૌદ્ધનો આચાર્ય ચમક્યો, 'અહો ! આ અમે સામામાં

શાસ્ત્રોને ચિત્તમા સુપરિચિત અને દઢ કર્યા વિના મિથ્યાશાસ્ત્રોમા દોડાદોડ કરે તો માર ખાઈ બેસે ! ગુરુ શ્રી હરીભદ્રસૂરીશ્વરજી મહારાજે હંસ-પરમહંસને એવા તૈયાર કર્યા છે કે અહિં બૌદ્ધની પ્રખર યુક્તિઓમા પણ ભોળવાઈ જવાની વાત તો નહિ, કિન્તુ ઉપરથી એને એની સામેની જબરજસ્ત જૈન યુક્તિઓથી તોડી ફોડી નાખવાની જ વાત !

અરિહંતના ચિત્રથી પરીક્ષા—બૌદ્ધાચાર્ય વિચારમા આગળ વધે છે, 'હવે જો આને રહેવા દઈએ તો તો કોણ જાણે આપણુ કેટલુય ઉખેડી નાખે ! ત્યારે આને પકડી પાડવોય શી રીતે ?' વિચાર કરીને પોતાના મુખ્ય બૌદ્ધોને કહે છે કે "વિદ્યાર્થીઓના શયનગૃહ આગળ એક અરિહંતનુ ચિત્ર એવી રીતે દોરો કે જેથી બહાર નીકળતા ચિત્રમાના મસ્તક પર પગ મૂકવો જ પડે પછી તપાસો કે કોણ પગ નથી મૂકતુ સાચો જૈન હશે તે પગ નહિ મૂકે આ રીતે ઓળખી લાવો એને " એ કાળે ધર્મની શ્રદ્ધા એવી કે ધર્મદાતા દેવગુરુની અનાદર આશાતના કરીને પ્રાણ પણ બચાવવાની વાત નહિ, તો બીજી તો કઈ લાલચે એવુ અઘટિત કાર્ય થાય ? બૌદ્ધોએ વિદ્યાર્થીઓ ઉંઘતા હતા ત્યારે એ રીતે ચિત્ર દોરી દીધુ બીજા વિદ્યાર્થીઓ તો જાગી । એના પર પગ મૂકી મૂકી બહાર નીકળવા માંડ્યા પણ હંસ પરમહંસ ચિત્ર જોઈ આગળ વધતા અટક્યા એ વિચારે છે કે 'અહાહા ! આ કેવુ સંકટ ? આપણી પરીક્ષા કરવાનો આ કીમીયો લાગે છે, અને જો જૈન તરીકે પકડાયા, તો આ નિર્દય બૌદ્ધમઠાધીશ પાસેથી જીવતા છૂટવાની આશા શી ? ત્યારે શુ આપણા જીવતરના બલિદાન એની સેવામા આપીએ ? બલિદાન તો ત આપણા ભવોદધિ-તારક ગુરુદેવ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજના ચરણમા દઈએ કે જેમણે આપણુ અત્રેનુ આગમન અનર્થમય જોઈ આપણને પૂર્વે અહિં આવવા જ ના કહેલી ગુરુદેવનો

જો આ અવિનય કર્યો, તેનું ફળ આજ જન્મમાં જેવા મળ્યું પણ હવે અહિં બહુ શો વિચાર? અહિં તો બે વાત છે કા બિંબ પર પગ દઈ જન્મ કલંકિત કરવો, કાં મૃત્યુ વધાવી લેવું! પણ શ્રી જિનેશ્વરદેવના બિંબ પર પગ દેવો એ તો નરકના પાપ ઉપાર્જવાનું કાર્ય? અહીં એમ મૃત્યુથી ભય પામી ભવિષ્યમાં નરકમાં અસંખ્ય મૃત્યુની પીડા કોણ ઉપાર્જે?' જીવનમાં કિંમત કઈ વસ્તુની? અહિં બૌદ્ધના રહસ્ય એવા જાણી લીધા છે કે બહાર નીકળી જાહેરમાં વાદી તરીકે બહાર પડે તો તો મહા નામના મળે એવી છે! પણ એ બધું શું કામનું, જો મૂળ દેવગુરુધર્મનું બહુમાન ન સચવાયું તો? આ એક ટૂંકા જીવનમાં આમ બચીને શાબાશી કે સુખ શું મનાવાનું? સુખશાબાશી તો ગુરુ અને ધર્મના બહુમાન પાછળ છે

અવનાની મતુના —હંસ પરમહંસ વિચારે છે, પગ મૂકી જાય તે સારા, પણ જિનના મસ્તક પર પગ મૂકી શકાય જ નહિ ત્યારે કોઈ બીજો માર્ગ શોધવો જ રહ્યો કે જેથી અહિં અવસર મૃત્યુ થાય" વિચાર કરીને ચિત્ર પર ખડીથી જનોઈ ચીતરી લીધી, એટલે તો ચિત્ર હવે જિનનું રહ્યું નહિ, તેથી તેના પર પગ મૂકી બહાર નીકળી ગયા પણ જાસુસ તરીકે ઉભેલા બૌદ્ધો ધુંઆપુંઆ થઈ ગયા, આમને ઓળખી લીધા, પોતાના આચાર્યને વાત જણાવી કહે છે, 'બસ હવે આપ હુકમ આપો એટલી વાર. આ દુશ્મનોને મારી નાખીએ, હવે એને જીવતા ન રહેવા દઈએ' આ કેવી ધર્માંધતા! કેવી ક્રૂરતા! અને કેવી કાયરતા! સામે વાદ કરવાનું જીગર નથી ન જોઈએ તો કાઢી મૂકો એટ નહિ, મારી નાખવાની જ વાત' આ બૌદ્ધોની અહિંસા! આ એમનું તત્ત્વજ્ઞાન! તત્ત્વજ્ઞાન તો વીતરાગ સર્વજ્ઞ પ્રભુના શાસનનું! દયા તો જિન-શાસનની! ઉદાર મન તો જૈનના! ધર્મની મઘમઘાયમાન શ્રદ્ધા રૂંવાડે રૂંવાડે! પણ આવું અંધપણું નહિ કે દુશ્મનના

પ્રાણ લેવા. પૂર્વે જૈન સાધુ પાસે વિશ્રામ ત્રો ઘણા, પણ દુશ્મનનીય હિંસા કરવાની વાત નહિ ત્યારે જૈનત્વના પ્રકાશના અભાવે કવી કરુણ સ્થિતિ ! હિંસા તો કદાચ નય કરી શકે, પણ હિંસક વિચારો. બહુ નમ્રતા અને સુલભ જૈનત્વનો પ્રકાશ મળ્યા પછી બહુ વિચારવા જેવું છે કે કેવી મહાન સિદ્ધિ મળી છે ! કેવું મહા ભાગ્ય ! કરોડોની સંપત્તિ એ ભાગ્ય નહિ. ભાગ્ય તો જૈનત્વ ! જો હિંસક વિચારો નાબૂદ ન થાય તો એ એળે જાય !

જૈનપણાની બીજી પરીક્ષા ભયમાં શું યાદ ? — બૌદ્ધાચાર્ય બૌદ્ધોને રોકે છે કહે છે કે 'ઉભા રહો, આ પરદેશી માણસો છે, માટે એમ એની કદથના ન થાય હજી બરાબર પરીક્ષા કરો ' એમ કહી બીજી પરીક્ષાની રીત બતાવી બંને ભાઈઓના માથે હવે બીજી પરીક્ષાની તલવાર ઝુલવા માડી ! હસ પરમહસ ચેતી તો ગયા જ છે, કે આપણે ઓળખાઈ ગયા લાગીએ છીએ. એ ચિતામાં ઉંઘ પણ નથી આવતી. પ તુ એક વખતે અચાનક કઇક ઉંઘ આવી ગઇ છે, ત્યા માળ પરથી નીચે શયનઘરમા કઇક ધડાધડ પડવાનો અવાજ સાભળ્યો. સાભળી બીજા વિદ્યાર્થીઓ સાથે જાગી પડ્યા હતુ તો ખાસ કાઇ નહિ, માત્ર પેલા બૌદ્ધો ગુપ્ત રીતે ઉપરથી માટીની ઘડીઓ નાખતા હતા. તેય ખાલી જગા પર. પણ અહિ અધારામાં એમ લાગ્યુ કે આપણા માથા ફૂટે એવું કાઈક ઉપરથી પડી રહ્યુ છે ! સૌ પોતપોતાના ઇષ્ટ દેવનુ નામોચ્ચારણ-સ્મરણ કરવા લાગ્યા. હસ પરમહસથી પણ જિનનુ નામ મોટેથી બોલી જવાયુ ! જિન નામની રઢ કેવી કે આવા અવસરે બા-બાપા યાદ ન આવતા દેવાધિદેવ યાદ આવે છે ! કોને ? જન્મે જૈન નહિ એને ! ત્યારે જનકુળ પામ્યા પછી આપણે જિનનું નામ રોમે રોમ ન વસાવી દઇએ તો કેવી મૂર્ખાઇ ! તે નહિ તો બીજું શુંય કરી શકવાના હતા ?

ક્રૂર બૌદ્ધોથી બચવાની રીત — હવે તો બૌદ્ધો જિનનુ નામ સાંભળી કકળી ઉઠ્યા છે 'બસ, મારી જ નાખો' એમ ચિંતવી રહ્યા છે! ભાઇઓ પણ નમજી ગયા કે 'અહિં જીવનનુ સહાત જોખમ છે! હવે જો સીધે સીધા નીચે ઉતરી જઇએ તો તો જીવતા રહેવાની શકા છે કેવા નાદાન આપણે કે ગુરુજીની એ વાત્સલ્યભરી વાણીના મૂલ્ય ન આંક્યા! શ્રીમ'ની ઇચ્છાને ન અનુસર્યાં ખેર! હવે વખત ગુમાવ્યો કામનો નથી, ત્યારે હવે શુ કરવુ?' તરત જ એમના ફળદ્રુપ ભેજામા યુક્તિ સ્ફુરી આવી! મોટી બે છત્રી લીધી અને ખુલ્લી ઉભી કરી એના ડાડા પોતાના શરીર સાથે બાધ્યા મઠી મેડા પરથી નીચે પડતું મૂક્યુ આજની પેરેશુટની શોધ પર લોક આશ્ચર્ય પામે છે! પૂર્વે તો એવી કેઇક વિદ્યાઓ અને યુક્તિઓ હતી વિદ્યાધર વિનાના લાકડાના કમળની રચના એવી કે એમા ચક્ર અરસપરસ નામસામા ચાલે એટલે એક ચક્ર ગતિવાળુ બની આટા ઉકેલે, તે આટા બીજુ ચક્ર વીંટતુ જાય એમ વગર પેટ્રોલે એ આકાશમા ચાલી શકે એક ખીલી જોડતા મોટુ કમળ બીડાઈ જાય, ત્યા અદર બેઠેલા પછી સીલ પેક બીજી ખીલીએ કમળ વિકાસ પામે, તેથી પાછુ અદર દિવ્ય ભવન વગેરે પ્રગટ થાય.

ભય આવવાના પહેલા ભાગો! — હસ પરમહસ સહીસલામત નીચે આવ્યા, ને તરત જ ત્યાથી નાઠા બૌદ્ધો તો 'મારો! મારો!' કરતા પાછળ પડ્યા પેલા દોડ્યા તો ઘણુ, પણ દોડી દોડીને કેટલુ દોડે? હવે તો બૌદ્ધ યોદ્ધાઓ ઠેઠ એમની નજીક પહોચવા આવી ગયા કેવી આપત્તિ! આ શિખવે છે કે જો ભય આવવા પહેલા ભાગી છૂટ્યા, તો તો ફાવ્યા, નહિતર ફસામણી! જીવ સસારમા આમ જ ફસાય છે મૃત્યુના આક્રમણ પહેલા કે વિષમ કર્મના ઉદયના આક્રમણ પહેલા નિરાતે ઠાગા મોહના સ્થાનોમા ઠરીને

એમે છે, ગમે છે, પણ આપત્તિ ઉભી થતા એવો ફ્રમાય છે,- દા ત વ્યાધિમા, વૃદ્ધાવસ્થામા, અથવા પુત્ર મરણાદિ ઉપાધિમા,- કે પછી એના ભોગ થઈ નાશ પામવુ પડે ) હસે અવસર ઓળખી લીધો 'હવે અહિં પસ્તાવો કરી બેસી રહેવા જેવુ નહિ.' તરત જ નાનાભાઈ પરમહસને કહે છે, 'જા ભાઈ! તુ ગુરુજી પાસે પહોચી જા અને ગુરુજીને મારા વદન સાથે મિચ્છામિ દુક્કડ કહેજે એઓશ્રીનુ કહ્યુ ન કર્યું તે બદલના અવિનયના મહાન અપરાધની માગ વતી ક્ષમા યાચજે અહો! ગુરુ કટલા ઉચ્ચ, અને હુ કેટલો નીચ! જા જલ્દી જા, વિલબ ન કર' શુ મોટાભાઈની મોટાઈ આ? કે નાનો પગ ઘનડતો ચાલતો હોય, ત્યા મોટાભાઈ મોટર બગલામા રહે એ મોટાઇ? આ મોટાએ તો જાતે મરી ખુટવુ પડે તો પરવા નહિ કરી, પણ 'નાનાને બચાવી લેવો, તેમ જ ગુરુજીને માટે થોડુ પણ આશ્વાસન રહેવા દેવુ, અને સૌથી કિંમતી તો એ, કે એ નાનાભાઈ દ્વારા બૌદ્ધમતના મહાન ખંડન કરી, આપણા પરમ-ઉપકારી જિન શાસનની મહાન સેવા બજાવવી,' આ નિર્મળ શ્રેષ્ઠ આશયથી નાનાને ભાગી જવા સૂચવ્યુ પણ મોટો ભાઈ આટલો ઉમદા, તો નાનોભાઇ એનો જ ને? એ કેમ જ ભાગે? ન ખસ્યો એ એટલામા અહિં તો બૌદ્ધ સુભટો આવી પહોચ્યા, ચાલ્યુ રમખાણ! હસ મહસયોધી છે, સેંકડો બૌધ્ધ સૈનિકો સામે એકલો ટક્કર ઝીલે છે પણ પેલાઓએ ચારે તરફથી બાણો છોડ્યા તે બધા રોકવા શી રીતે? તીરોએ હસના શરીરને જર્જરિત કરી નાખ્યુ હવે હસ લોહીલુહાણ થઈ મુર્છા ખાઇને પડયો નીચે નાનો ત્યા જ છે કહો, ગુરુ પાસે આ જીવતા પહોચી જાય તો ધર્મસાધના અને શાસનસેવા કેવી કરે એવો છે! પણ આવા વિઘ્ન ન હોત તો ને? શુ ધર્મના પરાક્રમ સાધવા સહેલા છે? સસ્તા છે? વિઘ્નોની લગર લાગતી હોય ત્યા એકલી ધગશ શુ કામ લાગે? માટે જ્યાર વિઘ્નનુ લગભગ નામ નિશાન

નથી, ત્યારે ધર્મ પુરુષાર્થ કરી લેવો બહુ સ્હેલો અને સસ્તો. તમારે પણ આજે જે દિશામા વિઘ્ન ન હોય તે તરફનો પુરુષાર્થ કરી લેવા ચૂકવુ નહિ એમા ખરી વેપારી બુદ્ધિ છે હંસનો હંસ ચાલ્યો ગયો હજુ સુધી પરમહંસ તો ભાઈને છોડી જવા તૈયાર નહોતો પણ એક દયાળુ માણસના કહેવાથી ઉતાવળે પગલે ત્યાથી ભાગી પહોચ્યો રાજા સુરપાલ પાસે

[ પોતાના બે ભાણેજ શિષ્ય હંસ-પરમહંસ બૌદ્ધ મઠમાં ભણવા ગયેલા ત્યા ઓળખાઈ જવાથી 'બૌદ્ધો મારી નાખશે' એવા ભયે ભાગ્યા. પણ રસ્તામા હંસ બૌદ્ધોથી મરાયો પછી પરમહંસ પહોચ્યો રાજા સુરપાલ પાસે—આગળ વાચો ]

રાજા સુરપાલની ધર્મ પ્રિયતા અને પરોપકારિતા — રાજા સુરપાલ હતો તો બૌદ્ધ સાધુનો અનુયાયી પરતુ પોતાના આગણે અતિથિને આવેલા જોઈ સત્કાર કરે છે પૂછે છે, કહો, ક્યા શુભ નિમિત્તે આપનુ અહિં આગમન થયુ?

પરમહંસ કહે છે, 'અમે જૈન છીએ એટલા માટે અમને મારી નાખવા બૌદ્ધો પુંઠે પડ્યા છે તમા! તરફથી રક્ષણ જોઈએ. હા, જો તે લોકો વાદ કરતા હોય, તો તો તે વ્યાજબી ગણાય પણ પોતાનામા વાદ કરવાની શક્તિ નથી, માટે પશુબળથી સામાને મારી નાખવા, એમા શુ માણસાઈ છે! મારા મોટા બધુને તો તે લોકોએ મારી પણ નાખ્યો! પછી હુ અહીં આવ્યો છુ બૌદ્ધો પણ પણ આવશે શુ રક્ષણાર્થીને તમે છેહ દેશો?'

રાજા-'બીલકુલ નહિ, તમે અહિ નિર્ભય છો. પણ તમારે વાદ કરવો પડે'

પરમહંસ-'તેની ફીકર નહિ'

જૈનત્વની જનાબદારી ભારી.— રાજાએ એમને સુરક્ષિત રાખ્યા. તે કાળની માનવતાનો વિકાસ જુઓ રાજાની કેવી ઉદારતા! કેવી

શરણાગતવત્સલતા ! જૈન નથી એ, છતા ન્યાય–પ્રિયતા, પરોપકારિતા વગેરે ગુણોનો ખપી છે ! ત્યાર જૈન તો ઘણા ઉંચા દેવગુરુ અને શાસનવાળા એના આદર્શ, એની ન્યાય–પ્રિયતા વગેરે કેવા જોઇએ ! આ ખ્યાલ કરી ઉચ્ચ ગુણોના ખપી બનવુ જરૂરી છે બૌદ્ધ સૈનિકો આવી પહોચ્યા રાજાને કહે છે કે, 'અમારો શત્રુ અમને સોંપી દો '

'તે નહિ બની શકે ' રાજાએ ઉત્તર વાળ્યો.

બૌદ્ધ સૈનિકો કહે, ' પણ અમે બળાત્કારે ઉપાડી જઇશુ '

રાજા કહે, ' મારી પાસેથી બળાત્કારે લઈ જવાની કોની તાકાત છે ? અને તે હુ આ ન્યાયી અને કળાવાનનો દ્રોહ કરૂ ? અન્યાયી હોય તો પણ શરણે આવેલા પ્રત્યે મારાથી દ્રોહ નહિ જ થઈ શકે '

બૌદ્ધો–' રાજન્ ! આગ્રહ ન રાખો. એમા સાર નહિ નીકળે. અમારા આચાર્યને આપ ઓળખો છો ? એ ગુસ્સે થશે, અને તમે રાજ્યપાટ વગેરે ખોઈ બેસશો ! રખડી પડશો રખડી ! એક પરદેશી ખાતર આવુ સાહસ કા કરો ? મતે મૂખ બની રહવુ પડશે !'

સાચા ગુરુ દુર્લભ —કેવુ ધર્મસકટ ! બૌદ્ધાચાર્ય બહુ સ્થિતિસંપન્ન છે ત્યારે તો આ સૈનિકો રાજા જેવાનેય દમ ભીડાવી શકે છે 'તો શુ આ બૌદ્ધોના કહેવાતા ધર્મગુરુ સસારી જીવની જેમ પરિગ્રહનો રસાલો રાખતા હશે ? '–એમ તમને પુછવાનુ મન થાય છે, કેમ ? પણ તમે સમજો કે તમને જન્મથી અપરિગ્રહી ત્યાગી વિરાગી ગુરુ મળ્યા છે, એટલ નવાઈથી આ પ્રશ્ન થાય છે બાકી આ જગતમા તો કેઈ કહેવાતા ધર્મગુરુઓ પરિગ્રહધારી છે, રાગી છે, ભોગી છે, સ્થાવર જીવોની હિંસામય, આરંભ સમારંભમય મઠ વાસને ધરનારા છે એવા જગતમા સાચા ધર્મગુરુને પ્રાપ્ત કરવા એ

નથી, ત્યારે ધર્મ પુન્યાથ કરી લેવો બહુ સહેલો અને સસ્તો તમારે પણ આજે જે દિશામા વિઘ્ન ન હોય તે તરફનો પુરુષાર્થ કરી લેવા ચૂકવુ નહિ એમા ખરી વેપારી બુદ્ધિ છે હમનો હસ ચાલ્યો ગયો હજુ સુધી પરમહસ તો ભાઈને છોડી જવા તૈયાર નહોતો પણ એક દયાળુ માણસના કહેવાથી ઉતાવળે પગલે ત્યાથી ભાગી પહોચ્યો રાજા સુરપાલ પાસે

[પોતાના બે ભાણેજ શિષ્ય હસ–પરમહસ બૌદ્ધ મઠમાં ભણવા ગયેલા ત્યા ઓળખાઈ જવાથી 'બૌદ્ધો મારી નાખશે' એવા ભયે ભાગ્યા પણ રસ્તામા હસ બૌદ્ધોથી મરાયો પછી પરમહસ પહોચ્યો રાજા સુરપાલ પાસે—આગળ વાચો ]

રાજા સુરપાલની ધર્મ પ્રિયતા અને પરોપકારિતા —
રાજા સુરપાલ હતો તો બૌદ્ધ સાધુનો અનુયાયી પરતુ પોતાના આગણે અતિથિને આવેલા જોઈ સત્કાર કરે છે પૂછે છે, કહો, ક્યા શુભ નિમિત્તે આપનું અહિં આગમન થયુ ?

પરમહસ કહે છે, 'અમે જૈન છીએ એટલા માટે અમને મારી નાખવા બૌદ્ધો પુઠે પડ્યા છે તમારા તરફથી રક્ષણ જોઈએ. હા, જો તે લોકો વાદ કરતા હોય, તો તો તે વ્યાજબી ગણાય પણ પોતાનામા વાદ કરવાની શક્તિ નથી, માટે પશુબળથી સામાને મારી નાખવા, એમા શુ માણસાઈ છે ! મારા મોટા બધુને તો તે લોકોએ મારી પણ નાખ્યો ! પછી હું અહીં આવ્યો છુ બૌદ્ધો પણ પણ આવશે શુ રક્ષણાર્થીને તમે છેહ દેશો ?'

રાજા–'બીલકુલ નહિ, તમે અહિં નિર્ભય છો પણ તમારે વાદ કરવો પડે '

પરમહસ–'તેની ફીકર નહિ '

જૈનત્વની જવાબદારી મોટી.— રાજાએ એમને સુરક્ષિત રાખ્યા. તે કાળની માનવતાનો વિકાસ જુઓ રાજાની કેવી ઉદારતા ! કેવી

શરણાગતવત્સલતા ! જૈન નથી એ, છતાં ન્યાય-પ્રિયતા, પરોપકારિતા વગેરે ગુણોનો ખપી છે ! ત્યારે જૈન તો ઘણા ઉંચા દેવગુરુ અને શાસનવાળા એના આદર્શ, એની ન્યાય-પ્રિયતા વગેરે કેવા જોઇએ ! આ ખ્યાલ કરી ઉચ્ચ ગુણોના ખપી બનવું જરૂરી છે બૌદ્ધ સૈનિકો આવી પહોંચ્યા રાજાને કહે છે કે, 'અમારો શત્રુ અમને સોંપી દો '

'તે નહિ બની શકે ' રાજાએ ઉત્તર વાળ્યો.

બૌદ્ધ સૈનિકો કહે, ' પણ અમે બળાત્કારે ઉપાડી જઇશું '

રાજા કહે, ' મારી પાસેથી બળાત્કારે લઈ જવાની કોની તાકાત છે ? અને તે હું આ ન્યાયી અને કળાવાનનો દ્રોહ કરૂં ? અન્યાયી હોય તો પણ શરણે આવેલા પ્રત્યે મારાથી દ્રોહ નહિ જ થઈ શકે '

બૌદ્ધો-' રાજન્ ! આગ્રહ ન રાખો. એમાં સાર નહિ નીકળે. અમારા આચાર્યને આપ ઓળખો છો ? એ ગુસ્સે થશે, અને તમે રાજ્યપાટ વગેરે ખોઈ બેસશો ! રખડી પડશો રખડી ! એક પરદેશી ખાતર આવું સાહસ કાં કરો ? અંતે ભૂખ બની રડવું પડશે !'

સાચા ગુરુ દુર્લભ —કેવું ધર્મસંકટ ! બૌદ્ધાચાર્ય બહુ સ્થિતિસંપન્ન છે ત્યારે તો આ સૈનિકો રાજા જેવાનેય દમ ભીડાવી શકે છે ' તો શું આ બૌદ્ધોના કહેવાતા ધર્મગુરુ સંસારી જીવની જેમ પરિગ્રહનો રસાલો રાખતા હશે ?'-એમ તમને પુછવાનું મન થાય છે, કેમ ? પણ તમે સમજો કે તમને જન્મથી અપરિગ્રહી ત્યાગી વિરાગી ગુરુ મળ્યા છે, એટલે નવાઈથી આ પ્રશ્ન થાય છે બાકી આ જગતમાં તો કેઇ કહેવાતા ધર્મગુરુઓ પરિગ્રહધારી છે, રાગી છે, ભોગી છે, સ્થાવર જીવોની હિંસામય, આરંભ સમારંભમય મઠ વાસને ધરનારા છે એવા જગતમાં સાચા ધર્મગુરુને પ્રાપ્ત કરવા એ

કેટકેટલું મુશ્કેલ છે! એનો જો ખ્યાલ કરો, તો સાચા ધર્મગુરુ મળ્યાની મહાન કદર થાય, અને ઉત્તમમાં ઉત્તમ સેવાનો લાભ તથા ઉપકારનો લાભ લેવાય અહિં તો ચૌદાચાર નત્તાધીશ છે, તેથી એના સુભટો ાજાને ડાવે છે

રાજાની કુલવટ નાણી —પણ રાજા કહે છે કે, તમને ખબ નથી, અમા ા પૂર્વજોની એ કુલવટ છે, કે જેને શરણ આપ્યુ, એનો પ્રાણાન્તે પણ વિશ્વાસઘાત ન કરવો. બસ એ કુલવટ એ ખાનદાની, અને એ શરણાગતના રક્ષણ નત પાળતા મને મૃત્યુની પણ કાંઈ દરકાર નથી ભલે એમ ક તા મૃત્યુ કા નથી આવતુ? પછી રાજ્યપાટ લૂટાઈ જાય એનો ભય જ શો? આશ્રિતને દુ ઃ ખીજ સોપનાર નથી પણ હા, તમને એક ઉપાય બતાવું '

આર્ય દેશમા તે ત સ્થાનના કર્તવ્ય નિર્ણીત થઈ ગયા છે' — શો ઉપાય? શુ આડકતરી રીતે મારી નખાવવાનો? ના, એમ આડકતરી રીતે દ્રોહ થતા હે એમ નથી નહિતર તો પછી સાચી કુલવટ રહી? ખાનદાનીના અભિમાન શા? યાદ કરો, નૈમિત્તિએ શુ કહ્યુ છે? 'રાજન્! અભિમાન સારુ નહિ અમારા સ્વામીને ગુસ્સો કરાવવામા બધુ ખોવુ પડશે માટે સોપી દો અમારા દુશ્મનને, પણ રાજા સ્વકર્તવ્યના પાલનમા નિડરતાથી મક્કમ છે આર્યદેશમા કેવા કર્તવ્યપાલનના રંગ! જીવનની સફળતા શામાં લાગેલી? એ સમજે છે કે જીવન તો ભાગ્યને અનુસાર સુખદુઃખમા પસાર થઈ સમાપ્ત તો થવાનુ જ છે જે નિર્ણીત છે તે થવાનુ જ છે કર્તવ્યપાલન કરવાનુ ગુમાવીએ તો ય જીવન સમાપ્ત તો થવાનુ જ છે, પણ ટકવાનુ નથી જ ત્યારે એમાથી જે સત્કર્તવ્યના પાલન કમાઈ લીધા, તે દીર્ઘકાળની આપણી ન કર મુડી,

કહો ત્યારે, સત્કર્તવ્ય તે ક્યા?
ન્યાય, નીતિ અને સદાચાર,
કરુણા, અહિંસા અને સયમ,
કૃતજ્ઞતા, પરોપકાર, નિસ્પૃહતા,
ઉદારતા, ગભીરતા અને સહિષ્ણુતા,
પ્રભુભક્તિ, મૈત્રી અને સાધુસેવા,
જ્ઞાન, ધ્યાન અને ક્રિયા, ઈત્યાદિ સત્ કર્તવ્યો છે

આર્ય દેશમા તે તે સ્થાને રહેવાના કર્તવ્ય નિર્ણીત થઈ ગયેલા છે તમારે પણ નિશ્ચિત છે ને? જૈનોના શુ શુ કર્તવ્ય! રાજા અત્યારે ગરણાગતનુ રક્ષણ અને વિશ્વાસપાલનનુ સુદર કર્તવ્ય હાથ લાગ્યા બદલ જાતને ધન્ય માનતો, બૌદ્ધ સુભટોની ડરામણીને ગણકારતો નથી પવિત્ર કર્તવ્ય બજાવતા દેહ પડી જાયે તોય શું થઈ ગયુ? રાજા જરૂર પડયે મરવા તૈયાર છે શીખી લેજો ભારતનો પૂર્વ ઇતિહાસ શું ભણાવી રહ્યો છે અને એની સામે વિચારજો કે આજે શુ ચાલી રહ્યુ છે?

બૌદ્ધ સુભટો પૂછે છે 'પણ કોઈ રીતે એ હાથમા આવે?'

રાજાએ બૌદ્ધોને દર્શાવેલો વાદનો ઉપાય —

રાજા કહે છે 'હા, એક ઉપાય છે તમે એની સાથે જય પરાજયની શરત કરી વાદ કરો, અને જીતો તો તમારા હાથમા એ આવે' ત્યારે બૌદ્ધોનો અધિપતિ આવી શરત કરે છે કે 'અમે એની સાથે વાદ કરીએ પરતુ એ અમારા બુદ્ધ ભગવાનના મસ્તક પર પગ મૂકી ચાલ્યો છે, તેથી અમે એનુ મો જોવા નથી માગતા અમે પડદા પાછળ રહીને વાદ કરશુ જો એ જીતે તો ખુશીથી એ છૂટો, અને હારે તો અમે એનો વધ કરીએ'

તમે સમજ્યા? કેમ આવી પડદાની શરત? એમા બૌદ્ધોની પોલીસી છે બૌદ્ધ મતની 'તારા' નામે શાસન દેવી છે તેનાથી અધિષ્ઠિત એક ઘડામા બૌદ્ધે મો ગખી બોલવાનુ છે જેથી ખુદ

દેવી જ વાદ કરવા માંડે એ વાત ગુપ્ત રાખવા માટે પડદાનુ કપટ છે હવે દેવીની સામે આ પરમહંસને વાદ કરવાનો! એમા હારે તો મૃત્યુદંડ! વિચારો કઠિનાઇ! હંસને સેકડો સુભટો શસ્ત્રોથી વીંટી વળ્યા હતા!! ત્યારે પરમહંસને ગુપ્તપણે વાદ કરનારી દેવીને વધની શરતથી જીતવાની છે!! બન્નેય શાસન પ્રભાવનાના શુભ ઉદ્દેશથી કેવુ ભગીરથ સાહસ કરી રહેલા હતા! સત્ત્વને ખીલવવાના આ ભવમા શું કામ બાકી ગણવુ?

બૌદ્ધોનો પ્રપંચ —વાદનુ કામ શરૂ થયુ પડદામાથી બૌદ્ધોનો મત એવી એવી રીતે રજુ કરાયો, કે જેમા જોરદાર પ્રમાણ અને તર્કનો આધાર અપાયો હતો છતા પરમહંસે એનો પ્રતિકાર કરી, સામે પોતાનો પક્ષ રજુ કર્યો. પણ તે દેવીએ તોડયો, અને નવો પક્ષ માંડયો પરમહંસની અસાધારણ બુદ્ધિએ અને જૈન શાસનના અકાટય સિદ્ધાન્તોએ તે તે બૌદ્ધ પક્ષનુ ખંડન કર્યું! એના પર નવો પક્ષ એનુ ખંડન, એમ છ માસ વાદ ચાલ્યો એમા પરમહંસ કંટાળી ગયો ત્યારે એણે શાસનદેવી અંબિકાને યાદ કરી અંબિકાએ હાજર થઇ બૌદ્ધાનુ ગુપ્ત રહસ્ય કહીને કહ્યુ કે 'તમારે એ લોકોને સમક્ષમા વાદ કરવાનું કહેવુ ' બસ બીજે દિવસે એ પ્રમાણે કહેવામાં આવ્યું ત્યા તો તુર્ત બૌદ્ધાચાર્ય મૌન! પરમહંસે પડદો ખસેડી ઘડો ફોડી નાખ્યો પછી એ ગર્જીને કહે છે કે, "અહો! કેવો તમારો દંભ! આ તમારી અતિનિંદ્ય પંડિતાઈ!! આ તમારા વાદના ઢંગ!! મરદ થઇને દેવી પાસે વાદ કરવતા હતા! તેય આ પડદા પાછળ! આવો હવે, કરો મારા મતનુ ખંડન!" શુ ખંડન કરે? રાખ? બૌદ્ધોનુ સરાસર મૌન! મો શ્યામ! બૌદ્ધો હાર્યા.

રાજાનો ગુણાનુરાગ અને મુનિની યાચના! —રાજા બધું સમજી ગયો પરમહંસ ઉપર રાજાને ખૂબ જ માન પેદા થયું-

બૌદ્ધોની કપટજાળ અને કુશીલતા પ્રત્યે એનુ લોહી તપી ઉઠયુ ! કહે છે બૌદ્ધોને એ, 'આવા ન્યાયી અને વિજયીના શુ વધ ઈચ્છો છો તમે ? હવે તો હુ જ એના રક્ષણ માટે, યુધ્ધ કરવુ પડે તોય તૈયાર છુ ' કેવા ગુણાનુરાગ ! ત્યાં પરમહંસની કેવી મહાન લાયકાત ! જૈન શાસન પામેલામા આની લાયકાત આવવી સહેજ છે ત્યારે સમજો કે જગતમા સાચા સન્માન પણ લાયકના થાય છે હવે રાજાએ બૌદ્ધનુ ટોળુ ધુધવાતુ જોઈ અવસર ઓળખી લીધો. એ લોકોને વાતમા રાખી, પરમહંસને ભાગી જવા સંકેત કર્યો

બૌદ્ધોના કપટભર્યો જુ મ કર્મ ગળવાનુ ઔષધ માત્ર એક ધર્મ —પરમહંસ ભાગ્યો. પણ પાછળ બૌદ્ધના ઘોડેસ્વારે પુઠ પકડી કર્મોના આ કેવા જુલમ ! મહેલમા રહેતા થકા અનેક સંરક્ષણ સામગ્રી પણ હોય, ત્યારે ત્યા કોઈ આક્રમણ નહિ ! જ્યારે અહિં એકાકી અને શસ્ત્રરહિત અવસ્થામા મહાન આક્રમણ ! આ સ્થિતિમા કોણ બચાવે ? કહો એક માત્ર પૂર્વે કરેલા ધર્મ ત્યારે તો તત્ત્વજ્ઞ પુરુષો કહે છે કે "કર્મના ઉપદ્રવને ટાળવાનુ ધર્મ સિવાય બીજુ કોઈ ઔષધ નથી તેથી, કર્મના આવા અણચિંત્યા જુલ્મી આક્રમણો આવે એ પૂર્વે ધર્મ સાધી લેવો એ જ પરમ કર્તવ્ય છે"

પરમહંસ યુક્તિપૂર્વક ગુરુ પાસે —પરમહંસે યુક્તિ કરી આગળ જતા એક ધોબી તળાવકાંઠે કપડા ધોતો હતો તેણે તેને કહ્યુ કે " મોટી આપત્તિ આવે છે ! " ધોબી તો બિચારો ઉઠીને તરત ભાગ્યો ! પરમહંસ ત્યા ધોબી તરીકે ગોઠવાઈ ગયા. અજાણ્યો ઘોડેસ્વાર આવી એનેજ પૂછે છે કે 'અહિંથી કોઈ માણસ ગયો ? ' એણે દૂરથી ધોબીને દોડતો બતાવ્યો ઘોડેસ્વાર તો ખુશ થતો લશ્કરને પાછું વાળી ધોબીને જ્યા પકડવા ગયો, ત્યા અહિંથી પરમહંસે તરત ઉઠીને પલાયન કર્યુ, અને એ ક્રમે કરીને ગુરુ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ પાસે પહોચી ગયા.

હંસમૃત્યુના વર્ણને પરમહંસનુ મૃત્યુ -ગુરુના ચરણમા માથુ મૂકીને પરમહંસે પ્રણામ કર્યા ગુરુએ પણ દઢ આલિંગન કર્યું પરમહંસ કહે છે, 'હે પ્રભુ! આપ યોગ્ય નિષેધ કર્યો હતો, પરતુ અયોગ્ય એવા અમે વિનય ચૂક્યા, એમા આવી આવી વસ્તુ બની.' એમ કહી બનેલી વિગત જ્યા કહે છે, ત્યા હંસના મૃત્યુની હકીકતનુ દૃશ્ય વર્ણવતા વર્ણવતા, પરમહંસના પ્રેમભર્યા અને ગુણાનુરાગી હૃદયને એવો તો આઘાત લાગ્યો કે ત્યા જ એ શાસન રત્ન પખેરૂ પ્રાણવિહોણ થઈ વરતી પર ઢળી પડયુ!! મોહ શુ કામ કરે છે! હાથીના હાડ તોડી નાખે, બળવાનના બળ મોડી નાખે, તત્ત્વવેત્તાના હૃદય ભેદી નાખે! એવા મોહ પર વિજય મેળવનાર શ્રી અરિહંત પરમાત્માને અને અન્ય ઉત્તમ પુરુષોને આપણે કોટિ કોટિ વંદન કરીએ

શ્રી હરિભદ્રસૂરિજી મહારાજનો હૃદયવેદના — મહાન શાસ્ત્રકાર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મ પણ આનુ મૃત્યુ જોતા ડઘાઈ ગયા. એમને એમ થાય છે, કે "અરે! આ શો જુલમ? દુશ્મનના ઘરમા જઈ એના રહસ્ય જાણવાની ધગશવાળા આવા ઉત્તમ સયમી સાધુના મૃત્યુ! ત્યાર મારે આવા સુબોધ શિષ્યોનો વિરહ! હુ કેવો દુર્ભાગી કે એમને આ રીતે નાની વયમા મૃત્યુ આવ્યુ, અને એ મારે ગુમાવવા પડ્યા! હુ તે તેમના વિનયને સભારૂ, કે એમની શૂરવીરતાને? એ કના હુ કયા ગુણ ગાઉ? એમની શ્રદ્ધાના કે એમની સત્ તર્કની બુદ્ધિના? હજી તો હમણા જ બચ્ચાને પાખ આવી, ત્યા તો કેર યમરાજ એમને ઉપાડી ગયો!! દુષ્ટ કાળને કોઈ પાપી ઉપાડી જવા ન મલ્યા, તે આવા નવરત્નને ઉપાડી ગયો! જીવતા હોય તો કેવુ એ જગતનુ ભલુ કરત!! હે અરિહંત! હે મારા નાથ! સુયોગ્ય અને વિનીત વર્તનવાળા આ હંસ-પરમહંસના મૃત્યુથી તો મારાય પ્રાણ હચમચી ઉઠ્યા છે! હુ ક્યા જાઉ? શુ

રૂ ? આ બૌદ્ધોએ તો ભયંકર દુષ્ટતા કરી છે ! એ બૌદ્ધોને તો મેં ગૃહસ્થપણામાં પણ સારી રીતે પરાસ્ત કરેલા કે તો અત્યારે તો જૈન શાસનની સહાયથી એનો પૂર્ણ પરાભવ કરવો, એમાં શી મોટી વાત છે? હવે એ દુષ્ટોને હું નહિ છોડું. મારા હૈયાના શલ્યનો ઉદ્ધાર કરવો જ પડશે"

સૂરિજી રાજા પાસે — એમ વિચારી શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ આવ્યા સુરપાળ રાજા પાસે એ કહે છે કે 'હે ન્યાયી રાજન્ ! પૂર્વે તેં લાખો સુભટો સામે મારા પરમહંસને કેવું અજબ રક્ષણ આપ્યું હતું તે જાણી અતિ આનંદ થાય છે ! ધન્ય છે તારા ક્ષાત્રવટને ! તેં રક્ષણ તો કર્યું પણ છેવટે પરમહંસની તો આવી સ્થિતિ બની ! હવે હું બૌદ્ધો સાથે વાદ કરવા ઇચ્છું છું"

રાજા કહે છે, "પણ પ્રભુ ! એ તો યોદ્ધાઓના મોટા સમૂહથી પરિવરેલા હોઇ જીતાવા દુષ્કર છે કેમકે આપ ઈચ્છો છો બુધ્ધિ વડે વાદ કરવાનું, અને એ તો બળ વડે વાદ કરે એવા ! તો આપની પાસે એવી કોઇ અજેય શક્તિ છે? એ હોય તો હું યુક્તિથી એમને અહિં બોલાવું"

આચાર્યશ્રી કહે છે કે, "અંબિકાદેવીની સહાયવાળા એવા મને એ શું જીતી શકે? ખુશીથી બોલાવો એમને !"

રાજાએ દૂત મોકલ્યો — દૂત ભારે ચાલાક ! જઇને બૌદ્ધગુરુને કહે છે કે "સરસ્વતી સરખા આપને ભક્તિથી મહારાજા સુરપાલ વિનંતિ કરે છે કે બૌદ્ધ મત સાથે વિરોધ ધરાવતો કોઈ એક પંડિત અત્રે આવ્યો છે પણ મને આ આશ્ચર્ય થાય છે કે સૂર્ય સરખા આપ બેઠા હો ત્યાં વળી આવા વાદી શા? અમને તો શરમ આવે છે ! આપ અત્રે પધારી એને એવો હરાવો, કે એ બિચારાને મરવું જ પડે"

બૌદ્ધાચાર્ય ધુઆપુઆ થતો દૂતને કહે છે કે, "વાદી ? મારી આગળ કોઈ વાદી ? સમસ્ત વાદીઓને જીતી બેઠેલા મારી આગળ હવે કોઈ વાદી બાકી હોય ? એ તો હશે કોઈ જૈન મૂર્ખ વાચાળ ! મોટા મોટા વિકલ્પોની જાળથી હુ એને હરાવી દઈશ પણ હે દૂત ! એ શુ મરણની શરત કરે ખરો ?"

દૂત—પ્રભુ ! શુ કામ નહિ કરે ? ન કરે તો એની આબરૂ રહી ? વિચાર તો આપે કરવાનો છે બાકી શરત એવી કરો, કે જેથી એક જ પ્રશ્નમા આપ એને હરાવી ઠેકાણે કરી દો !

બૌધ્ધાચાર્ય કહે "હા એ બરાબર આપણે કોને નથી હરાવ્યા ?" દૂત કહે, "ઘણાયને ત્યારે ભગવાન ! બધુ સરસ થઈ જવાનુ ! પણ હે પ્રભુ ! ક્ષમા કરજો, એક વાત જરા કહી દઉં યદ્યપિ આજ સુધીમા આપે સેકડો વાદીને જીત્યા છે, પરન્તુ કદાચ આ વાદીને ન જીતાય, તો આપણી મહાન અવજ્ઞા થાય એમ છે ! તે કહતા તો વાદ ન કરવામા શોભા જોકે આ તો અમારી ભ્રમણા છે, પણ 'બહુરત્ના વસુંધરા' એ ન્યાયે કોઈ સમર્થ વાદી નીકળી આવે તો વિમાસણ થાય અમે તો આપનાથી જ સનાથ છીએ. એટલે જ અમને આવી ચિંતા થાય છે"

બૌદ્ધાચાર્ય કહે, "આવો ભય શાને રાખો છો ? શુ તમે જાણતા નથી આપણા પ્રમાણ-શાસ્ત્રને, કે આપણી પ્રકાંડ ગૂઢ સુક્તિઓને ? ભલભલા વાદીના મદ મે તોડી નાખ્યા છે, તો આ કોણ મા ( ? જા, તારા રાજાને કહેજે કે અમે હમણા જ આવીએ છીએ." આમ કહીને દૂતને રવાના કરી પોતે પણ જાય છે દૂત તો રાજાને ખુશાલીના સમાચાર કહે છે કે, "બરાબર પાસા પાબાર ! બૌધ્ધાચાર્યને બોલાવ્યા છે હમણા જ આવી પહોચે છે"

બૌદ્ધના સિદ્ધાન્ત અને તેનુ ખડન : અભિમાન એ બહુ બુરી ચીજ છે અભિમાનથી આત્મા અતિ વિશ્વાસમા ચઢી સાધનાના

અવસરે એના જરૂરી સાધનને ભૂલી જાય છે, અને આપત્તિના અવસરે સાચા પ્રતિકારથી વંચિત રહે છે આ બૌદ્ધાધીશને એવુ જ બન્યું ! રાજસભામા આવી અભિમાનથી જોયુ કે "આ વાદીને સહેજ વારમા જીતી લઇશ." એમ કરી શાસનદેવીની સહાયની ઉપેક્ષા કરી, અર્થાત દેવીની સહાય લીધા વિના સીધો વાદ શરૂ કર્યો, પક્ષ માડ્યો કે 'જે સત્ હોય છે તે બધુ ક્ષણિક હોય છે'

ક્ષણિકવાદના ખડનમા અનેક યુક્તિઓ — અહિં તો સ્વપર શાસ્ત્રના મહાન જ્ઞાતા આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ હતા. એમણે તરત ઉત્તર કર્યો કે (૧) "તો પછી એક વસ્તુનુ જ્ઞાન થયા પછી દીર્ઘકાળે તેનુ સ્મરણ થાય છે તે સંસ્કારને લીધે છે તો શુ વચલા ગાળામા એ સસ્કાર કાયમ રહે છે ? અર્થાત્ એ સસ્કાર સ્થિર છે કે ક્ષણિક ? (૧) જો સંસ્કારને સ્થિર કહો તો 'બધુ ક્ષણિક છે,' એવા તમારા સિદ્ધાન્તનો ભગ થયો. વળી 'જે ક્ષણિક નહિ તે સત્ નહિ' એવા તમારા મતના હિસાબે એ સ્થિર સંસ્કાર કે એ સંસ્કારની સ્થિર સતતિ સત્ નહિ રહે ! અને 'સત્ નહિ તે અર્થક્રિયાકારી નહિ' એવા તમારા મતે તે સંસ્કાર કાર્યસાધક નહિ બને તેથી તેનાથી સ્મરણરૂપી કાર્ય નહિ થઈ શકે (૨) ત્યારે જો સસ્કારને ક્ષણિક કહો તો એ ક્ષણમા તો નાશ પામ્યા તો પછી દીર્ઘકાળે એનુ સ્મરણ ક્યાથી થઈ શકે ? જો એમ કહો કે "ઉત્તરોત્તર સમાન જાતીય ક્ષણિક સંસ્કાર ઉત્પન્ન થતા આવે છે, તેથી લાબા ગાળે સ્મરણ થઇ શકે," તો તેય ખોટુ છે કેમકે, તો પછી સંસ્કારની એવી જે ધારા ચાલી, તે ધારા જો ક્ષણિક હોય તો એનુ એ જ આવી ઉભુ રહ્યુ તેથી ધારા સ્થિર માનવી પડશે હવે જો ધારા સ્થિર, તો સંસ્કાર ક્ષણિક હોઈ શકે નહિ કેમકે ધારા એ કઈ ક્ષણિક સંસ્કારથી કોઈ જુદી ચીજ નથી

(૨) બીજી રીતે જોતા ક્ષણિક વાદમા લાલ અને કાળો એ જાતની માટીમા ઉત્પન્ન થતા ઘડામા લાલ ઘડો કાળો માટીમાથી, અને

કાળો ઘડો લાલ માટીમાથી બન્યો, એવુ કેમ નહિ ? કેમકે બનેય કાર્યો પોતાના કારણની ગેરહાજરીમા સમકાળે ઉત્પન્ન થાય છે એમા જો હા પાડો તો પછી નિયમ નહિ રહે કે કાળી માટીમાથી કેવો ઘડો બનશે ?

(૩) વળી ક્ષણિક વાદમા કાર્યપણાના જ્ઞાનને બાધ નડશે, કેમકે કાર્ય-કારણનુ ભાન તેને થાય કે જે ક્યાક એ ચાર સ્થાને કોઈ કારણ દખે, અને તેમાથી કાર્ય થતુ દેખે પછી એ નિર્ણય કરી શકે કે આ આ કારણમાથી આ આ કાર્ય થાય અહિયા તો તમે બધુય ક્ષણિક કહો છો એટલે, તમારે તો આત્માય ક્ષણિક છે તો ક્ષણમા ઉડી જનારો આત્મા આ બધુ જાણવા કયા રહી શકયો ? તેમ બધા કારણો એક સાથે નાશ પામી, બધા કાર્યો એક સાથે જ થે છે ત્યા 'કોણ કોનુ કાર્ય' એની શી ખબર પડે ? સ્થિરવાદમા તો કારણ એ કાર્ય વખતે ઉભુ હોય તેથી ખબર પડે

<u>બૌદ્ધોના દાન અને મહિજીનો ગુસ્સો</u> —આ રીતે બૌદ્ધના મતનુ ખંડન કર્યું, તેના પર બૌદ્ધાચાર્ય ચૂપ થઈ ગયો ત્યા કોઈ કહે છે કે, 'હારે તે તપેલા તેલના કુડમા પડે' એવી બૌદ્ધાચાર્યે શરત કરી હતી તે હિસાબે બૌદ્ધાચાર્ય તપેલા તેલના કુડમા પડ્યો પછી બૌદ્ધના શિષ્ય વાદ કરવા આવ્યો ! તે પણ હાર્યો. તેણે પણ કુડમા ઝપલાવ્યું એમ થોડુક ચાલ્યું બીજો ઇતિહાસ એમ કહે છે કે, હારેલા બૌદ્ધવાદીઓ હોમાવા માટે તૈયાર થયા તો ત્રીજુ એમ પણ જાણવા મળે છે કે બૌદ્ધોની હૂસ પરમહસ તરફની ભયંકર કુટિલતાના હિસાબે, એમને સમડી બનાવી તેલના કુડામા ઝીકી દેવા માટે લાવવામા આવ્યા

<u>ગુરુજીની હિતશિક્ષા</u> —ગમે તે હો, પણ આ પ્રસગની ગુરુ મહારાજ શ્રી જિનભદ્રસૂરિજી મહારાજને ખબર પડી ગઈ એમને થયુ કે "અ ર ર ર ! જુલમ થઇ ગયો ! પ્રૌઢ ગીતાર્થ એવા

હરિભદ્રસૂરિને આવો કષાય? બનવાનુ બની ગયુ હવે ક્ષાર શા માટે?" તરત એમણે 'ગુણસેણ અગ્નિસમ્મા 'વાળી સમરાદિત્ય અને શત્રુ-અગ્નિશર્માના ભવોની ગાથાઓ મોકલી આપી. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી ગુરુ પાસેથી આવેલો ગાથાપત્ર શિષ્યાવત્ર કરી વાચે છે વાચી ચોંકે છે'

શ્રી હરિભદ્રસૂરિજીનો મનોગત પશ્ચાત્તાપ—"આહાહા! આ મે શુ કર્યું? શુ હુ આટલો બધો કષાયમા ચઢી ગયો! અહિ કષાય કરવામા તો કાઈ પણ વાર ન લાગે, અને કઈ જ કઠિનાઈ પણ ન નડે, પરંતુ એનો વિપાક કેટલો બધો દીર્ઘકાળ ભોગવવાનો? અને તે પણ કેટલો બધો કઠિનતાભર્યો! સમરાદિત્ય કેવલી મહર્ષિના ચરિત્રમા જીવનભર માસખમણને પારણે માસ ખમણની સાધના કરનાર અગ્નિશર્મા તાપસને પોતાનુ પારણુ ચૂકાવવા નિમિત્તે પણ જો એક ગુણસેન રાજા પર ગુસ્સો થયો, તો તે ઘોર તાપસને એટલુ બધુ નડયુ, કે પછી ભવે ભવે એ અધમાકાર્ય વાહી કરતો રહ્યો, અને નીચી નરકમા પડતો ગયા ત્યારે ગુણસેન રાજા સમરાદિત્યના ભવમા કેવળજ્ઞાની થઈ મોક્ષે ગયા તે પછી એ અગ્નિશર્માના જીવને આ ઘોર સંસારચક્રમા અનંત ભવ ભટકાવવાનુ ઊભુ થયુ! એક ભવના ક્રોધનો આ કેવો કરુણ અંજામ! ત્યારે આટલા બૌદ્ધ ૫ ના મારા ક્રોધથી મારી કઈ દશા? માનવની ભયંકર હત્યા કરવાનુ કેવુ આ અધમાધમ કૃત્ય! આમા મે ન જોયુ મારૂ સાધુપણુ, કે ન જોયુ મે ઉચ્ચ ગુરુ પ્રત્યેનુ મારૂ શિષ્યપણુ! કયા મારૂ અહિંસાનુ મહાવ્રત અને કયા આ વ્રતભંજક હત્યા! કયા આ મને શાસને અર્પેલુ સમ્યગ્જ્ઞાન, અને કયા આ ક્રોધનો અજ્ઞાનમય અંધકાર! આ તો જાણે પાછો હુ પૂર્વની અજ્ઞાન અને મદની અવસ્થામા જઈ પડયો. શાસ્ત્ર તો કહે છે 'ક્રોધે ક્રોડ પૂર્વ તણુ સંયમ ફળ જાય!' તો પછી જ્યા ક્રોડ પૂર્વને બદલે ક્રોડ વરસનુય

સંયમ નથી, અરે ! મેં વરસનુય ચારિત્ર્ય નથી, ત્યાં આવા ઉગ્ર ક્રોધના કેવા કટુ વિપાક ! કેવા ચોરાશી લાખ યોનિમાં પરિભ્રમણ ! અહો ! ગુરુજીએ મને કેવો અવસર પર અપૂર્વ બોધ મોકલ્યો ! વાહ ! જૈનશાસનમાં ગુરુ તત્ત્વની બલિહારી છે ! શું કામ કે મારે ક્રોધ કરવાનું ? ક્રોધ કરું તો મારી વિરતિ મારું જ્ઞાન, મારું જૈન શાસન, સંઘ અને ગુરુ સૌને કલંક લાગે ભલે બિચારા બૌદ્ધો સુખી રહે !" ઇત્યાદિ વિચારણા કરી એમણે બૌદ્ધોને જતા કર્યા

બૌદ્ધોને દેવીના તર્જના અને હિતશિક્ષા –અહીં એવું બન્યું કે બૌદ્ધોના મહાગુરુનો પરાજય, પછી એના અનુયાયીનો પરાજય, એમ હાર પર હાર થવા માંડી, ત્યારે બૌદ્ધો પોતાની તારાદેવી પર ગુસ્સે થઈ જેમતેમ બકવા માંડ્યા, 'હે પાપાણી ! જે અમારા સ્વામીએ તારી ખૂબ ખૂબ પૂજા ભક્તિ કરે રાખી ફૂલ ફળ-નિવેદ તને ચઢાવ્યા, તે શું પત્થર પર ચઢાવ્યા ? હે રાક્ષસી ! આટલો ભયંકર ગજબ જુલમ વરસે, ત્યાં તું રક્ષણ કરવા નથી આવતી, તો તારું અધિષ્ઠાયકપણું શું ?' ત્યાં પ્રત્યક્ષ રહેલી તારાદેવી બૌદ્ધોના આ પ્રશ્નનો ઉત્તર કહે છે કે 'હે બૌદ્ધો તમારું અને તમારા ગુરુનું અધમ કૃત્ય કેમ ભૂલી જાઓ છો ? દૂર દેશથી ભણવા અહીં આવેલા પેલા બે જૈન મુનિઓ રૂપ નિર્દોષ બકરાને તમે ભૂખ્યા વરુની જેમ મારી નાખવા ધસતા હતા ! તેમાં એકને તો બાણોથી ખતમ પણ કરી નાખ્યો, અને બીજાએ તમને પરાજિત કર્યા, ત્યારે ઉલટું તમે એને મારી નાખવા દોડ્યા. એ બધા કાળા કામ તમે કેમ વિસરી જાઓ છો ? અને ફોગટ મારા પર ગુસ્સે થાઓ છો ? હજીય બચવું હોય તો ડાહ્યા થઈને આ હરિભદ્રસૂરીશ્વરજીની ક્ષમા માગી તમારા સ્થાને ચાલ્યા જાઓ !" દેવીની વાણીથી બૌદ્ધોમાના વૃદ્ધ પુરુષો વસ્તુ સમજી ગયા, અને બધાને પાછા વાળી સ્વસ્થાને ચાલ્યા ગયા.

આ દુનિયામાં કેવી વિચિત્રતા છે, કે જીવ પોતાનું અનાડીપણું આચરે જાય, એમાંથી પાછો વળવાની વાત નહિ, પણ જ્યારે સામેથી

એનો બચાવ આવે, ત્યારે ઉંચો નીચો થાય! રક્ષકને ગાળ દે!, ભૂલ સમજવાને બદલે નવી નવી ભૂલોની યોજના કરે! એ કેવુ વિચિત્ર! પણ મિથ્યામતિની આજ ભયંકરતા છે કે સ્વરૂપે શુધ્ધ એવા આત્મા પાસે ઘણીએ અધમ વિચારણા, અને જ ગલી કાર્યવાહી કરાવે! માટે જ મિથ્યામતિથી દૂર રહો

સૂરિજીનો ગુરુ પાસે અદ્‌ભુત એકરાર — શ્રી હરિભદ્ર-સૂરીશ્વરજી મહારાજ ગુરુનો અને જિનશાસનનો મહા ઉપકાર માનતા ત્યાથી ઉઠીને જઈ પહોંચ્યા ગુરુ પાસે ગુરુ શ્રી જિનભદ્રસૂરીશ્વરજીના ચરણમા માથુ મૂકીને ચોધાર આંસુથી ગળતી આંખે કહે છે, 'હે નાથ! શિષ્યના મોહમા મે કેવુ ભયંકર કાર્ય કર્યું? કેવુ ભયકર કરવા તૈયાર થયો? એ તો આપનો ભવોભવનો ઉપકાર, કે મોહ અને કષાય-અટવીમા ભૂલેલા મને જ્ઞાન અને પ્રશમના માર્ગે આણ્યો! હે પ્રભુ! પૂર્વે પણ મદ અને કુમતના પિશાચી પાશમાથી છોડાવ નાર પણ આપ જ હતા, મને અત્યારે પણ પાપમાથી બચાવી લેનાર પણ આપ જ હતા, છો! પૂર્વે કયા મારી વીતરાગને નિંદવા સુધીની અવદશા, તેમ વર્તમાનમાં કયા મારી ક્રોધાધ હાલત! ત્યારે કયા આપની પત્થરને પરમાત્મા કરવા જેવા મહાન ઉપકારને કરવાવાળી ઉચ્ચ દશા! હવે તો ભગવન! મારા આ ગુનામા મને પ્રબળ પ્રાયશ્ચિત આપી શુદ્ધ કરો, ને અવિનયી એવા આ કુશિષ્યને ક્ષમા આપવા મહેરબાની કરો'

ગુરુનો દિલાસો —ત્યા ગુરુ કહે છે કે "કમ્મેસૂર, ધમ્મેસૂર જેવા સમર્થ હરિભદ્ર સમાન શિષ્યો કયા છે!" ગુરુએ પ્રાયશ્ચિત આપી શુધ્ધ કર્યા આચાર્યપુગવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે પણ તીવ્ર તપ કરવા માડ્યા એમનુ આત્મઓજસ વધતું ચાલ્યું કોઇક વાર હસપરમહસનો વિરહ મનમા લાગી આવે છે, ત્યા અંબિકા

દેવી પ્રગટ થઈ કહે છે કે "તમારે આ શું ? તમે તમારે મહાન ગ્રન્થો રચો અને એને જ સાચી સંતતિ સમજો ચિરકાળ સુધી એ તમારા રચેલા શાસ્ત્રો જગત પર મહાન ઉપકાર કરશે બાકી તમે ક્યાં નથી જાણતા કે, 'સંજોગમૂલા જીવેણ પત્તા દુક્ખપરંપરા'–સંયોગોના લીધે જ જીવે દુઃખની પરંપરા મેળવી છે સંયોગ છે ત્યાં વિયોગ છે જન્મ ત્યાં મરણ છે તો પછી હંસ પરમહંસ પોતાના આયુષ્યની સમાપ્તિએ અહીંથી ચાલ્યા જાય, એમાં શું શોક કરવો ? એ તો એમનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવી ગયા આપ આપનું બજાવો મારે કાંઈ આપને કહેવાનું હોય નહિ આપ નિત્ય ઉત્તમ શાસ્ત્રો રચો" આચાર્યશ્રી સ્વસ્થ થઈ ગયા એમણે ચૌદસો ચુમાલીસ ગ્રન્થ રત્નોની રચના કરી, ગ્રન્થના છેડે 'વિરહ' પદ જોડ્યું ગાથા 'ભવવિરહવર દેહિ મે દેવિ સાર હે દેવિ ! મને ઉત્તમ સંસાર-વિરહ અર્થાત્ મોક્ષ આપો"

આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજીના ગ્રન્થરત્નો પૈકીના આજેય કેટલાક અદ્ભુત ગ્રન્થો મળે છે જે પૈકી,

એમની 'સમરાઇચ્ચકહા' તો સંવેગ વિરાગથી છલકતી કથા-રત્નોની ખાણ છે

એમણે 'લલિતવિસ્તરા' મા 'નમુત્થણં' સ્તુતિ-સૂત્રના પદે પદના અર્થ પર અપૂર્વ દાર્શનિક મતવ્યોનો પ્રકાશ પાડ્યો છે, સાથે જ અરિહંત પરમાત્મા પરનો અનુપમ તાત્ત્વિક ભક્તિ રસ વહેતો મૂક્યો છે

દશવૈકાલિકસૂત્ર ટીકા તત્ત્વાર્થ મહાશાસ્ત્ર-ટીકા પંચસૂત્ર-ટીકા અને આવશ્યક સૂત્ર પર મહાટીકા,–આ ગ્રન્થોમાં તો આ સૂરિપુરંદરે પદાર્થોના સૂક્ષ્મતાભર્યા પ્રતિપાદનના સાગર સર્જ્યા છે

'ધર્મસંગ્રહણી' મા ભવ્ય વાદો દ્વારા જિનમતની બીજાઓ

કરતા વિશિષ્ટતા, સંપૂર્ણતા અને સર્વથા શુદ્ધતાનુ સુદર નિરૂપણ એમણે કર્યું છે

'ઉપદેશપદ' મા સમાર-જુગુપ્સા, ભવભ્રમણનો ખેદ, મોક્ષાભિલાષા વગેરે જગાવનાર અને પરમ મગલમય ધર્મજીવન બનાવવાનો ઉપદેશ ઉલ્લસી રહ્યો છે

'પંચવસ્તુ'મા સાધુજીવનની યોગ્યતાથી માડી ઉત્સગ અને અપવાદ-માર્ગને સ્પર્શતી વિસ્તૃત સાધુચર્યાનું આકર્ષક આલેખન છે

'અષ્ટ' મા ૮-૮ શ્લોકના એકેક પ્રકરણમા એક વિષયને વર્ણવતા બત્રીસ પ્રકરણો છે એમા વીતરાગ દેવ, નિર્ગ્રન્થ ગુરુ તથા સર્વજ્ઞકથિત ધર્મનુ વર્ણન છે

'ષોડશક'મા ૧૬-૧૬ શ્લોકનો એકેક, એવા સોળ પ્રકરણ છે એમા અનુષ્ઠાનના પ્રણિધાનાદિ પાચ અગોના, જિનબિંબ-નિર્માણ પ્રતિષ્ઠાપનના વિધાનના, ઈત્યાદિ વર્ણન છે

'વિંશતિ વિંશિકા' મા ૨૦-૨૦ શ્લોકની એકએવી વીસ વીસી છે એમા લોકધર્મથી માડી ક્રમશ મોક્ષ પર્યન્તનો અર્થાત્ આત્મ સશોધનનો સચોટ માર્ગ વર્ણવ્યો છે

'પંચાશક' મા ૫૦ શ્લોકનો એક એવા ઓગણીસ પ્રકરણ મળે છે એમા સમ્યક્ત્વ, શ્રાવકના બારવ્રત શ્રાવકનુ દૈનિક જીવન, ચૈત્યવન્દન, ભાવસ્તવ, વગેરે વિષયો લીધા છે

'ધર્મબિન્દુ' મા દસ અધ્યાય છે એમા સામાન્ય ધર્મ, વિશેષ ગૃહસ્થધર્મ, સાધુધર્મમા સાપેક્ષ યતિધર્મ, નિરપેક્ષ યતિધર્મ વગેરે આત્મસાધનાનો ક્રમિક માર્ગ બતાવ્યો છે

'અનેકાત-જયપતાકા' મા મહાસમુદ્રના અનેકાનેક તરગોની જેમ અનેકાનેક વિકલ્પો, પ્રતિવિકલ્પો વગેરે દ્વારા બૌદ્ધ વૈશેષિકાદિ દર્શનના એકાત સિદ્ધાન્તોનુ ભવ્ય નિરાકરણ કરી, અનેકાત મતની જયપતાકા લહેરાવી છે

યોગબિંદુ' મા યોગના ગોચર, સ્વરૂપ, અને ફલની મૌલિક વિચારણાથી અનેકાંત આત્મવાદના મંડાણ કરી, જગતમા ચાલતા એકાંતવાદીની ભૂલભરી માન્યતાઓના સયુક્તિક ખંડન કરવા સાથે યોગની પૂર્વસેવા વગેરેના અપ્રતીમ વિવેચન કર્યા છે ત્યારે પ્રસ્તુત 'યોગદ્રષ્ટિ સમુચ્ચય' નામના શબ્દસંક્ષિપ્ત પણ અર્થ ગંભીર મહાન ગ્રંથમા યોગની આઠ દ્દષ્ટિના અપૂર્વ નિરૂપણના ગગાસ્રોત વહી રહ્યા છે એ એવા તો અમૃતરસથી ભરેલા છે કે આહા ! એને ચિંતનમા ઉતારતા અનુપમ તત્વપ્રકાશ, આત્મસ્વાદ અને સ્વસ્થતાનો લાભ મળે છે જાણે એ અરિહંતની વાણીનો અહિં સાક્ષાત્કાર કરાવે છે!

આવા તો બીજા અનેકાનેક ગ્રંથ એઓશ્રીએ રચેલા છે આ તો માત્ર શ્રાવકો પણ ભણી શકે એવા થોડાક જ ગ્રંથોનુ દિગ્દર્શન કરાવ્યુ

યોગદૃષ્ટિ જેવા ગ્રંથને સમજીને જીવનમા ઉતારવા માટે પુરુષાર્થ જોઇએ–મંત્રસાધકની જેમ એકાગ્રપણે એ પુરુષાર્થ કરવો જોઇએ. જો હૃદયમા ઉતારી, જીવનમા એને જીવંત કરશુ, તો જ આપણે એના અમૃતફળ પામી શકીશુ યોગ દૃ સમુચ્ચય એ મહાન ગ્રંથ છે એ રચવા માટે શ્રી હરિભદ્રસૂરિજી મહારાજની પોતાની પાસે જ્ઞાન છે, ગુરુકૃપા છે, શાસનની આરાધના છે, તો જ રચવાનો અધિકાર ગણાય આવા ગ્રંથની રચના કરવી એ શુભ કામ છે, એટલે મંગળ તરીકે ઇષ્ટદેવનુ નમન–સ્મરણ કરવુ જોઇએ. એ માટે એમણે મંગળાચરણ કર્યું તેમા સાર એનો અધિકારી કોણ ? એનુ ગર્ભિત સૂચન કર્યું

☆

# યોગદષ્ટિ સમુચ્ચય

नत्वेच्छायोगतोऽयोग योगिगम्य जिनोत्तमम्।
वीर वक्ष्ये समासेन योग तद्-दृष्टिभेदत ।

શુભ કાર્યના પ્રારંભે મગળ કરવુ જોઈએ તે માટે ગ્રથકાર અહીં ઇચ્છાયોગથી વીર પરમાત્માને નમસ્કાર કરે છે મગલ એ વિઘ્નોને દૂર કરનારુ છે એના બે પ્રકાર છે (૧) દ્રવ્ય મગળ, અને (૨) ભાવ મગળ દ્રવ્યમગળ દહિ, દુર્વા, શુભ શુકન વગેરે ભાવમગળ એટલે આત્માના શુભ અધ્યવસાય, શુભ વિચાર જો આપણે ચિત્તમા શુભ વિચારણા રાખીએ, તો આપણે ભાવમગલમા છીએ જે ભાવ મગલમા આવ્યો, તેને હવે બીક રાખવાની જરૂર નહિ નવકાર એ પ્રથમ એટલે શ્રેષ્ઠ મગલ છે એનુ ફળ સર્વ પાપનો નાશ! એવુ તાત્કાલિક મગળ પામ્યા હોઇએ, ત્યારે આત્મા માની શકે કે હું સર્વ પાપનો નાશ કરી રહ્યો છુ અહિં પરમાત્માને જે નમસ્કાર કર્યો, એ નમસ્કાર અતરાત્મામા શુભ ભાવ ઉત્પન્ન કરવામા અદ્ભુત સાધન છે, માટે એ મગળ કહેવાય છે

'યોગને કહીશ' એમ કહી ગ્રથમા કહેવાનો વિષય સૂચવ્યો યોગ એટલે મોક્ષ સાથે જે સબધ કરાવી આપે તે યોગ યોગનુ વર્ણન કેવી રીતે કરવાનુ? દષ્ટિના પ્રકારો કહીને યોગની આઠ દષ્ટિ છે યોગની આઠ દષ્ટિ એટલે એવું વિમાન, કે જેના દ્વારા જીવ અહીંથી મોક્ષ મહેલમા જઈને બેસે! યોગ એટલે મોક્ષ સાથે

સબંધ કરાવી આપે તે, અર્થાત્ મોક્ષનો ઉપાયભૂત વ્યાપાર. દૃષ્ટિ એટલે શું? દૃષ્ટિ એટલે આત્માનું અમુક પ્રકારનું બોધનું વલણ એના આઠ પગથિયા છે આત્મા તેમા ઉંચે ઉંચે જાય, એની શી ખબર પડે? એના લક્ષણ પરથી પહેલી દૃષ્ટિ કરતા બીજીમા આટલા દોષ ઓછા થાય, ને ગુણ વધે બીજી કરતા ત્રીજીમા વળી આટલા દોષ ઘટે, ને ગુણ વધે એમ ઉત્તરોત્તર દૃષ્ટિઓમા આત્માનું વલણ ઉજ્જવલ થતુ જાય તે કેવી રીતે? દોષો ઘટતા જાય અને ગુણો વધતા જાય ગ્રથકારે કહ્યુ કે યોગની દૃષ્ટિના પ્રકારો પાડી હું કહીશ તે ય સક્ષેપથી કહીશ, વિસ્તારથી નહિ કેમકે જગતમા વિસ્તારવાળા ગ્રથો છે અથવા તત્ત્વજ્ઞાનની બાબતમા વિસ્તાર-રુચિવાળા જીવ ઓછા, સંક્ષેપરુચિવાળા જીવ ઘણા! તમે શુ ચાહો? તત્ત્વની વાત હો તો 'ટૂંકે પતાવો' એમ જ કહોને? એટલે? ટૂકુ મળે તો ઝટ લઈ લો. ગ્રથકાર એમ કરીને જગતના બાલ જીવો પર અનુગ્રહ કરવાની કૃપા બતાવે છે પરમાત્માને નમસ્કાર તે મગલ, અને જેનું વિવેચન કરવાનુ છે એવો યોગ તે વિષય વિષય કહેવાની સાથે એ વાત ગર્ભિત આવી ગઈ કે કોણ અધિકારી? યોગનો જેને ખપ નથી, તેને અધિકારી નથી કહેતા, જેને યોગનો ખપ હોય તે અધિકારી

<u>પ્રયોજન શુ</u>? મોક્ષ સાથે આત્માનુ જોડાણ કરી આપવાનુ શિષ્યને સાભળવાનુ શુ પ્રયોજન? અને શાસ્ત્ર રચનારને કહેવાનુ શુ પ્રયોજન? રચનારનુ પરપરાએ પ્રયોજન મોક્ષ, ને સાક્ષાત્ પ્રયોજન શિષ્યના હૃદયમા યોગદૃષ્ટિનુ જ્ઞાન ઉતારવુ તે શિષ્યનુ પ્રયોજન પરપરાએ મોક્ષ, ને સાક્ષાત્ પ્રયોજન યોગદૃષ્ટિનો બોધ આમ મગલ, વિષય, અધિકારી, અને પ્રયોજન બતાવ્યા

હવે અહીં મગળમા જે શ્રી વીરવિભુને 'નમસ્કાર કર્યો છે, તેમને ચાર વિશેષણથી અલકૃત કર્યા છે વીર એટલે કોણ? અને વિશેષણોના કયા બે મુખ્ય રહસ્ય છે, તેનો વિચાર કરવામા આવે છે

વીર કેમ બનાય ? —મગલના શ્રી વીર પ્રભુને નમન કર્યું સાચા વીર કોણ કહેવાય ? આતરશત્રુના વિજેતા એ સાચા વીર છે આતરશત્રુથી દબાયેલા એ તો કાયર ગણાય આપણે શુ કાયર રહીને વીરના સંતાન ? વીરના સતાન તે, જે વીર બનવાની કોશિષમા જ હોય ! કોશિષ એટલે ? દ્રષ્ટાન્ત બે મલ્લ લડતા હોય, ત્યા એક મલ્લ બીજાને હેઠો પાડવાની કેવી કોશિષ કરે ? એક પડે કે બીજો એના ઉપર ચઢી બેસવા આવે, છતા પડેલો મલ્લ ઉઠવાની અને સામાને પાડવાની તૈયારીમા હોય તેમ આપણા સસારમા, આપણને અતરના અભિમાન, કામ, ક્રોધ, રાગ-દ્વેષ વગેરે જેમ નીચે પાડવા આવે, તેમ આપણે કોશિષ કરી એને નીચે પાડવાના, અર્થાત્ એ આતર શત્રુને દબાવતા જવાનુ, દબાવવા માટેની ચિંતા અને કોશિષમા રહ્યા કરવાનુ કહો છો ને ? વીરનુ સંતાનપણુ ખપતુ હોય તો એમ જ કોશિષમા રહેવુ પડશે

મસાર એટલે પાપસ્થાનક સાથે અથડાવાનુ ધામ —સંસારની કોઈ ચીજ એવી નથી કે જે જીવને અઢાર પાપસ્થાનક પૈકીના કોઇને કોઈ પાપસ્થાનક સાથે ન અથડાવે. એમાથી દેવ-ગુરુ અને ધર્મના સાધન બાદ થઈ જાય છે કિંતુ ગુરુ પણ જો રાગી હોય તો કહેવાય ગુરુ, પણ એની પાસેય કોઈ જીવ આવતા, પાછો તે પાપ-સ્થાનક સાથે અથડાઈ જાય આમ તો કષાયોથી બળતા દિલને ઠારવાનુ ઠામ ગુરુ છે ! ત્યા રાગદ્વેષની બળતરા નિવારી સમતાની ઠંડક મળે પણ જો ત્યા એ ઘરની બધી બળતરા ઠાલવે, ઉભરો કાઢે, બધો દ્વેષ ત્યા ઠાલવે, અને જો ગુરુ એમા રસ લે તો ? કહો કે ભક્ત અને ગુરુ બંને રાગદ્વેષની જજાળમા પડ્યા, એટલે શુ ? પાપસ્થાનક સાથે અથડાવાનુ

પ્રશ્ન —બીજે જગત આગળ જઇને કહે, તેના કરતા અહિં ગુરુને કહે એમા શુ ખોટુ ?

ઉત્તર —જરૂર સાચુ, કિંતુ તે રાગદ્વેષની આગ ઓલવવા માટે કહેવાય, પણ આગ વધારવા માટે નહિ, કે એના પર વ્યાજબી પણાનો સિક્કો મરાવવા માટે નહિ ! રા દ્વેષની જડ ઉખેડી નાખવા માટે અને સમતાના લાભ માટે કહેવાય ભકતે કહી દેવુ જોઇએ કે "કેવળ મારા આત્માની દયા ખાજો મને કષાયમાથી બચાવજો !" ગુરુ પણ તેને કહે "ગાડા ! જરા તો જૈન-શાસનને સમજવુ હતુ ! આ તો કસોટી છે ક્ષમાની પરીક્ષામા પાસ થવાની ! ત્યા તો દિલની ઉદારતા બતાવાય માત્ર એક, બે કે ત્રણ વાર જ ક્ષમા નહિ, તેર વાર જ નહિ એ ક્ષમાના તો દીર્ઘકાળના અભ્યાસ કરવા પડશે ! અરે ! લૌકિક દૃષ્ટિએ પણ ગુસ્સો સારો નહિ તો પછી લોકોત્તર દૃષ્ટિની તો શી વાત ?" આવા ગુરુ જીવને પાપસ્થાનકમા અથડાવે નહિ.

વીરના મનને આતર શત્રુને દમાવ્યા કરવાની કોશિશમા રહેવાનુ છ —જૈન શાસનને પામ્યાની ખુમારી ને કિંમત સમજાઈ હોત તો એમ થાત કે 'પેલા જગતના સ્થાનો મને પછાડવા માગે, પણ હુ તેને પછાડુ પાપસ્થાનક મને ગળવા માગે, ને હુ પાપસ્થાનકને હઠાવવા મથુ " શી રીતે આ બને ? જીવને એમ સમજાવીને બને કે, જગતની તુચ્છ ચીજ ખાતર કોઈના ઉપર તે ચઢાઉતરી કરી, પણ એમા તારૂ શુ બહુ લીધુ વળવાનુ ? શુ એમા બધુ મનમાન્યુ થઈ ગયુ ? પછી જો ખોટુ હશે તો તુ અભ્યાખ્યાનનુ પાપ લઈને જઈશ ને કદાચ કહેશે કે 'એ ખોટો છે,' પણ તે એને બહાર હલકો પાડ્યો, તે નિંદાનું પાપ તો થયુ ને ? તેની ગાઠ ક્યા ભવમા છૂટશે એ વિચાર્યુ છે ? જો માત્ર દશ જણની વચમા તુચ્છ કાગ માટેની તુચ્છ અને કલકી શાબાશી તે ગ હુ લેવા જાઉં ? અભ્યાખ્યાનનુ, નિંદાનુ, સામાની ખરાબી કરવાનુ, ઇત્યાદિ પાપો પછી ક્યા છૂટશે ?" આવી કે બીજી રીતે આત્માને ઠામ ઠામ સમજુતી આપવી જોઇશે

જિનેશ્વર દેવની ચાર વિશેષતા —અહીં મંગલમાં વીર પ્રભુને નમસ્કાર કર્યો તે વિશેષણો કહેવા સાથે એમાં એક વિશેષણ જિનોત્તમ કહ્યુ જિન એટલે વીતરાગ એમાં ઉત્તમ એટલે અતિશયોએ કરીને ચઢીયાતા તે કોણ ? તીર્થંકર દેવ એમના ચાર મહાન અતિશયમાં પહેલો અપાયાપગમ અતિશય છે પ્રભુએ દસમા ગુણસ્થાનકની પરાકાષ્ઠાએ દુશ્મનભૂત અપાયો જે રાગદ્વેષાદિ, એમને જીતી લીધા છે માટે શ્રી વીતરાગ પરમાત્મામાં અપાયાપગમ નામનો અતિશય પ્રગટ થયો અપાયના બે અર્થ છે, એક તો અપાય એટલે પ્રભુ જ્યાં વિચરતા હોય તેની આસપાસ સવાસો ગાઉ ફરતા મારી, મરકી વગેરે સવ ઉપદ્રવો તેનો અપગમ એટલે કે તે દૂર ભાગી જાય તે મૃગાપુત્ર લોઢીયા જેવા કોમ ઘોર રીતે પીડાતા હોય, તો તે પોતાના તીવ્ર નિકાચિત પાપના ઉદયે એ અપવાદ છે બીજો અર્થ રાગદ્વેષાદિ આતર દુશ્મનો છે એને દૂર ભગાવી મૂકવુ તે અપાયાપગમ પ્રભુએ પહેલુ કામ આ દુશ્મનોને દૂર કરવાનુ કર્યું પછી સવાસો યોજનમાં મારી, મરકી વગેરે દૂર કરનાર બન્યા, તેર અપાયાપગમ અતિશય આની સાથે ત્રણ અતિશયો બીજા પ્રગટયા તે આ કેવળજ્ઞાનથી સર્વજ્ઞતા=જ્ઞાનાતિશય પ્રગટયો પાત્રિસ અનેક ગુણવાળી વાણી બની તે વચન-અતિશય ઇંદ્રો સુધીના સર્વ જગતની પૂજ્યતા થઈ તે પૂજાતિશય તે જિન છે માટે આપણે જ ના દ્વેષમાં રમતા હોઇએ, ને ભગતને રાગદ્વેષ છોડવાની વાત કરીએ, તો ભગત ઝટ પકડે, "મહારાજ, તમે બ્રહ્મચર્યનો અમને ઉપદેશ આપો છો તો તમે ઓનણી કેમ રાખો છો ? તમે અમને સ્ત્રી સામે જોવાની ના પાડો છો તો વચમાં તમે કેમ મટકુ મારી લો છો ?" પણ અહીં તો તીર્થંકર દેવોનો એવો સચોટ ને ન્યાયી માર્ગ છે કે પહેલા જાતે વીર બનવુ જોઈએ, પછી જગતને વીર બનાવાય સતી સુરસુંદરી જુઓ, કેવી વીરતા બતાવે છે! એને વેશ્યા ખરીદીને લઇ જઇ બેસાડી કહે છે કે "કોના ઘરમાં આવી છે, ખબર છે ? હુ વેશ્યા, અહીં ઉમદા

ઉમદા ઘરાક આવે છે! રાજાની માનીતી છુ! તુ જો મારો ધંધો ચલાવીશ તો તારી બોલબાલા થશે! ને મોટામોટા રાજકુમારો હાથ જોડીને ઉભા રહેશે" આ કોને સાંભળવુ પડે છે? મહાસતી સુરસુંદરીને! એના કાળજાનુ શું થતુ હશે! જેને જે ગુણનો ભારે ખપ, તેના વિનાશની વાત સાંભળતા કાળજુ કપાઇ જાય નીતિના ખપીને કોઈ અનીતિની આડીઅવળી પ્રેરણા-દલાલી કરવા આવે, તો એનુ કાળજુ ફફડી ઉઠે! એવુ આપણુ કાળજુ ફફડતુ હોય તો કહેવાય કે આપણે સત્યનીતિના હિમાયતી છીએ

પાપમા વિલબ અને ધર્મમા ઉતાવળ-

સુરસુંદરી તો થીજી ગઈ! જવાબમા વેશ્યાને શુ કહેવાય? 'વેશ્યાના કિલ્લામા ભરાઈ છુ, ઉતાવળ કરવા જાઉં ને વધારે ભરાઈ જવુ પડે!' માટે કહે છે, "બાબળ, દરિયામા ડુબી હતી માડ માડ કાઠે આવી ત્યા હાથીએ ઉછાળી હતી, ફરી વહાણના ઉપદ્રવમા હતી, તે હમણા વેચાઈ તારે ત્યા આવી છુ માટે થોડુ સ્વસ્થ થવા દે" પાપના કામ ખોરંભે નાખતા આવડે તો કેટલીય વાર પાપથી બચી જવાય ધર્મના કામ જેને ખોરંભે નાખવાની ટેવ, તે ધર્મમાથી વહી જાય, ખસી જાય સુરસુંદરીએ પાપનુ કામ ખોરંભે નાખ્યુ! વેશ્યા વિચારે છે કે વાંધો નહિ, ધીરે ધીરે બધુ માનશે! છતા નક્કી કરવા જાય છે કહે છે "હીરાના હાર અને જરીયાન સાડીઓ તૈયાર છે! ઉમદા ખાનપાન અને ભોગસુખ તૈયાર છે!" વેશ્યા કોની સાથે વાત કરી રહી છે? સુરસુંદરીના મનોહર રૂપ સાથે! એ જુએ છે કે આ રૂપમા એક પ ખેરૂ ફસાય, કે હજારો રૂપિયાનો વરસાદ! જાત વેશ્યાની એટલે શુ નજર સુરૂપ ચામડા પર જાય, કે સુગુણ આત્મા પર? ભોગવિલાસમા સર્વસ્વ માન્યુ હોય તેની દૃષ્ટિ ચામડા પર જ જાય! કર્મના નાટક શુ કામ કરે છે! સુરસુંદરી વિચારે છે કે —

"કર્મે વેચાણી ઇહા રે, વેશ્યા દુર્જન સગ,
ખલ પામે રહેતા થકાંરે, શીયળ તણો હોય ભ ગ,
ર ભવિયા, કર્મ તણી ગતિ જોય, કર્મ સમો નહિ કોય
રે ભવિયા"

"વિશુદ્ધ શીલને ધરનારી, અને અનુપમ જિનધર્મનું ગતદિન રટણ કરનારી એવી મને ય આમ ફસાવુ પડે, એ સૂચવે છે કે <u>કર્મ સમો કોઈ સત્તાધીશ નહિ.</u> આ બધા રૂપના ભૂતડા ! ચામડીના સગા ! ભોગના ભિખારી ! વિષયસેવાના દલાલ ! આવા દુર્જન માણસોના સંસર્ગમા મારૂ શીલ શી રીતે સાચવવુ ? અહીં તો આવનારા કેવા ? ચામડીના પતંગિયા રૂપના ભમરા, ને દૃષ્ટિના ચોર ! એટલે મારે એકાત જ સેવવુ પડે એ લોકની નજરમા તો મારે ન જ આવવુ" એમ કરી એ એકાતમા રહી

<u>નમસ્કારથી અહંકારનો નિગ્રહ</u> —યોગદૃષ્ટિ ગ્રથના કર્તા પહેલા અરિહત પ્રભુ શ્રી મહાવીરદેવને નમસ્કાર કરે છે "અનત ઉપકારી પરમાત્માને હુ નમુ છુ" એમ નમસ્કાર કરીને જીવ આગળ વધ્યો, પછી જગતની ગમે તેટલી સગવડ મળે, પણ તેને ઘમડ ન હોય. માણસને જો કોઈ મારતુ હોય તો તે અહકાર છે એ માન કયાર છે જગતમાં જાણે ચાર કષાયોને જીવોએ વહેંચી લીધા છે ! દેવતાએ લોભ લીધો નારકે ક્રોધ રાખ્યો, તિર્યંચે માયા રાખી માનવે માન પકડયું દેવતાને લોભ મારે ! લોભે કાયદો રાખ્યો કે જેની પાસે ઘણુ હોય, તેની ગળચી પકડવી કેમકે ઘણુ છે છતા મનાવે "કાઈ નથી !" ચમરેન્દ્ર નીચે ભવન પતિમાથી ઉંચે સુધર્મ દેવલોકમા ઉછળી શક્રેન્દ્રને દબાવવા ગયો ! 'એ આગ્લો બધો વૈભવ ભોગવે ? શુ એના પગ મારા માથા પર ?' સ્વર્ગમા કુદરતની શાશ્વતી રચના છે કોઈ સલાટને તે સિંહાસનો ઘડવા પડતા નથી ત્યા શાશ્વતી સમૃદ્ધિઓ છે ! <u>અનંત ઇન્દ્રો</u>

આવ્યા ને રવાના થયા, પણ એના એ ટ વિમાન ત્યાંના ત્યાં! ચમરેન્દ્રનું તોફાન શક્રેન્દ્રે જોયું! ભોંકાવ્યું વજ્રને! આવ્યું તણખા ઝરતું ને દોડયું ચમરેન્દ્રની પાછળ! હવે ચમરેન્દ્ર ગભરાયો, ક્યાં છૂપો રહે? એ તો સીધાજ પહોંચ્યો વીર પરમાત્માના ચરણોમાં! કેમ? શક્રેન્દ્ર ભગવાનનો ભક્ત છે, એટલે ભગવાનના પગમાં હું પેસી જઇશ પછી પ્રભુના પગ પર તો વજ્ર નહિ મૂકે!" આ તોફાન ઇર્ષ્યાનું કેમકે લોભની પાછળ ઈર્ષ્યા આવે, ખાર આવે, અને અનેક જાતના પ્રપંચ પણ આવે.

(૧) અહંકાર તોડવા પહેલો ઉપાય અરિહંતની વિશેષતા નિહાળો —પાપની શરૂઆત પ્રાય લોભથી થાય નાન્કીના જીવને દુઃખનો પાર નહિ, અને સહન થાય નહિ, એટલે આતર ક્રોધ કષાયની માગ ધીખતી! તિર્યંચ મરે માયાથી. તિર્યંચને ખાવાનું શું? કુમકા ને ઘાસ! પણ માયામા અટકાનું ત્યારે જો માણસ મરતો હોય તો અભિમાનથી એક અહંકાની પાછળ લાખો રૂપિયા કુરબાન કરવા માણસ તૈયાર! આખી મુડી હોડમાં મૂકવા તૈયાર! જુઓ તો ખરા કે જે મંદિરનો કચરો કાઢતા આવડે તો આત્માનો કચરો નીકળી જાય છે, છતાં પણ મંદિરમાં સાવરણી કોણ પકડવા નથી દેતું? અહુમ! 'હુ તો મોટો માણસ! સાવરણી સાવરણી કેમ પકડાય?' મનુષ્ય માન ખાતર શુ ખોવા તૈયાર નથી? ગુરુનો ગમે તેવો સારો ઉપદેશ હોય છતાં 'હુ વ્યવહારમાં આવો સારો મનાયેલો કેમ એ છોડુ?' એવા માનમાં ધર્મ ગુમાવે છે અહંકાર ખસે તો સારામાં સારી આત્મ-કમાઇ થાય પરમાત્માની જે વિશેષતાઓ છે એ ખ્યાલમાં ન આવે ત્યાં સુધી અહંકાર શી રીતે ખસે? અહંકાર ખસેડવા પરમાત્માની સમૃદ્ધિની-કીર્તિની-જ્ઞાનની વિશેષતા વિચારો પરમાત્માની સમૃદ્ધિ કેવી! ઇન્દ્ર જેવા ચામર ઢાળે! સમોવસરણ ઝગમગ શોભતું હોય! 'આવા મારા નાથને

અહંકાર નહિ, ન હું અહિંયા કંઈ વાત પર ગુમાન કરૂ ?' એમ થાય એટલે પોતાના અહંકાર માટે શરમ લાગે પછી અહંકાર અને અહંભાવના યોગે કેટલાય મફતીયા પાપો કરતો હોય, તે અટકી જાય પરમાત્માને દિલના નમસ્કાર કર્યાના આ મચોટ ફળ છે કે એ આપણા અહંકારને એવો ધક્કો મારે, કે એ ધક્કાની પાછળ અનેકાનેક દુર્ગુણો ખમવા માંડે, અને ગુણોનું વેગબંધ આગમન હૃદયમા થાય !

(૪) માનને મારવા બીજો ઉપાય કર્મના અપમાન નિવારો — બરાબર હૃદયમા પરમાત્માના અતિશયોનુ સ્મરણ નાખ્યું હોય, પછી ભલે દુનિયામા ફરવાનુ થાય, અથાન્ અનેક પ્રસંગોમા આવવાનુ થાય, પણ અહંભાવ એવી રીતે ન મારી જાય, કે આત્માને ગુણોને બદલે એકલા દોષોનુ ઘર બનાવે ! માણસ રોતો હોય તોય માનના યોગે, અને હસતો હોય, ઉન્મત્તતાના શિખરે ચઢતો હોય, તેય માનના યોગે પરંતુ આમા અને એ જેવા કુરમદ નથી કે કર્મે પોતાનુ માન કના નાખે છે? સવારથી માંડી આજ સુધી ઈચ્છાઓ પોતે ઘણી કરે, ને કર્મ એમાની ઘણી ઈચ્છાઓનુ અપમાન કરે ! તમારે તો માણસે કરેલા અપમાન લખી રાખવા છે, પણ કર્મે કરેલા સેંકડો ગમે અપમાન લખવાની જરૂર નહિ ! ! કેમ ? વાહ તમારી બુદ્ધિ ! કહો જોઉં, કર્મ આપણી ઈચ્છાઓ પુરનારા સન્માન કેટલા કરે છે, અને ઈચ્છાઓ ઠોકરે મારનારા અપમાન કેટલા કરે છે ? એનો હિસાબ કાઢયો છે? એમા અપમાન અનહદ છતા જીવની નફ્ફટાઇ એવી કે ત્યા તો અત્તરસો અપમાન ખતા અને વળગ્યા રહેવાનુ ! અને અહિં એક અપમાનમા ગુસ્સો અને વૈર ! બહારના માનની ભૂખનોય પાર નહિ, તેમ બહારથી મળેલા માનના ગર્વનોય પાર નહિ, આ માનવની કઈ કઢગી દશા ! કર્મથી થતી હચદામણી

તરફ ધ્યાન રખાય તો માન અને અહંકાર મૂકી દેતા વાર નહિ માન મૂકાય એટલે ગુણોનો ખપ અને દોષોનો ત્યાગ વધે

પ્રભુના અતિશય — જ્યાર પ્રભુમા તો જ્ઞાનનો પાર નહિ! વચન શક્તિ એટલે? જગતને પાત્રીસ અતિશયવાળી નવ ઝતા પૂર્વકની વાણીથી વશીકરણ કરવાની શક્તિ અપરંપાર! કઈકના મિથ્યાત્વ તોડે, સંશય ફેડે, સમાર મૂકાવે, મહાજ્ઞાની બનાવે! દોષનુ નામ નહિ, એટલે ગુણનો પાર નહિ! પ્રભુનો પૂજા-અતિશય એટલે? આગળ પગનુ ક્યા માંડવાનું એની ચિંતા દેવો કરીને સુવર્ણકમળ સ્થપાવે તીર્થંકર નામકર્મના પુણ્યની શક્તિ કે દેવતાય અદના સેવક બને! કેવળજ્ઞાન પામ્યા ત્યારથી મોક્ષ પામે ત્યા સુધી કઠોર ધરતી પર પ્રભુને પગ મૂકવાનો નહિ! પગ તો માખણ જેવા મૃદુ સુવર્ણ કમળ પર પડે! આની આગળ કઈ સમૃદ્ધિ જીવને ગુગળાની ગુમાનના શિખર ચઢાવી શકે? પરમાત્મા પામે કેવી સમૃદ્ધિઓ છે! તહો જીવને 'જા રે જા, તેરા જીવ' એની અપેક્ષાએ તો તને કથિરનુ મ*નુ ?, એમા શુ રાચવાનુ?'

ધર્મનુ રૂળ મારા વધુ ત — પણ ખરી વાત એ જ કે જીવન જીવતા જીવતા 'મારે સારા થવુ છે, વધુ સારા થવુ છે,' એ ખ્યાલ નથી અને સારા થવા માટે મહેનત નથી તેથી કેટલી વાર એકાદ સારુ કામ કરવા છતાય બીજી ખામી એવી ગખશે, કે પરિણામે સારા થવાય નહિ જેમ દાન્ત ધર્મની યોગ્યતામા બે ગુણો છે એક અક્રૂરતા, ને બીજો સૌમ્યતા અક્રૂર એટલે દયાળુ, અને સૌમ્ય એટલે શાત મુદ્રાવાળો તથા પ્રેમાળ હૃદયવાળો દયા કરવા છતા પણ માણસ જો સૌમ્ય ન હોય તો જગતને તેટલો સારો લાગી શકે નહિ

પ્રશ્ન —દયાના કાર્યથી સૌમ્યતા વિના નભાવી ન લેવાય?

ઉ—જો દયા રાખીએ, ને સૌમ્યતા ન રાખીએ, તો સામા માણસના હૃદયના ઉંડાણ સુધી આપણી દયા અડી શકે નહિ એટલે જોઇએ તેવો લાભ ન થાય ઉપરથી આપણી અશાત ઉગ્ર મુદ્રા જોઇને એ ડરે ત્યારે આપણે દયા તો કરતા રહ્યા, પણ હૃદય જો પ્રેમાળ ન રહ્યુ તો શી બહુ વિશેષતા આપણને મળી? માણસ ધર્મ શા માટે કરે? વધુ સારો થવા માટેને? જેમ, દુનિયામા પૈસા શા માટે કમાય? સંસારને સારો સુખી બનાવવા માટેને? સારો માણસ કોને કહેવો? અર્થાત્ સારા બનવુ એટલે કેવા થવુ એ વિચારવુ જોઇશે

પહેલા તો સારો કોને કહેવો છે, એ કહો ખોખાને કે ખોખાના માલિકને? હુ એટલે બહાર દેખાઉં છુ તે? કે હુ એટલે અંદર બેઠો છુ એ? ખોખાનુ સારાપણુ એટલે શરીરે સુદરતા હોય, નિરોગિતા હોય, મનમાન્યું મળતુ હોય, અને લોક જશ ગાતુ હોય! સમૃદ્ધિસન્માન, ખાનપાનાદિના ભોગ અને આરોગ્ય–આ ત્રણની ભૂખ જગતને છે કારણ કે જગત ખોખાને 'હુ' સમજે છે, તેથી જગતે આ ત્રણમા સારા પણ માન્યું છે જગત એટલે નિગોદિયા અનતાનત જીવો અને પૃથ્વી કાયાદિ એકેન્દ્રિથી માડી પચેન્દ્રિ સુધીના બધા જ જીવો. એમણે આ ત્રણમા કલ્પ્યુ સારાપણુ! પણ આ સારાપણુ તો કયાનુ!

ત્યારે આત્માનુ સારાપણુ શુ? એજ કે જેમા આત્મા વધુ ગુણીયલ, વધુ સ્વસ્થ, સ્વાધીન, ઉજ્જ્વલ અને સાચો સુખી બને તે. આત્માનુ સારાપણુ એકનુ સુખ નહિ, એકલી સ્વાધીનતા નહિ કે એકલી ઉજ્જ્વલતા–સ્વસ્થતા નહિ, પણ આ બધાનો સરવાળો તે સારાપણુ 'મારે વધુ સારા બનવુ છે, એ માટેનો તો આ જન્મ છે,' એમ મનમા થતુ હોય તો વિચારો સારા શી રીતે બનાય? સૌમ્યતા વિનાની દયાને પકડવાથી? નમ્રતા વિનાના જ્ઞાની બનવાથી? ના ધગશ એ જોઇએ કે

એવો ધર્મ કરું કે જે ક્રમસર મારામાં વધુ સારાપણું લાવે જ જાય ! વધુ સારા એટલે વધુ ક્ષમાશીલ, વધુ સારા એટલે વધુ નમ્રતાવાળા, વધુ સારા એટલે વધુ નિઃસ્પૃહ, વધુ સારા એટલે વધુ પ્રેમ-પ્રમોદવાળા, વધુ સારા એટલે અવિવેકને મૂકી વિવેકને આદરનારા, વધુ સારા એટલે પરમાર્થી અને પરોપકારી બનનારા. ધર્મક્રિયાઓ જરૂર કરવાની ખરી, પણ સાથે વિચારવું જોઇએ કે, આ કરીને કરવાનું શું ? જેટલી ધર્મક્રિયા કરીએ એમાંથી ઉઠતા વિચાર કરવો જોઈએ કે એમાંથી આત્મામાં સારાપણું કેટલું બનાવ્યું ? દ્રવ્યક્રિયા એવી સ્ટીમર નહિ કે આપણે આંખ મીંચી બેસી જઈએ, અને એ સારાપણાનું સ્ટેશન લાવી આપે ! એ માટે તો ભાવની આંખ ખુલ્લી જોઈએ. સ્ટીમરની જરૂર તો છે જ, પણ જાગ્રતિવાળી સ્ટીમરની જરૂર છે. અર્થાત્ દ્રવ્યક્રિયા સાથે, સારા થવાના ભાવ અને સચોટ પુરુષાર્થ જોઈએ.

ધર્મકાય-કર્મકાય-તત્ત્વકાય શું ? — જ્યાં સુધી આત્મા પર કર્મોનો સંબંધ છે ત્યાં સુધી મોક્ષ સાથે સંબંધ થઈ શકશે નહિ. મોક્ષ એટલે આત્માની સર્વશુદ્ધ અવસ્થા. કર્મોનો સંબંધ એ અશુદ્ધ અવસ્થા છે. તેને તોડી મોક્ષના સંબંધને જે જોડી આપે તે યોગ. યોગ-સાધનાનો આઠ પ્રકારના ક્રમ તે યોગની આઠ દૃષ્ટિ. તેને જીવનમાં લાવવા માટે સમ્યક્ શ્રદ્ધાસહિત બોધ જોઈએ. એ બોધ કરાવવા માટે શાસ્ત્રકાર શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે મહાન શાસ્ત્રોની આપણને ભેટ કરી.

અહીં મંગળાચરણમાં પ્રભુને નમસ્કાર કરતાં વિશેષણો કહ્યાં. પ્રભુના વિશેષણમાંથી જેમ ચાર અતિશયો વિચાર્યા, તેમ ત્રણ કાય વિચારવાની છે. તે ધર્મકાય, કર્મકાય, અને તત્ત્વકાય. કાય એટલે અવસ્થા. પ્રભુના આત્મામાં ક્રમશઃ આ ત્રણ પ્રાપ્ત થયેલી છે એનું સૂચન અહીં મંગળશ્લોકમાંથી મળી રહે છે.

ત્રણ કાયના અર્થ —કાય એટલે શરીર નહિ, કિંતુ આત્માની અવસ્થા ધર્મકાય એટલે ચારિત્ર ધર્મ સાધવાની અવસ્થા, કર્મકાય એટલે કર્મની અર્થાત્ તીર્થંકર નામકર્મના ઉદય વખતની અવસ્થા, અને તત્ત્વકાય એટલે તત્ત્વની અર્થાત્ આત્માના શુદ્ધ અનન્તજ્ઞાન અને અનંત સુખમય સ્વરૂપની અવસ્થા તીર્થંકર દેવ સંસાર ત્યજી ચારિત્ર લે, તે કેવળજ્ઞાન ન પામે ત્યાંસુધીની તેમની ચારિત્ર અવસ્થા એ પહેલી ધર્મકાય ગણાય. કેવળજ્ઞાન પામ્યા પછી નિર્વાણ સુધી જે તીર્થંકરપણામા જગત પર અનંત ઉપકાર કરે, તે બીજી કર્મકાય કહેવાય અને સિદ્ધ મુક્ત અવસ્થા તે ત્રીજી તત્ત્વમય કહેવાય

નાથી વીરતાના ચાર લક્ષણ —ભગવાન વીર છે, એમ કહીને ધર્મકાર અવસ્થા સૂચવી રાગદ્વેષ અને કર્મની સામે ઝઝુમી એને પરાસ્ત કરવામા જે ભારે પરાક્રમી તે વીર વીરના ચાર અર્થ છે

૧ અનુપમ તપવીર્યથી વિરાજે તે વીર
૨ કર્મનું વિદારણ કરે તે વીર
૩ કેવળલક્ષ્મીના સ્વયં ગ્રહણમા—એને વરવામા—પરાક્રમી તે વીર.
૪ વિશેષે કરીને કષાય શત્રુને હરે, બહાર કાઢી મૂકે તે વીર

જગતના શત્રુઓ દબાવવામા, મહાન રજપૂતાણીઓને વરવામા, મહાન સંપત્તિ મેળવવામા જે પરાક્રમી છે, એ તો કહેવાના વીર છે ત્યારે પૂર્વે કહેલી ચાર વસ્તુ ધરનાર એ સાચા વીર છે, એ મહાવીર છે! કેવળલક્ષ્મી માયકાંગલાને નથી વરતી. આત્મવીરને એ વરે છે! પછી ભલે તે આત્મવીર કાયાથી દુબળા હોય જગતના સવ સુખને તુચ્છ અને નિઃસાર ગણી તેની પરવા છોડી દઈ કર્મોના ઉપદ્રવો અને જગતના પ્રલોભનોમા જે અડગ રહ્યા અને પોતાના યોગશત્રુ એવા રાગદ્વેષનો સંપૂર્ણ નાશ કર્યો, તેને કેવળલક્ષ્મી વરે છે.

પ્રશ્ન—સ્વયંવરમા કોઇ કન્યા સામે આવીને પરણે એમા પતિની શી વીરતા ?

ઉત્તર—આર્યદેશની સાત્વિક બાળાઓ વીરને વરતી હતી ભલે એ વીરને બીજી અનેક પત્નીઓ હોય છતા ય એ વીરો વરવામા જે સુખ, અને જે ગૌરવ એને લાગતું તે માયકાંગલાની એની એક પત્ની બની માત્ર વિષયના કીડા થવામા અને સ્વચ્છંદ વર્તવામા સુખ—ગૌરવ નહોતું લાગતું !

મોહને જીત્યા વિના અજ્ઞાન સમુદ્રને ન તરાય —

કેવળજ્ઞાન મળે છે તે અજ્ઞાન ટાળવાથી મળે છે પણ અજ્ઞાન, રાગદ્વેષને ટાળ્યા વિના, ખસે એમ નથી માટે જ નમુત્થુણુંની સ્તુતિમા પ્રભુને પહેલા 'જિણાણુ' કહી પછી 'તિન્નાણ' અને પછી 'બુદ્ધાણ' કહ્યુ 'જિન' એટલે દશમા ગુણઠાણાને અંતે રાગદ્વેષને પૂર્ણ જીતનારા અને પછી જ, 'તિન્ન' એટલે બારમા ગુણઠાણાના અંતે અજ્ઞાનના સાગરને તરનારા અને એ પછી જ 'બુદ્ધ' એટલે તેરમા ગુણઠાણાના પહેલા સમયે કેવળજ્ઞાની બને જેમ સમુદ્રમા પડેલો તરવૈયો માણસ મગરમચ્છથી પકડાયેલો હોય, એ પહેલા મગરમચ્છને જીતી એનાથી છૂટે, તો પછી સાગર તરી શકે અને તે પછી જ કાંઠાનો પ્રકાશ પામે, અને સ્વનગરમા પહોંચી જાય. એમ અહીં રાગદ્વેષથી છૂટે તો જ અજ્ઞાન તરે, પછી જ સર્વજ્ઞ બની સ્વમોક્ષનગરમા જાય આનો અર્થ એ છે કે અજ્ઞાન કરતા રાગ-દ્વેષ જ મોટા વિઘ્ન છે, તેથી પહેલા પ્રયત્ન રાગદ્વેષને ટાળવાનો કરો માટે જ્ઞાન નહિ ભણવાનું, આવો અર્થ નથી કેમકે જ્ઞાન મેળવવાથી રાગદ્વેષની ઓળખાણ થાય, છે અને એ ટાળવાનો ઉપાય જડે છે પણ ભણવાનું લક્ષ્ય રાગદ્વેષને ટાળવાનું રહેવું જ જોઇએ ધર્મકાર્યમા આ બધી મહેનત ચાલુ છે.

ચારિત્ર એટલે પંડિતાઈ નહિ, પણ નિષ્પાપ જીવન —

ભગવાન વીર પ્રભુ જેવા થવુ હોય તો શુ કરવુ જોઈએ ? ચારિત્ર પાળવુ જોઈએ ભગવાનને જન્મથી જ અવધિજ્ઞાન સહિત ઝળકતો વૈરાગ્ય હતો, છતા વીતરાગતા સહિત કેવળજ્ઞાન લેવા માટે ચારિત્ર લીધુ, અને દુર્નિવાર એવા પણ રાગદ્વેષના અનેક પ્રસંગોમા રાગદ્વેષનો નાશ કરવા માટે તનતોડ મહેનત આદરી ચારિત્ર પાળ્યુ તો આપણે ? શાસ્રમા પણ 'ક્રોડ વર્ષનુ ચારિત્ર પાળ્યુ' એમ કહેવાય છે 'ક્રોડ વર્ષ સુધી જ્ઞાન ભણ્યા,' એમ નથી કહેવાતુ આજે તો એમ મનાય છે કે "અમને કાઈ જ્ઞાન નથી, હવે અમને ભણતા આવડતું નથી, શું ચારિત્ર લઈએ ?" કેમ જાણે ચારિત્ર એટલે વિદ્વત્તા, અર્થાત્ જ્ઞાન વિના ચારિત્ર નહિ ! એવુ કહેનાર ચારિત્ર શબ્દનો અર્થ પંડિતાઇ, વિદ્વત્તા કરી રહ્યો છે અલ્યા ભાઈ ! સમજ કે ચારિત્ર એટલે તો પાપ વિનાનું જીવન એમા જ્ઞાન હોય એ જરૂર ઇચ્છવા યોગ્ય છે પરતુ જ્ઞાન વિના પણ જ્ઞાનીની નિશ્રામા નિષ્પાપ જીવન જીવી શકાય. પાપ છોડવા માટે શુ પંડિતાઈની શક્તિ જોઇએ, કે પાપનો ત્રાસ જોઇએ ? ચારિત્ર એટલે ક્ષમા નમ્રતા વગેરે આત્મગુણો અને અહિંસાદિ ધર્મો. ચારિત્ર એટલે જ્ઞાનાચાર, દર્શનાચાર વગેરે પંચાચારનુ પાલન આમા પંડિતાઈ ક્યા આવી ? એ બરાબર છે કે જ્ઞાન એટલે દીવો, એ માર્ગને બતાવે પરંતુ માર્ગ પાળવો એ ચારિત્ર. ત્યા બીજાના દીવેય બીજાની પાછળ માર્ગે ચલાય. શાસનની રૂએ ચારિત્ર એટલે સંયમ સંયમ એટલે પાચ મહાવ્રત, પાચ ઇન્દ્રિયનો નિગ્રહ (પાચસમિતિ), ત્રણ ગુપ્તિનુ પાલન, અને ચાર કષાયોનો ત્યાગ એમ સત્તર પ્રકારે સાધના એ સંયમ. કહો જોઉં કે આ સયમ પાળવા કેટલા જ્ઞાનથી ચાલી શકે ? શાસ્ર નથી કહેતું કે ચૌદપૂર્વના જ્ઞાન વિના કેવળજ્ઞાન ન જ મળે ! હા, એવા દાખલા છે કે ચૌદ પૂર્વ તો નહિ પણ અગિયાર અગના

જ્ઞાન વિના માત્ર આ સત્તર પ્રકારના સંયમને, ગુરુને સમર્પિત રહી, પાળનાર માસતુષ વગેરે મુનિઓ મોક્ષે સિધાવ્યા.

શ્રી પુંડરીક સ્વામી સાથે પાંચ ક્રોડ, દ્રાવિડ-વારિખિલ્લ ને પાંડવો સાથે વીસ ક્રોડમુનિઓ, એમ જે વિપુલ સંખ્યામાં મોક્ષે ગયા, તે બધા શું પંડિત હતા? બધાય શું આચારાંગ, ભગવતી, વગેરે અગિયાર અંગના ભણેલા હશે? ના, એ તો માત્ર ચારિત્રના અર્થાત્ મહાવ્રતના જ્ઞાનવાળા હતા તેથી ચારિત્રનું પાલન કરી, રાગદ્વેષનો સમૂળ નાશ કરનાર બન્યા, અને કેવળજ્ઞાની થઈ મોક્ષે ગયા! અહિંસા મહાવ્રત પાળવા કેટલું જ્ઞાન જોઈએ? એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના જીવોની ઓળખ જોઈએ, અને એ જીવોને મારનારાં જે શસ્ત્રો તેનું જ્ઞાન કરવાનું એ પહેલા મહાવ્રત માટે જરૂરી જ્ઞાન છે. વસ્તુના સ્વરૂપથી વિપરીત જરાય ન બોલાય તે સત્યવ્રત એમ પાંચ મહાવ્રત પાળવા એટલું જ્ઞાન જોઈએ. કાંઈ બહુ ઊંડા તત્ત્વજ્ઞાન જોઈએ જ એવું નથી. એમ ઇન્દ્રિયનિગ્રહમાં અને સમિતિમાં પણ થોડી શક્તિ કે આવડતવાળો અજ્ઞાન માણસ સમજી શકે એવી સીધી સાદી વાત છે બસ, જ્ઞાની ગુરુની નિશ્રામાં રહી આનું બરાબર પાલન થાય તો મોક્ષ મળે છે. પછી 'ચારિત્ર કેમ નથી લેતા?' તો કહેવું કે 'જ્ઞાન નથી ચડતું,' એ કેવું ઘોર અજ્ઞાન છે!! ફરી યાદ રાખો, ચારિત્ર એટલે પંડિતાઈ નહિ, ચારિત્ર એટલે નિષ્પાપ અહિંસક જીવન.

આમ પ્રગતિના અચૂક માપ રાગદ્વેષને કેટલા જીતતા આવ્યા? —જીવનમાં એટલું નિશ્ચિત થઈ જાય કે મારે આત્માની પ્રગતિ સાધવી છે, તો સાથે એ જરૂર સમજવું જોઈશે કે તે પ્રગતિ માત્ર ધર્મક્રિયાનો સરવાળો કરી એમાં સંતોષ માની લેવાથી નહિ થાય, કિંતુ 'હું સંસારમાં જકડી રાખનારા રાગદ્વેષના કબજામાં કેટલો હતો, અને ધર્મ કરતા કરતા રાગદ્વેષના કબજામાંથી કેટકેટલો છૂટતો આવ્યો, તે જોવું જોઈશે. ગયા વર્ષ કરતાં આ વર્ષે, ગયા

મહિના કરતા આ મહિને, ગઈ કાલ કરતા આજે, આત્માને રાગ દ્વેષમાથી વધુને વધુ કેટલા ટોડાવ્યો, એ માપવુ જોઈશે, અને વધુ છૂટવા અધિક પુરુષાર્થ કરવો જોઈશે તો જ આત્મ પ્રગતિ સધાય

ચારિત્ર એ શાસ્ત્રોથી જ્ઞાનના અભ્યાસ મેળવેલા જ્ઞાનને અમલપણે કરવાની શાળા છે આ માટે મન વચન ને કાયાની ત્રણ ગુપ્તિને એવી વ્યવસ્થિત કરે કે હિંસા વગેરે અનિષ્ટ તત્ત્વો મન-વચન કે કાયા કોઈમા પેસી શકે નહિ સાથે પચ્ચખ્ખાણ એ મન-વચન ને કાયામા રમ્યા કરે, એવુ કરવુ જોઈએ એ થાય એટલે બિચારી ઇન્દ્રિયો શુ કરી શકે? મન, વચન, કાયામાથી હિંસા જુઠ વગેર પાચ પાપ નીકળી ગયા, અને મન વચન કાયામા પચ્ચખ્ખાણ છવાઇ ગયા તો ઇન્દ્રિયો અને કષાય મરવા પડે!

વિવેકી આત્મા સાવધાન હોય છે એ સમજે છે કે ઇન્દ્રિયોની પરાધીનતા સેવવામા અને કષાયોમા નિર્ભય રહેવામા આત્મા સાચી પ્રગતિ કરી શકતો નથી ઇન્દ્રિયોને તૃપ્ત કરવા માટે જીવે અનતકાળ મજુરી અને પાપ કર્યા અને અનત વિષયો એને આપ્યા, છતા એ હજ પોતાના ઉઘરાણા બધ કરતી નથી!!! આ તે એની કેવી કારમી ભૂખ!! પણ જો મોહના મહાન વિજેતા જિનનો હુ હવે ભક્ત બન્યો, તો મારે પણ નક્કી કરવુ જોઇએ કે હવે અનાદિની અવળી રમત ચાલુ ન રખાય આવુ વિચારી માહ્યધ ઇન્દ્રિયો અને મનને સાફ કહી દેવુ કે 'હવે તમારા ઉઘરાણા ભરવા હુ તૈયાર નથી!' અને તે પ્રમાણે એની ઘણી ઉઘરાણી જતી કરવી આને બદલે જો મોહનુ ઇન્દ્રિયોનુ અને કષાયી મનનુ ઉઘરાણુ સતોષવા જીવ હરેક પળે તૈયાર હોય, તો પછી વિષયના વિરાગ ક્યા ટકે? તે જો નહિ, તો રાગદ્વેષને જોરદાર ધક્કો ક્યા લાગે? રાગદ્વેષને જોરદાર ધક્કો જો ન લગાવે, તો ધર્મની મજબુત સાધના ક્યા રેઢી પડી છે? જો મન કલ્પિત

મહાન ધર્મ સેવ્યાનો દાવો રાખીએ, અને રાગદ્વેષને જોરદાર ધક્કો ન લાગતો હોય, તો જ્ઞાનીની દૃષ્ટિમા આપણને સુંદર પ્રમાણપત્ર નથી મળવાનુ એ નક્કી વાત છે જ્ઞાનીના પ્રમાણપત્ર ઉપર આત્માની પ્રગતિ નિર્ણીત થાય છે રાગદ્વેષને જોરબધ ધક્કો લગાવવા માટે વિષયો પર વૈરાગ્ય કેળવી, આતમુંખ બનો ઇન્દ્રિયોને કબજે કરી, બાહ્ય વિષયોમા મૂઢ જેવા બનવુ ઘટે મૂઢ એટલે ગતાગમ વિનાનો એટલે કે ચીવટ, ચોકસાઈ અને ચતુરતા વિષયોની ન રાખતા આત્માની રાખવી વિષયોની કેળવણીમા અને કિંમત–આકણીમા જેની ઇન્દ્રિયો અને મન મૂઢ, એટલે કાર્ય કરનાર નહિ, તે જ સાચો પડિત પુરુષ, તે જ નક્કર ધર્માત્મા કહેવાય

તીર્થંકરપણુ શી રીતે મળે? —કર્મોદયને પ્રાપ્ત કરાવનારૂ નામકર્મ પચપરમેષ્ઠીના અને પ્રવચનના વાત્સલ્યથી ઉપાર્જેલુ હોય છે એ વાત્સલ્ય વિશિષ્ટ યોગ્યતાવાળુ હોય છે એમાથી "સારાયે જગતના જીવોને અનતસુખ પમાડનારા મોક્ષ માગના મુસાફર હુ ક્યાર બનાવુ?" એવો અપૂર્વ પ્રેમભાવ પ્રગટે છે કેટલો ઉચો આ પ્રેમ! કે જેના પાત્ર તરીકે કોઈ જીવ બાકી ન રહે! સર્વ જીવ આ પ્રેમના, અને આ દયાના પાત્ર! અભવ્ય કે દુર્ભવ્ય પણ બાદ નહિ! દુશ્મન પણ આ દયા અને પ્રેમમાથી બાકી નથી એ તો જુએ છે કે 'કર્મપિશાચ અતિ ક્રૂર રીતે જગતના જીવોને સંસાર ચક્કીમા પીસી રહ્યો છે એવો ક્યારે ધન્ય દિવસ આવે કે હુ સર્વને એ કર્મના પજામાથી છોડાવુ!' આવો વિશ્વપ્રેમ ને વિશ્વ યા તીર્થંકર નામકર્મ કમાવી આપે ત્યારે, એવો કુટુબનો પ્રેમ અને દયા ગણધર પદવી આપે છે, અને તેવો એકલા પોતાના આત્મા પરનો પ્રેમ પોતાની મુક્તિ આપે છે એવો આત્મપ્રેમ ઉપરના એમા છે, એ ભૂલતા નહિ બીજાની દયા ખાતી વખતે મોહપરવશ એવી પોતાની જાતનીય મહાદયાપાત્ર સ્થિતિ વિસરવાની નથી

એથી જ પહેલું એ વિચારવાનું કે કર્મના યોગે અનંતકાળથી દુખી-મહાદુખી એવા મારા આત્માને ક્યારે એ દુખમાંથી અને કર્મમાંથી છોડાવું! એ છોડાવવા માટે કષ્ટ વેઠીને પણ જિનાજ્ઞાના પાલનને જ મારું જીવન ક્યારે બનાવું? ધ્યાન રાખજો કે અનંતા કર્મને મારવા માટે અને અનંતા સુખને મેળવવા માટે જિનાજ્ઞા પાલનના અર્થાત્ ચારિત્ર અને તપના કષ્ટ-તકલીફ ઉઠાવવા જોઈશે! જેમ ઝેરનું ઔષધ ઝેર, તેમ અહીં દુખનું ઔષધ દુખ! અર્થાત્ કષ્ટમય ચારિત્ર-તપ એ કર્મના કષ્ટ કાઢે. જગતમાં લાગેલા દાવાનળની સામે બીજો દાવાનળ ખડો થાય તો બન્ને એક બીજાને શાંત પાડે છે. પગે લાગેલા કાંટાને કાઢવા તેનાથી પણ વધુ અણીદાર સોય જોઈએ છે. એવું જ સંસારના સર્વ કષ્ટ ટાળવા માટે તપ-સંયમના કષ્ટ સ્વીકારવા જોઈએ. ઝેર ઝેરને મારે, કાંટો કાંટાને કાઢે, અગ્નિ અગ્નિને બુઝાવે, એમ કષ્ટ કષ્ટને દૂર કરે છે. એટલે? કાઉસ્સગ્ગ કર્યો, અને પગ દુખ્યા, છતાં કાઉસ્સગ્ગ જો બરાબર પુરો કર્યો અને મનની સ્થિરતાથી કર્યો, તો માનવું કે કાઉસ્સગ્ગ સિદ્ધ થયો! એ કષ્ટથી અનેક કર્મકષ્ટ દૂર થયા! ઉપવાસ કર્યો, ભૂખ લાગી, અને એ ભૂખને સારી રીતે સહી, તો માનવું કે ઉપવાસ સિદ્ધ થયો! માટે જ, જો કોઈ કષ્ટ જરાય ન ઉપાડવું હોય, તો શો વિશ્વાસ કે ભવિષ્યમાં કષ્ટ વખતે ધર્મ પકડી રખાશે?

કષ્ટ વેઠવાની, ભોગ આપવાની તૈયારી હોય તો ધર્મ સિદ્ધ થાય —પણ આ તો તે કરી શકે કે જેને તકલીફવાળો ધર્મ જોઈતો હોય, જેને ધર્મને કષ્ટ વેઠીને અને ભોગ આપીને સેવવો હોય. આટલી ગરજ ન હોવાને લઈને શક્ય એવા ઘણાય ધર્મના અંગો કષ્ટની બીકથી સાધવા રહી જાય, એમાં શી નવાઈ! એટલે જ એવા બિનગરજુને પૂછો કે, "કેમ, આ ધર્મ નથી સેવતા?"

તો કહેશે કે "આમા તકલીફ ઘણી, બીજી અગવડો બહુ, કષ્ટમય લાગે છે! " આમ કાયરતા આગળ ધરે! એનો અર્થ એ થયો કે ધર્મ તો સુખ-અગવડવાળો અમારાથી બની શકે! ત્યારે એવાને પૂછવુ પડે છે કે "શુ ત્યારે સંસાર તમે અગવડવાળો નભાવી નહિ લેતા હો? અગવડવાળા ધર્મમાથી જેમ ખસવાનુ, તેમ અગવડવાળા સંસારમાથી કેમ ખસવાનુ નહિ? કહોને કે, ના ભાઈ, ના, આવા સસારમા બહુ અગવડ અને ઘણા કષ્ટ! આપણને કઈ આ ફાવે નહિ, એટલે આપણે તો સસાર મૂકી દેવાના!" એવુ કેમ નથી કહેતા? કમકાર્યનુ પુણ્ય ઉપાર્જનાર જિનેશ્વરદેવો તો સમગ્ર જીવોની પ્રેમભરી દયા ખાય છે ત્યારે આપણે આપણા આત્માની, કુટુબ, સ્નેહી કે મિત્રની પણ પૂરી દયા ખાતા નથી કારણ? આત્માનુ સ ભાર અજ્ઞાન! પરલોકની ઉપેક્ષા! વિષય સુખોની કારમી ભૂખ! એની ખૂબ ચિંતા અને એ બધાની આબાદીના યત્ન! એટલે આત્માની બેપરવાઈ અને બરબાદી હોય તે સહજ છે કેવી તમારી હોશિયારી! કેવો તમારો પ્રભુ પ્રેમ અને શ્રદ્ધા!!!

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિ 'યોગદૃષ્ટિ સમુચ્ચય' નામના મહાન શાસ્ત્રની શરૂઆત કરતા મ ગલરૂપ જે પરમાત્માને નમસ્કાર કરે છે, એ પરમાત્માના અમુક વિશેષણો બતાવી, એથી પરમાત્માના અતિશયો સૂચવે છે એવી જ રીતે પરમાત્મામા રહેલી ધર્મકાય, કર્મકાય અને તત્ત્વમન,-આ ત્રણ અવસ્થાનુ સ્વરૂપ બતાવે છે

'ધર્મકાય'ની વસ્તુથી અધ્યાત્મ ભાને તમાચા — કાય એટલે અવસ્થા. ધર્મકાય એટલે ધર્મને સાધવાની અવસ્થા ધર્મ તે સર્વ-વિરતિને એટલે કે સાધુધર્મને સાધવાની અવસ્થા. તીર્થંકર પરમાત્મા જન્મથી વિરાગી, અને ઈન્દ્રોનેય પૂજ્ય તથા સેવ્ય હોવા છતા, સસાર છોડીને અણગાર (સાધુ) ન બને ત્યા સુધી એમનીય એ અવસ્થા ધર્મકાય અવસ્થા નહિ કારણ? ધર્મ એ કેવળ મનની

વસ્તુ નથી લેવી, પણ મનમાં પ્રતિજ્ઞા સાથેનો કાયાથી સર્વત્યાગનો જે અમલ, તેને ધર્મ તરીકે લેવો છે તેમ યાવજ્જીવની એટલે કે મરણ પર્યંતની પ્રતિજ્ઞા સાથે ચારિત્રધર્મ એટલે જીવે ત્યાસુવીનો પ્રતિજ્ઞાપૂર્વકનો સંસારત્યાગ એમાં ઝીણામાં ઝીણા, અર્થાત્ અતિ અલ્પ પણ હિંસા મૈથુન, પરિગ્રહાદિ પાપોનો ત્યાગ હોય છે, પછી ઘર, કુટુંબ અને વૈભવવિલાસમાં મહાલવાની તો શું, પણ સાથે રહેવાનીય વાતજ કયાં ? આ ન સમજનારા આજના અધ્યાત્મ દંભીઓ ઘી કેળાં ઉડાવતા જતા, માત્ર શુદ્ધ જ્ઞાતા-દ્રષ્ટા બનવાના ઢોંગ ઉપર ધર્મ માનવાનું માને છે! ચારિત્ર અને તપ વનાની અધ્યાત્મ ભાવના ધૂળના ઘર જેવી છે, ટકે નહિ

અધ્યાત્મ-ભાનુ સાથ સ —એ કહે છે કે "ક્રિયાઓ અને બાહ્ય ત્યાગ તો આ જીવે અનંતી વાર કર્યા, પરતુ એથી કલ્યાણ કયાં થયું છે? થયું હોત તો આજ સુધીમાં કલ્યાણ થઈ ન જાત? શાસ્ત્રો કહે છે કે 'અનંતી વાર દ્રવ્ય ક્રિયાઓ કરી છતાં કંઈ વળ્યું નથી,' તો અત્યારે પણ એવી મજૂરી કરવાથી શું કલ્યાણ થવાનું હતું? કાંઈજ નહિ, કેમ કે એ બધી જડ ક્રિયાઓ છે અને બાહ્ય ત્યાગ એ જડ ધર્મ છે જડની ક્રિયા અને જડના ધર્મથી આત્માનું કલ્યાણ થાય, એમ માનવું એ પણ મિથ્યાત્વ છે આત્માનું કલ્યાણ તો આત્માની ક્રિયાથી અને આત્માના ધર્મથી થાય. એક દ્રવ્યની વિશેષતાની જો બીજા દ્રવ્ય પર અસર થતી હોય, તો તો શ્રી મહાવીર પરમાત્માના પોતાના આત્મધર્મથી આખા જગતનું કલ્યાણ થઈ જવું જોઈતું હતું એમની તો આખાય જગત પર દયા હતી ત્યારે તમે કહેશો કે 'પણ જગતની યોગ્યતા જોઈએ ને?' એનો અર્થ જ એ છે કે જગત તરે એ પોતાની યોગ્યતા પર, પોતાના પુરુષાર્થ ઉપર, પોતાના આત્મધર્મ ઉપર. એમાં જેમ બીજાના આત્મા કારણ નહિ, તેમ જડ દેહની ક્રિયાઓ કે બાહ્ય ત્યાગનો ધર્મ પણ કારણ નહિ એની કાંઈ અસર આત્મા પર નહિ એ તો આત્મા પોતે

એટલે કે ચરમાવર્ત કાળમા આવેલા ભવ્ય જીવોને ધર્મ-દેશનાનુ આલંબન આપી વીતરાગ અવસ્થામા અગર તેની નજીક લાવવાનો ભવ્ય ઉપકાર કરે છે એ રાગદ્વેષ અને કર્મનો સંહાર કરવાની ચાવીઓ બતાવે, એ સંહારના સંગ્રામમા શૂરવીર બનાવે, જેના પરિણામે જીવો સકલ મોહ અને સકલ કર્મનો ક્ષય કરી તત્ત્વકાય અવસ્થા પામી સિદ્ધશિલા પર શાશ્વત વાસ કરે

જગત-દિવાકર પ્રગટ થાય એટલે અંધકારમય થઈ ગયેલા જીવોના હૃદયના અંધારા ઉલચાઈ જાય ! કર્મકાયને ધારણ કરનાર તીર્થંકર પરમાત્મા એવા સૂર્ય સમાન છે કે એ કેઈ અંધકારમય હૃદયો પ્રકાશમય કરી નાખે જગતમા એવા ઉપકારીની તોલે કોણ આવી શકે એમ છે ? કોઈ જ નહિ

પ્ર જીવનમા ધર્મ શા માટે જોઈએ ? તથા ધર્મ કેવી રીતે ને ક્યાસુધી આરાધવો ?

ઉ૰ કહેવાય કે મોહ-અજ્ઞાનના નાશ માટે ધર્મ છે એ નાશ થતો જાય તેવી રીતે ધર્મ સેવવાનો, અને તે મોહ-અજ્ઞાન સંપૂર્ણ નાશ પામે તથા કૈવલ્ય-પ્રકાશ મળે ત્યા સુધી આરાધવાનો

પ્રકાશ જાતમા પ્રગટ કરવાની ઉદ્યમ-અવસ્થા તે ધર્મકાય, અને બીજામા પ્રગટ કરવાની સ્થિતિ તે કર્મકાય પછી કર્મકાયને પૂર્ણ કરીને સર્વશુદ્ધ સિદ્ધ થયા એટલે તત્ત્વકાય.

તત્ત્વકાય અવસ્થા એટલે ? જન્મ, જરા અને મૃત્યુથી પર અવસ્થા ! શરીરધારી, ઇન્દ્રિયવાળી, રૂપવાળી, શાતાવાળી, યશવાળી, જડના સંસર્ગવાળી, ઈત્યાદિપણાથી પર અવસ્થા તે તત્ત્વકાય આત્માનુ તત્ત્વ શુ ? શુ રાગીપણુ, દ્વેષીપણુ, ને કામીપણુ ? ના, આનાથી પર અવસ્થા ! ત્યારે તમને વિચાર આવે છે કે મારા આત્માનુ સ્વરૂપ શુ ? તત્ત્વ શુ ? પરના મિશ્રણ વિનાનુ પૂર્ણ અરૂપી, શુદ્ધ અને

સ્વાભાવિક પ્રગટ અનંત જ્ઞાન સુખાદિમય અવસ્થા તે આત્માનુ સ્વરૂપ તેજ પ્રગટ થાય તે આત્માનુ તત્વ એ ભવ્ય સ્વરૂપનો ખ્યાલ આવે તો આજે જે મુફલિસ પ્રવૃત્તિ પર જીવ ભારે શોખી બનતા શીખ્યો છે, તેના પર હસવુ આવે ! પછી કેટલો હું નાદાન અને પાગલ છુ, એમ વિચારી ખોટી જ જાળમા પડવાનુ મન ન થાય વધારે પડતી માગી પણ દેખાતી જડની વાતો તે ન કરે કારણ કે જડની વાતો આત્મતત્ત્વને ઝાખુ કરનારી છે, આવરી લેનારી છે

તત્ત્વ પર મૌલિક વિચારણા —બગલો રત્ને જડેલો હોય, પણ તે આત્માનુ તત્ત્વ નથી ! દુનિયામા વૈભવી સુખો મળતા હોય, પણ તે આત્મતત્ત્વમા નહિ ! અરે, તુ જે તારુ માને છે, એ તારુ તારી માલિકીનુ છે ? તારુ જો એ છે, તો તારી ચીજ ખાતર તારે રોવુ પડે ? ચિંતા કરવી પડે ? તારે વેઠ કરવી પડે ? અને એ બધુ કરવા છતાં તારે અકાળે વિયોગનો અકસ્માત્ થઇ જાય ખરો ? તારે મૃત્યુ જોવુ પડે ? "હું આ બધુ એક દિ' ખલાસ ? મારુ નહિ ? બગલો ઉભો છે, છોકરા, કુટુંબ, તિજોરી અકબંધ ઉભા છે, પરંતુ એ બધુ જ છતા હુ જ ઉભો નહિ ? બધાને હુ મારા માન્યા કરૂ, ને હું જ અંતે અહિં નહિ ! કોઈ ચીજ મારી બની શકે એમ નથી ? આનો કોઈ આઘાત કેમ નહિ ? દુન્યવી ચીજ મારી મારી કહેતા મારી થઇ શકે એમ નથી, અને મારી ન માનુ તેથી કાઇ ખગળ થઇ જનાર નથી તો મારા આત્માના તત્ત્વને છોડી આ જડના તત્ત્વમા હું ક્યા એકમેક થઇ ગયો !" શુ આટલી વિચારણા કરવા જ્ઞાન નથી ? બુદ્ધિ નથી ? છે, બધુ છે, પણ વિચારણા કરવી નથી

જડને ઉજળુ કરી આત્મા જાતે કાળો થાય છે —

શું આજનુ જગત નથી બતાવતુ કે તમે ઈચ્છો ઘણુ ને ફળે ઓછુ ?

આશા જેમ અપરંપાર તેમ નિરાશા અપરંપાર? એ ખબર છે, કે તમે જેમ જડને ઉજળુ કરવા મથો તેમ તમારો આત્મા કાળો થતો જાય ને જડ એમનું એમ રહે? આવુ છતા ય જગત જીવને કેમ આકર્ષી રહ્યુ છે? કારણ કે પોતાની તત્ત્વકાય અવસ્થાની કેવી મઝા છે, તેનુ ભાન નથી! તત્ત્વકાય અવસ્થા એટલે? અનંત સુખમા ને અનંત જ્ઞાનમા અનંતાઅનંત કાળ સુધી મહાલવાનુ! રોગ, શોક કે દારિદ્ર નહિ! કામ નહિ, અને ક્રોધ નહિ! શરીર જ નહિ, તો જન્મ-મૃત્યુ વચ્ચેની કોઈ પીડા નહિ! આટલી બધી આત્માની સ્વસ્થ અવસ્થા!! કેવી શ્રેષ્ઠ અને સુંદર કલ્યાણમય તત્ત્વકાય અવસ્થા!

તત્ત્વકાય કેમ પ્રગટે —તીર્થંકર પરમાત્મા પણ એ ક્યારે પામે? સઘળા કર્મોનો સંસર્ગ છોડે ત્યારે! સઘળા કર્મોનો સંસર્ગ છૂટે ક્યારે? સર્વ કર્મ તોડવાની યોગ્ય સાધના થાય ત્યારે! કર્મને તોડવા યોગ્ય સાધના કઈ? પરમાત્માના પંથની કે પાપના-પ્રમાદના પંથની? જડના ગુણોની ખીલવણીની કે ચેતનના ગુણોની? હિંસાદિ અઢાર પાપસ્થાનકની કે અહિંસાદિ ધર્મસ્થાનકની? કર્મ તોડવાની સાધનામા શુ આવે? જગતમા ફક્કડ લાલ થઈને ફરવાનુ આવે કે જગતથી ફારગતિ લેવાનુ આવે? આજની ખૂબી કેવી છે બધે ફારગતિ છે, માત્ર અહિં નહિ!

સંસાર ઘોર દુખ દે છે ભયંકર અપમાન કરે છે છતા ફારગતિ નહિ! —સગો ભાઈ દુખ દે છે, તો ચાલ ફારગતિ માબાપ નથી ગમતા, ચાલો ફારગતિ! સગી બાયડી જરા દુખ દે, ચાલ ફારગતિ! પણ આ સંસાર ઘોર દુખ દે છે, છતા ફારગતિ નહિ!! તમને સ્વમાન નથી? અનંત અનંતવાર સંસાર તમને અગવડમા મૂકે, ત્રાસ આપે છતા સ્વમાન નથી શુ એમ ન થાય કે સંસાર સાથે ચાલ ફારગતિ કરૂ અને ધર્મ અગવડ વેઠીનેય કરૂ?

ધર્મ કેવો જોઇએ ? તકલીફ ક અગવડવાળો, કે અગવડ વિનાનો ? —સંસારમા ગમે તેટલી તકલીફ કે અગવડ હોય તો શુ કહેશો ખરા, કે સસાર નહિ પાલવે, મૂકી દઉં ? જરા ઉંડા ઉતરી જુઓ તો ખબર પડે કે 'સસાર અને આત્માની ભાગીદારીમા અધી મુડી આત્માની સાફ થઈ જાય છે, ને છતા નફો દેખાવની વાત નહિ ને નુકશાનનો પાર નહિ ! !' માટે કહો હવે આવા ઘોર સસારથી ફારગતિ કયારે લેવી છે ? પણ તમે કહેવાના કે 'સાહેબ, ઘરમા બેસીને ધર્મ થાય એવો હોય તો બતાવો--સંસાર રૂપી લુચ્ચો ભાગીદાર ભલે સાથે રહે, અને ભગવાન જો એવો કોઇ સહેલો ધર્મ બતાવતા હોય, તો અમે ધમ કરીએ,' એમને ?

પ્ર– ત્યારે શુ સસારમા રહીને ધર્મ ન થાય ?

ઉ –થાય, પણ લુચ્ચાની લુચ્ચાઈ જાણીને, બદમાસની બદમાસી બરાબર ખ્યાલમા રાખીને, પછી તેના પ્રત્યે તે તે રીતનો વ્યવહાર રાખીને ધમ થઈ શકે મોટા શાહુકાર સાથેનો વ્યવહાર કેવો રખાય છે ? ભય અને શકા રાખ્યા સિવાય, ચીઠ્ઠી વગર, હજારો રોકડા આપી શકીએ તેવો એના પર એવો વિશ્વાસ કે એ જમે કરવાનો જ પણ જો બદમાસ સાથે કદાચ વ્યવહાર કરવો પડે, તો ખાતુ પડાવી, સામે નોંધ રાખી, પછી નાણા અપાય છે કેમકે ભય છે કે, નહિતર લુચ્ચો ફરી બેસે છે તો ? સસારની સાથે ભય ખરો ? છોકરો આવે ને કહે "દસ રૂપિયા, પિતાજી ! આપો સિનેમા જોવા," તો શુ કહો ? "લઇ જા બેટા !" દિકરાની સાલગિરિમા દસની સિનેમાની ટિકિટ મલે ! અવસરે વીસ પચીસનો ખર્ચ કરીને દસને જમણ આપવાનુ મલે ! ત્યારે શુ ન મલે ? પાચ રૂપિયાની પર માત્માની આગી ન મલે ! પાચ સાધર્મિની ભક્તિ ન મલે ! કેમ આમ ? સસારમા ભય નથી, શકા નથી, માટે નિસ્સંકોચ છૂટો હાથ લુચ્ચા સસાર સાથે વિશ્વાસનો વ્યવહાર જેને હોય, તે

ધર્મ કરે ખરો પણ માયકાંગલો, અને ફસીને ! શક્તિ કરતા ઓછામા ઓછો ! આવાને માનવ-જન્મ શું નફેલ ?

<u>પ્રતિમા વિઘ્ન કોણ ? ધર્મમા ભય</u> —આંખ મીંચીને વ્યવહાર કર્યા ? ને આંખ તીણી કરીને વ્યવહાર કર્યા ? સંસાર સાથે કે ધર્મ સાથે ? સંસાર સાથે ભય તો નહિ, પણ સુખના વિશ્વાસ ! સંસારના વ્યવહાર ઉલ્લાસથી બને ! ભોગ આપીને બને ! અને અહિંયા ધર્મ સાથે ? ભય ! અવિશ્વાસ ! એટલે અફસોસ ! કે પ્રતિના સાથે પણ એટલો ઉમળકો કે ઉલ્લાસ નહિ, નિયમિતતા નહિ !! એમાય બને ત્યા સુધી પ્રતિજ્ઞાથી, બાધાનિયમથી આઘા ને આઘા રહેવાનુ, પાછુ એ થોડુ કરવાનુ તેય વેઠીયાની જેમ, પરાયાની જેમ, જોખી જોખીને !! ઓછુ થયુ તો શોક નહિ પણ ફાવ્યા માને !! કેવી કરુણ આત્મદશા !

<u>જાગ્યાના સંસાર ઊંઘ્યાના ધર્મ !!</u>—બાર વાગે વેપારી કબાના કરવા આવવાનો હોય, અને એ કબાલાના સોદામા સેંકડો રૂપિયાનો તડાકો પડે એમ હોય, ભાગે નફો થાય એમ હોય તો અગીયાર વાગેથી કેવા તૈયાર અને સ્વસ્થ થઈ બેસો ? ફજુલ વાતોથી ઘરના માણસ પજવે તો કહો છો ને ? કે "ચૂપ કરો !" કેમ વારુ ? પૈસાની વાત આગળ બધુ ફજુલ લાગે છે એથી રખે પજવણી કરે ને જો મગજ બગડી જાય, તો કબાલો બગડે ! આ કેવી અને કેટલી તકેદારી ! પણ ધર્મના કબાના હોય ત્યા શાંત ચિત્તે વિચારેય કરવાનો નહિ, ને અભ્યાસ નહિ ! તેમ સ્વસ્થતાયે નહિ ! પણ ખૂબ અશાંતતા અને ઉતાવળ હોય ! પછી નવકારવાળી હાથમા છેક રાતે લેવાની તે ઉતાવળે ગણી કાઢવાની ! એટલે એક નવકારવાળીમા આખા દિવસની પાછળ કેટલી અવ્યવસ્થતા અને કેટલા ઝોકા ? થાક્યા એટલે સુવાની વાત ! કહોને કે <u>જાગ્યાના સંસાર અને ઊંઘ્યાના ધર્મ !</u> વિચાર તો કરો કે જાગ્યાના ધર્મ જોઈએ કે સંસાર ? ઊંઘ્યાના

સસાર જોઈએ કે ધર્મ ? જે જાગ્યાના ધર્મ જોઈએ, તો ટપોટપ ધર્મસાધના થવા માટે એમ થાય કે, ઉંઘવાનુ આવે તે પહેલા બને તેટલો ધર્મ કમાઈ લઉ જાગૃતિમા બરાબર ધ્યાન રાખી ધર્મ સારો કરી લઉ 'ઊંઘ્યાનો સસાર' એટલે બહુ મગજ પરોવ્યા વિના બહુ રસ લીધા વિના, સંસારી કામ પતાવવાના રાતના સુવાના અવસરે સથારા પોરસિનુ ધ્યાન, જીવનમા ઉત્તમ વિચારણાઓ, અને મહાપુરુષોના ચરિત્રોનુ સ્મરણ કરવાનુ તે ઊંઘમા પણ સસાર ન ચાલે એ માટે ઠીક છે વિચારણામા એ વિચારવાનુ છે કે આ કેવો સસાર! આત્મા કયા સ્વરૂપવાળો, ને કેવી પુદ્ગલની ગદ્ધા મજરી મારે ચાલી રહી છે ! પાચે ઇન્દ્રિયો આત્મધનને કેવી લૂટી રહી છે ! અરે ! આવા સસાર સાથે મે ભાગીદારી રાખી ! મને એ આખો ને આખો લૂટી રહ્યો છે છતા તેનાથી છુટાછેડા લેવાની વાત હજી નથી આવડતી ? હુ કેવો મહાઅહિંસા, મહાન સત્ય મહાદાન, મહાક્ષમા, મહાસત્વ ઇત્યાદિ મહાગુણોનો હિમાયતી, અધિકારી અને ચાહક ! ત્યારે સંસારની જજાળ અને સસારના વિષયો, એ બધુ મારુ કેવુ લૂટી લે છે ? બસ, હવે તો જાગ્રત થાઉં, અને એની લૂટમા ભગ કરૂ '

મહાપુણ્યવતા પ્રભુએ દહાપણ શામા માન્યુ ?—

એવા લૂટારા સંસારથી સર્વથા ફારગતિ લેવાની તીર્થકરને પણ કેટલી જહેમત ? તેમને પણ જગતની અનાદિ ચાલથી બહુ વિપરીત ચાલવુ પડે ! એ સુખી અને માનભર્યા સસારના સવ સબધો છોડી ચારિત્ર લે ! અનેકમાથી એકાકી બને ! મહેલ, શિબિકા, અને અન્ય વાહનો છોડી જગલમા થઈ પગપાળા ફરતા રહે ! દૈનિક અનેક ટકના બાદશાહી ભોજનો મૂકી, વિસોના દિવસો સુધી ભૂખ્યા રહે ! મોટા રાજા રાજકુમારોની તથા દેવતા અને ઇન્દ્રોની સલામી

ધર્મ કરે ખરો પણ માયકાંગલો, અને કનીને! શક્તિ કરતા ઓછામા ઓછો! આવાને માનવ-જન્મ શુ નફળ?

<u>પ્રતિમા વિઘ્ન ક્યા? ધર્મમા ભય</u> —આંખ મીંચીને વ્યવહાર ક્યા? ને આખ તીણી કરીને વ્યવહાર કયા? સમાર સાથે કે ધર્મ સાથે? સમાર સાથે ભય તો નહિ, પણ સુખના વિશ્વાસ! સમારના વ્યવહાર ઉલ્લાસથી બને! ભોગ આપીને બને! અને અહિંયા ધર્મ સાથે? ભય! અવિશ્વાસ! એટલે અફસોસ! કે પ્રતિજ્ઞા સાથે પણ એટલો ઉમળકો કે ઉલ્લાસ નહિ, નિયમિતતા નહિ!! એમાય બને ત્યા સુધી પ્રતિજ્ઞાથી, બાધાનિયમથી આઘા ને આઘા રહેવાનુ, પાછુ એ થોડુ કરવાનુ તેય વેઠીયાની જેમ, પરાયાની જેમ, જોખી જોખીને!! ઓછુ થયુ તો શોક નહિ પણ કાન્યા માને!! કવી કરુણ આત્મદશા!

<u>જાગ્યાના સમાર, ઊંઘ્યાના ધર્મ!!</u>—બાર વાગે વેપારી કબાનો કરવા આવવાનો હોય, અને એ કબાવાના સોદામા સેંકડો રૂપિયાનો તડાકો પડે એમ હોય, ભારે નફો થાય એમ હોય તો અગીયાર વાગેથી કેવા તૈયાર અને સ્વસ્થ થઈ બેસો? ફજુલ વાતોથી ઘરના માણસ પજવે તો કહી દો ને? કે "ચૂપ કરો!" કેમ વારુ? પૈસાની વાત આગળ બધુ ફજુલ લાગે છે એથી રખે પજવણી કરે ને જો મગજ બગડી જાય, તો કબાનો બગડે! આ કેવી અને કેટલી તકેદારી! પણ ધર્મના કબાના હોય ત્યા શાંત ચિત્તે વિચારેય કરવાનો નહિ, ને સમયેય નહિ! તેમ સ્વસ્થતાયે નહિ! પણ ખૂબ અશાંતતા અને ઉતાવળ હોય! પછી નવકારવાળી હાથમા ઠેઠ રાતે લેવાની તે ઉતાવળે ગણી કાઢવાની! એટલે એક નવકારવાળીમા આખા દિવસની પાછળ કેટલી અવ્યવસ્થતા અને કેટલા ઝોકા? થાકયા એટલે સુવાની વાત! કહોને કે <u>જાગ્યાના સમાર</u> અને <u>ઊંઘ્યાના ધર્મ!</u> વિચાર તો કરો કે જાગ્યાના ધર્મ જોઈએ કે સંસાર? ઊંઘ્યાના

પણ પ્રભુ સંસારમા બેઠા છતા એવા વિરાગી છે, ક અવસરે સસારને તજી બેઠેલા એવા ન હોય ! સમૃદ્ધિમા બેઠા છતા એવા અલિપ્ત કે જેવા બીજા કેઈ આત્મા, સમૃદ્ધિ ન હોય છતા પણ ઠેઠ મોત આવે ત્યા સુધીય અલિપ્ત ન થઈ શકે કે ન બની શકે ! પ્રભુ મહાજ્ઞાની છતા એવા કોડ નહિ કે " લાવ, પ્લેટફોર્મ ધ્રુજાવી દઉ ! કોઈના ભવિષ્ય ભાખી કે હૃદયના ગુપ્ત ભાવો કહી ચમત્કાર ત્યા નમસ્કાર કરાવુ, કોઈના આ ભવના છૂપા પાપ કહી હલકા પાડુ ! " આવા કોઈ કોડ નહિ! આવા પરમાત્માને કેમ કહેવાય કે " સંસારમા કેમ પડી રહ્યા છો, ચાલો ઊઠો ચારિત્ર લો " કેમકે એ સંસારમા ય મહાવિરાગી, ઉદાસીન, ગભીર, અને ઉચ્ચ કોટિના ગુણોને ધરનારા હોય છે માટે જ લોકાંતિક દેવો જુદી રીતે વિનવે છે–' પ્રભુ, ધર્મ તીર્થ પ્રવર્તાવો ' ત્યારે હવે પ્રભુ પણ ચારિત્ર લે છે, તે શા માટે ? તીર્થંકર બનવાના શોખથી નહિ, પણ માથે અનત કર્મોનો ભાર છે, તેને તોડવા માટે સંસાર ત્યજી સંયમ, તપ અને ધ્યાનનો જ ભવ્ય પુરુષાર્થ કરવાના હિસાબે જ ચારિત્ર લે છે ! કોણ ? ઇન્દ્રોના પૂજ્ય તમે લેશો ! લેશો તો આ જ પુરુષાર્થ માટે લેશો ને ? જેવો સસારને હોશથી બાઝીને રહેવાનો જોરદાર પુરુષાર્થ આજ સુધી કર્યો છે, એમા ગમે તેટલા દુ ખ નુકશાની લેવા પડે છતા અસારથી ફારગતિ ન લેવી, આવા નિર્ધાર માથે એને વળગી રહેવાનો પુરુષાર્થ છે, તેવો મોહ અને કર્મ તોડવાનો જો જોરદાર પુરુષાર્થ નથી, તો આવા લોકોત્તર દેવાધિદેવને આપણે શુ પામ્યા, શ સમજ્યા ? એવા પરમ પુરુષનો સથવારો પામ્યા પછી તો મોહની મુચ્છી ઉડાડી દેવી જ જોઈએ. એકવી ભાવના રાખે જઈએ તેથી શુ વળે ? સારી ભાવના સાથે પ્રભુના ચીલે ચાલવાનો પુરુષાથ જોઈએ

પ્રતિજ્ઞાનુ માહાત્મય અને અતિ આવશ્યક્તા —તીર્થંકર પરમાત્મા સંસારની ફારગતિ પહેલી તકે લેવાના હિમાયતી ! એમને;

જીવવાની વાત છોડી રસ્તે જનાર ગમારનાય ઘચ્ચા ખાય! કેમ એમ? અક્કલ ઓછી હશે એમ? ના, પ્રભુ તો અવધિજ્ઞાની હતા! મન પર્યાયજ્ઞાની હતા! 'આ ગોવાળિયો, આ સંગમ શું કરવા માગે છે,' તેના મનના ભાવ જાણી શકે! અઢી દ્વીપના સંજ્ઞી પંચેન્દ્રિયોના મનની વાત જાણે! આવું અદ્ભુત જ્ઞાન ધરનાર પ્રભુએ જીવનમાં શું અપનાવ્યું? શેમાં ડહાપણ માન્યું! કહો કે ઉપસર્ગો સહવામાં! દેવનાઈ થાળ હાજર થઈ શકે છતાં, એમણે ભૂખ્યા રહી તપ તપવાનું પસંદ કર્યું! ઇન્દ્ર વગેરે સલામ કરી સેવામાં હાજર રહેવા તૈયાર છતાં કર્મ ખપાવવા ગમાના ગડદાપાટુ ખાવામાં ડહાપણ માન્યું! મોહને કચરવા અપમાન સહવામાં આત્માનું સુખ માન્યું! 'ધન્ય રે મારા જિન!' જ્યાં સુધી આ રીતે જીવનમાં ઘટાવો નહિ, ત્યાં સુધી તીર્થંકર પરમાત્માના જીવનમાં શું ચમત્કાર છે, તેની ગમ નથી પડવાની, જીવનમાં સાચું કર્તવ્ય શું છે તેનું ભાન થવાનું નથી આત્માને આ ટૂંકા ઉચ્ચ જીવનમાં કોઈ ભવ્ય સાધના કરી લેતાં બનાવી શકવાના નથી

જીવની કુશાન દશા એવી કે "એક શેઠ હતા," આટલું જ સમજાય, ત્યાંતો "હા, હા, પછી શું?" એમ જિજ્ઞાસા સતેજ થાય! પણ 'જુઓ મહાવીર પ્રભુ નામે ચોવીસમા તીર્થંકર હતા,' એમ સમજાય, ત્યાં તો 'એ તો અમને ખબર છે!' એમ ઝટ માઠવાળ અને નીરસતા થાય! આ શું? તત્ત્વની કોઈ જિજ્ઞાસા નહિ! કેમ આમ? પરમાત્માના ચરિત્રમાં કેવો આત્મશૌર્યનો ચમત્કાર ભર્યો છે, તેની ખબર નથી

પરમાત્માનું સ્વરૂપ —આ શૌર્યમાં એવી અદ્ભુત વાતો છે, કે 'ઘરમાં એ એકલા અટુલા નહોતા! એમને ભૂખ્યા રહેવું પડે એવું નહોતું! અપમાન-ટોણા નહોતા ખાવાના! ઘરમાં કોઈ મહેણાં મારતું નહોતું, કે 'ક્યાં સુધી ઘરમાં બેસી રહેશો?' તો

જગતના નાથને પણ પ્રતિજ્ઞાની જરૂર છે મન પર્યાય મહાજ્ઞાનીને પણ પ્રતિજ્ઞાની જરૂર છે ! જેને જોઈએ એટલા ભોગવૈભવ મળે અને ભોગવી શકે, છતા એનો મનથી ય ખપ નહિ એવા નિર્ધાર વાળાને પણ પ્રતિજ્ઞાની જરૂર છે ! ત્યારે જેને પુરૂ મળતુ ય નથી, અને છતા ખપ ઉભો છે, અથવા તો ન જ ખપે એવો નિર્ધાર નથી, એવાને પાપથી બચવા શુ આજે પ્રતિજ્ઞાની જરૂર નહિ ? માત્ર જ્ઞાતા-દ્રષ્ટા બનવાના ડોળ કરી તરી જવાય ?

મૂર્ખની ક્રિયા ‒ગાળીયણ અને દેવાળીયણ — આજે તો અગણાઓ હિંમતવાન છે ! વાતવાતમા છઠ્ઠ અને અઠ્ઠમ, અને તેય પક્વાન્નભર્યા ઘરમા, બહોળા કુટુંબમા ! જના આવકથી માનભેર પેટ ભરીને નિરાંતે ખાવા મળી શકે ત્યા ! શા માટે ? સમજે છે એ કે, 'અનતકાળ ઘણુ ખાધુ પીધુ, હવે નહિ ઇન્દ્રિયોના ઉઘરાણા ઘણા ભર્યા, હવે ભરવાના નહિ ઇન્દ્રિયો તો દુકાળીયણ છે, કેમકે કદી ધરાવાની નથી એ દેવાળીયણ છે, કેમકે કશ જમે બતાવે નહિ હવે તો કોઈ શાહુકારના ઉઘરાણા ભરૂ, જેથી જમે થાય, અને મજરે મળે ' ઇન્દ્રયોને શાહુકાર ગણતા નહિ એને તો એકવારથી માડી સેકડો હજારો વાર દીધેલુય એ ટાક ડરે ! એને તો જાણે 'ખા ગયા, સો ખા ગયા ' જીવ પાસે રોજ માગે ' નવુ લાવ ' જ્યા સુધી જીવ ! તુ મૂર્ખ રહે ત્યા સુધી હુ માગીશ ' જીવની મૂખ તા ક્યાં ? અવિરતિની માટે જ નત-પચ્ચક્ખાણના, અને પ્રતિજ્ઞા-ધમના કોટિ મૂલ્ય સમજી જીવનને પ્રતિનાની સાકળથી જે બાધી લે, તેની ઇન્દ્રયો સુદ્ધાલ થઈ જાય ! એવા બહુ નનોના અભ્યાસના પરિણામે તો ઇન્દ્રિયો પછી માગતી જ બધ, અને કર્મબધ પણ અટકી જાય !

નિયમથી પાટી વગેલી ઇન્દ્રિયોને કયા રે વી' —પ્રતિજ્ઞા ધર્મથી ઇન્દ્રિયોને વશ કર્યા પછી એ કહે છે કે 'હવે તુ ડાહ્યો

દેખાય કે ભારના ગમે તેવી માઠી, પણ જો અમલ ન થાય, સંસાર ખરાબ લાગ્યો પણ જો એનો ત્યાગ ન થાય, તો તે કર્મ તોડવાનો ભવ્ય પુરુષાર્થ નહિ! માટે પ્રભુ પોતે પ્રતિજ્ઞા સાથે સંયમમાં બહાર પડે છે દીક્ષા વખતે પ્રભુને શણગારી દેવો વરઘોડે ચઢાવી નગર બહાર લઇ આવે હવે ત્યાં વેષ અલંકાર ઉતારાય પછી સંયમ લેવાય સૌ પહેરાવવા તૈયાર! ઉતારવા કોણ આવે?' શિબિકામાં બેસાડવા ધાવા આવે! ઉતારવા કોઇ નહિ! ન કુટુંબીઓ કે ન દેવતા! પ્રભુ જાતે જ બધુ કરે બીજા તો મુંગા મુંગા જોયા જ કર લોચ કોઇના કહેવાથી કે કોઇની પાસે કરાવવાનો નહિ, જાતે જ કરવાનો! તેય પાંચ જ મુઠીમાં! સમસ્ત નરનારી અને દેવદાનવની વચ્ચે મોહને પડકાર સમી ભીષ્મ પ્રતિજ્ઞા ઉચ્ચરવાની! શું ઇન્દ્ર ત્યાં ન કહે કે 'પ્રભુ! આપને વળી પ્રતિજ્ઞાની શી જરૂર! આપને પ્રતિજ્ઞાની જરૂર નથી' કેમકે પ્રભુ તો મેરુ જેવા નિશ્ચલ છે પ્રભુનો નિર્ધાર, એક બાજુ કદાચ બ્રહ્માંડ ઉથલી પડે પણ, ન ઉથલે તેવો પ્રબળ છે! તો અહીં સમજવું જોઇએ કે જીવનમાં ઘણા એવા પાપ પ્રભુ આચરતા નથી છતા પણ પ્રતિજ્ઞાની જરૂર જો તીર્થંકર પરમાત્માને જેવાને પણ લાગી, તો આપણે કોણ માત્ર? ન આચરવા છતા જીવનમાં પ્રતિજ્ઞાના અભાવે જગતના પાપોનો જે જે ભાર લાગે છે, તે અવિરતિના ઘરનો, અને વળી એમાં આચરીને પાપ કરાશે તે યોગના ઘરનો, એમાં પાછા રાગદ્વેષ ભળ્યા એટલે ભાર વધ્યો કષાયના ઘરનો, તમાય કર્તવ્ય માન્યું તે પાપનો ભાર મિથ્યાત્વના ઘરનો!! પાપસ્થાનકને આચરીએ નહિ, તો આચરવા અંગેનું યોગનું પાપ ન લાગે, પણ એ પાપ ન કરવાની જો પ્રતિજ્ઞા ન કરીએ, તો ત્યાં સુધી અવિરતનું પાપ તો સતત લાગે જ!

સ્વચ્છતા ગાળવાનું અમોઘ સાધન પ્રતિજ્ઞા —બાધા નિયમથી બાંધો આ જીવનને એનાથી બાંધી લો સમજો કે પ્રભુ

જગતના નાથને પણ પ્રતિજ્ઞાની જરૂર છે મન પર્યાય મહાજ્ઞાનીને પણ પ્રતિજ્ઞાની જરૂર છે! જેને જોઇએ એટલા ભોગવૈભવ મળે અને ભોગવી શકે, છતા એનો મનથી ય ખપ નહિ એવા નિર્ધાર વાળાને પણ પ્રતિજ્ઞાની જરૂર છે! ત્યારે જેને પુરૂ મળતુ ય નથી, અને છતા ખપ ઉભો છે, અથવા તો ન જ ખપે એવો નિર્ધાર નથી, એવાને પાપથી બચવા શુ આજે પ્રતિજ્ઞાની જરૂર નહિ? માત્ર જ્ઞાતા-દ્રષ્ટા બનવાના ડોળ કરી તરી જવાય?

મૂર્ખની ઇન્દ્રિયો દેવાળીયણ અને દેવાળીયા — આજે તો અમગાઓ હિંમતવાન છે! વાતવાતમા છઠ્ઠ અને અઠ્ઠમ, અને તેય પ વાન્નભર્યા ઘરમા, બહોળા કુટુબમા! જ્યા આગ્રહથી માનભેર પેટ ભરીને નિરાતે ખાના મળી શકે ત્યા! શા માટે? સમજે છે એ કે, 'અનતકાળ ઘણુ ખાધુ પીધુ, હવે નહિ ઇન્દ્રિયોના ઉઘરાણા ઘણા ભર્યા, હવે ભરવાના નહિ ઇન્દ્રિયો તો દેવાળીયણ છે, કેમકે કી પરવાની નથી એ દેવાળીયણ છે, કેમકે કશુ જમે બતાવે નહિ હવે તો કોઈ શાહુકારના ઉઘરાણા ભરો, જેથી જમે થાય, અને મજરે મળે' ઇન્દ્રયોને શાહુકાર ગણતા નહિ એને તો એક્વારથી માંડી સેંકડો હજારો વાર દીધેલુ એ ફોક કરે! એને તો જાણે 'ખા ગયા, સો ખા ગયા!' જીવ પાસે રોજ માગે 'નવુ લાવ' જ્યા સુધી જીવ 'તું મૂખ ન્હે ત્યા સુધી હુ માગીશ' જીવની મૂખતા ન્હી? અવિરતિની માટે જ વ્રત-પચ્ચક્ખાણના, અને પ્રતિજ્ઞા-ધર્મના કોટિ મૂલ્ય સમજી જીવનને પ્રતિજ્ઞાની સાંકળથી જે બાધી લે, તેની ઇન્દ્રયો મુડદાલ થઈ જાય! એવા બહુ વ્રતોના અભ્યાસના પરિણામે તો ઇન્દ્રિયો પછી માગતી જ બધ, અને ક્રમબધ પણ અટકી જાય!

નિરાંતથી પાત્ર વજેલી ઇન્દ્રિયોને ક્યા રે વી' —પ્રતિજ્ઞા ધર્મથી ઇન્દ્રિયોને વશ ર્ક્યાં પછી એ કહે છે કે 'હવે તું અક્ષો

થયો, એટલે તારી પાસે મારા ઉઘરાણા નહિ! હવે તો જગતના બીજા મૂર્ખાઓ પાસે માગીશ" તો પછી શું ઇન્દ્રિયો તદ્દન નિષ્ક્રિય થઈ બેસે? ના, હવે પ્રશસ્ત સ્થાનોમાં એની પ્રવૃત્તિ થાય. આંખ કામિનીના રૂપ ન માગે, એ તો હવે દેવમૂર્તિ અને ગુરુના દર્શન, શાસ્ત્રના વાચન અને ચાલતા ચાલતાં કે વસ્તુ લેતા મૂકતા, જીવ જંતુની હિંસા ન થાય તે માટે સૂક્ષ્મ નિરીક્ષણમાં ખૂબ પ્રવર્તે. કાન વીતરાગની વાણી સાંભળવામાં દોડાદોડ કરે. જીભને તો જાણે વલવલાટ હોય છે 'સદા પ્રભુગુણ ગાવામાં મસ્ત રહું' કૃતજ્ઞતા માનવામાં, અપરાધ કે સ્વદોષ કબૂલવામાં તૈયાર રહું! અન્યના ગુણ પ્રશંસવામાં જરાય આનાકાની ન કરૂં!" વળી જીભનો પ્રશસ્ત ઉપયોગ બીજાને પાપથી બચી ધર્મમાં જોડાય એવી સલાહ-પ્રેરણા આપવામાં છે. મહાન જે પરમાત્મા, એમના સંબંધમાં આવતા પદાર્થોમાં ઇન્દ્રિયો આનંદથી જો જોડાય, તો વિષયો તરફ વિરાગી થાય.

પદાર્થો તરીકે દિવ્ય સમવસરણ દેખાય, દિવ્યવાણી, સુર-પુષ્પવૃષ્ટિની સુગંધ, જગદ્ગુરુના ચરણે સ્પર્શ, વગેરે ઉંચા શુભસ્થાનમાં ઇન્દ્રિયો લીન થઈ જાય. "મારા પરમાત્માનું આ બધું કેવું સુંદર!" એ વિચાર મનનો ઉપયોગ કયા કર્યો? પરમાત્માને નમવામાં! બસ, <u>શ્રી જિન અને જિનશાસનને વધુને વધુ આત્મસાત્ કરવામાં ઇન્દ્રિયોનો ઉપયોગ, એ પછી મનાદિની ખોટી વિષયોની</u> લત ભૂલાતી જ <u>છે,</u> કુટિલ કર્મની લપમાંથી જીવને છોડાવે છે. ઇન્દ્રિયો શાંત થઈ જાય છે. પછી કોઈ વિષયના વિકાર નહિ. <u>વિકાર એટલે બહારના વિષયો પ્રત્યે ઇન્દ્રિયોની ખેંચાઈ જવાની સ્થિતિ, વિહ્વળતા, વિત્રાસ કે ખિન્નતા.</u> અનુત્તરવાસી દેવતાને કેમ વિકાર નહિ? કારણ એ છે કે એમને એટલી બધી ઉંચી કોટિ છે કે વિકારની લાગણી ઉઠતી નથી. બાકી તો એ

અવાધજ્ઞાની છે, તેથી જે માન રૂપને જોઈ શકે ત્યાં માહી કેવો કચરો છે, તેય જુએ ! ઇન્દ્રિય ક્યાં સુધી કૂદે ? આત્મા મૂર્ખો થઈ એકલું ઉપરનું જુએ ત્યાં સુધી મિથ્યાદૃષ્ટિ દેવતાય અંદરનું જુએ ખરા પણ હિમાળ માટે કે "એ તો માનવની સ્ત્રીઓ ગંદી અમારી દેવીઓ ગંદી નહિ" ત્યારે સમ્યગ્દૃષ્ટિ દેવ તો ભાવી અનર્થ કેવો આ કરે, તેના તરફ બરાબર લક્ષવાળા હોય, અને વર્તમાન પદાર્થો સાથ તાત્ત્વિક અસુંદરતા તથા પરાધીનને સચોટ નીરખનારા હોય

ધ્યાન રાખો કે નિરોગીની અવસ્થામાં અશાતા છે—કામ વિકારમાં સૌધર્મ-ઈશાન નામના પહેલા બે દેવલોકવાળાની જેવી વિહ્વળ સ્થિતિ તેવી ત્રીજા ચોથાની નહિ એને એમ થાય કે 'આ પશુરમત શી ? બહુ મન થાય તો શરીરે સ્પર્શ માત્ર કરી લેવાનો' ત્યારે પાંચમા છઠ્ઠા સ્વર્ગવાળાને લાગે કે 'આ અડવાનાય ટાયલા શા ? જરા આંખે જોઈ લેવાનું, એટલે બસ !' સાતમા આઠમાવાળાને એમ થાય કે 'દેવીના રૂપમાં જોવાનું શું ? એનું સંગીત સાંભળ્યું કે ઘણું' નવમાથી બારમાવાળાને વળી એવું લાગે કે જોવું-સાંભળવું એ શું ? બહુ દિલ થાય તો દેવીનું ચિંતન જરા કરી લીધું કે બસ' ત્યારે ઉપરના ગ્રૈવેયક-અનુત્તરવાસી દેવતાઓને તો શાતા અને સ્વસ્થતા એટલી બધી ઊંચી કે ઇન્દ્રિયો કે મનના વિકાર નહિ ! વળી બીજો વિચાર પણ શા માટે જોઈએ ? એવા અભખરા જ નહિ એ તો અજબ નિર્વિકાર રહે ! ! મિથ્યાત્વી જીવ નવગ્રૈવેયકમાં જાય, તે પણ ત્યાં નિર્વિકાર રહે, સખણો-સુલક્ષણો રહે ! એ છોડે કે પાછો અપલક્ષણો થાય !

ઇન્દ્રિયવિકારના સુખ કરતાં અનંતગુણ સુખ નિર્વિકાર અનુત્તરવાસી દેવની શાતાનું, અને એથીય અનંતગણ સુખ મોક્ષની તરતમયનું, એવું કે નર્યું શુદ્ધ આત્માનું — પાંચ ઇન્દ્રિયોના સંકલ્પ ઉઠ્યા પહેલાં, જે સુખ અને જપ હોય છે તે

ઉદય પછી નથી હોતો શાતા થાય તેવો જો ઇન્દ્રિયોને વિષયસંયોગ કરાવ્યો તો જ અહીં મઝા આવી પણ આ શાતાની મઝા માનસિક સંકલ્પ અને ઇન્દ્રિયસંયોગ વગરની મઝા પાસે તુચ્છ છે! મોક્ષમાં કોઇ કર્મનો ઉદય નહિ, કોઇ વિકાર નહિ, આત્માની નૈસર્ગિક અનંત આનંદમય અવસ્થા! કહો જોઉં, આ તત્ત્વમય કેટની ઉંચી? તે ક્યારે થાય? આ૦ કર્મનો સંબંધ તોડવાથી તે સંબંધ તોડવાનું ખાલી વાતો કરવાથી ન થાય, પણ ધર્મ કાયના કષ્ટમય પાલનથી થાય ધર્મ-નય માટે સંસાર છોડી પ્રતિજ્ઞા કરવી જોઇએ કે, 'સવ્વં સાવજ્જં જોગં પચ્ચક્ખામિ જાવજ્જીવાએ સર્વ પાપમય પ્રવૃત્તિ જીવનભરને માટે હું ત્યજી દઉં છું" આ પ્રતિજ્ઞાની સાથે સૂક્ષ્મ અહિંસા કઠોર તપ, અને અપ્રમત્ત સંયમની આરાધના મજબુત મનોબળ સાથે, અને રાગાદિને મચક ન આપવાનો દૃઢ નિર્ધાર કરીને કરવાની છે જે પ્રભુની માનસિક સ્થિતિ એવી શ્રેષ્ઠ છે, કે કાંઇ ઉપસર્ગમાં ચમકી પીને તો ટહુકાર નહિ કરે, તેવા તીર્થંકર દેવ જેવાને ય એ પ્રતિજ્ઞાની, એ વ્રતની, અને એ પાવન સાથે કઠોર તપ-અભિગ્રહની જરૂર લાગી, ત્યારે આજના અનાત્મજ્ઞાનીઓને જરૂર નહિ!! આજના કહેવાતા જ્ઞાતા-દ્રષ્ટાને એવું કશું આચરવાનું નહિ અને એ એમજ મોક્ષે પહોંચી જવાના!! મોક્ષ એ લોકોએ ઠીક સસ્તો અને સત્તો કરી લીધો!

નમસ્કારને જેના પ્રતિજ્ઞા —જ્યાંતના જાહેર ચોગાનમાં પર માત્મા પ્રતિજ્ઞા ઉચ્ચરે છે! ત સાંભળવા ઇન્દ્ર કોલાહલ બંધ કરાવે છે! એ સાંભળે એ માટે, કે એ પ્રતિજ્ઞાના શબ્દો અમારા જેવા પામરથી સંભળાઇ જાય તેથી કાંઇક મોહના હાંજા ગગડી જાય, ને રાગદ્વેષની દિવાલો ખખડી ઉઠે તો સારૂ!' પ્રતિજ્ઞા વિનાના ત્યાગમાં તો જરા પ્રલોભન આવ્યું કે લપસતા વાર નહિ! તણખલા જેવા વિષયો આત્માને જ્યાં નચાવી જતા હોય ત્યાં પ્રતિજ્ઞાધર્મ વિના

કેમ આવે ? મહામહેનતવાળા વાસ જો પ્રતિજ્ઞાધર્મથી નજીવા પ્રયત્ને અને અલ્પ ભોગ આપ્યે કમાઇ શકાતા હોય તો તેને કેમજ જતા કરાય? માટે જ જીવનને અનેક સારી પ્રતિજ્ઞાઓથી શણગારી દેવુ જોઇએ

રાગદ્વેષ સામે મોરચા —આ અવસ્થા કહ્યા પછી યોગી વાત એ કહી કે શ્રી મહાવીરદેવ યોગીગમ્ય છે યોગીગમ્ય કહીને શુ સૂચવ્યુ? યોગીઓ એટલે જિન (કેવળજ્ઞાની), શ્રુતજિન (ચૌદપૂર્વી), અવધિજિન (અવધિજ્ઞાની) વગેરે એમા કેવળજ્ઞાની વીતરાગ એટલે કે જેણે રાગદ્વેષને જીતી લીધા છે તેય હોય, તેમજ રાગદ્વેષને જીતનારાય હોય વીતરાગ એટલે જેમના સમસ્ત રાગદ્વેષ ચાલ્યા ગયા છે તે. જિતનારા એટલે જેમણે રાગદ્વેષને બહુમહુ દબાવ્યા છે તે રાગદ્વેષ શી રીતે દબાય? જો એની સામે મોરચા માડ્યા હોય તો રાગદ્વેષને કહી દેવાય કે અમારે તમારી ખવી વાતો કબુલ નહિ બધી ભાગીદારી કબુલ નહિ તમારૂ શિખવ્યુ બધું કરીએ એ હવે નહિ તમને અમે અમારા માનીએ એમ નહિ તમારા લાભમા આત્માનો લાભ દેખીએ નહિ ” આના નિર્ધાર કરી લીધા હોય, તો મોરચા એને હઠાવવાના થાય આ તો મૂર્ખો છે જીવ, રાગદ્વેષના લાભમા પોતાનો લાભ દેખે છે! માટે જ રાગદ્વેષ તેને બનાવી જાય છે, રમાડી જાય છે, અને દુર્ગતિમા ઘસડી જાય છે! રાગદ્વેષને જિતનાર એટલે તે, કે જે અંશે જિન બનેલા છે તેવા ઉચ્ચ આત્માઓને આ પરમાત્મા ગમ્ય છે, અર્થાત્ જાણી સમજી શકાય તેવા છે યોગી બને નહિ ત્યા સુધી પરમાત્માને હૃદયમા જાણી સમજી શકે નહિ દા ત જેમ, માચી મા હૃદયમા રોગને સમજી શકે છે જે આત્માઓ સંસારના પક્ષપાતી છે, રસિયા છે, તે આત્માઓ પરમાત્માની જિજ્ઞાસા કરવાને પણ સમર્થ નથી સંસારથી સ્હેજ પણ ઉભગે, એને એમ થાય ‘અરેરે ! આ

સંસાર ?' તો પછી સંસારથી પર એવા પરમાત્મા કેવા સુંદર હશે !, એવી જિજ્ઞાસા થાય.

સંસારને કર્તવ્ય અને સુખનું સર્વસ્વ માનવું તે ઓઘદૃષ્ટિ — યોગની દૃષ્ટિમાં સંસારના રસિયો ભવાભિનંદી જીવ ન હોય. દૃષ્ટિના બે ભેદ: એક ઓઘ અને બીજી યોગ. ઓઘદૃષ્ટિમાં અનાદિ કાળથી જગત પડેલું છે. બીજીમાં ક્યારે આવે ? સંસારનો રસ છોડે, એનો પક્ષ છોડે ત્યારે. પરમાત્મા યોગીગમ્ય છે, એમ કહી સૂચવ્યું કે જે આત્માઓ ઓઘદૃષ્ટિમાં રમે છે, જે જીવો માત્ર સંસારને કર્તવ્ય અને સુખનું સર્વસ્વ માને છે તે જીવો પરમાત્માને સમજવાની ભૂમિકાએ નથી, તે તો ઓઘદૃષ્ટિની પકડમાં છે.

સારું કાર્ય કરવું છે તો વિઘ્નની તૈયારી રાખવી જોઈએ— પરમ ઉપકારને માટે યોગદૃષ્ટિ સમુચ્ચય ગ્રંથમાં જે સુંદર વાતો ગ્રંથકાર કહેવા ઇચ્છે છે, એને ધાર્યા મુજબ પૂર્ણપણે કહી શકે એ માટે એમણે પરમાત્માને વંદનરૂપ મંગળ કર્યું. શુભ કાર્યોને વિષે મોટા મોટા પુરુષોને પણ વિઘ્ન નડે છે, તો ગ્રંથકાર સમજે છે કે 'મારા જેવો નાનો માણસ કાર્ય કરવા બહાર પડે, અને વિઘ્ન ન આવે, એની શી ખાતરી ?' સારું કાર્ય કરવા માણસ તૈયાર થાય એટલે કેટલીય વાર વિઘ્ન દોડ્યું દોડ્યું આવે ! એવી જાણે કોઈક કુદરત છે. આ જો ખ્યાલમાં રહે તો એમ થાય કે અમારા મહાપુરુષો શુભ કાર્યો કરતા ગયા અને જો મોટા મોટા વિઘ્નો આવ્યા, તો મારે થોડુંક વિઘ્ન આવે, તો એને વધાવી લેવું જોઈએ. શું મોટું વિઘ્ન આવ્યું ? દા. ત. વેપારી સામાયિક લઈને બેઠો હોય, ને કોઈ મારા ઘરાકે ટહુકાર કર્યો ! મનને થશે કે 'હવે શું થાય ?' અરેરે ! થવાનું શું હતું ! આ વિઘ્નને સામાન્ય સમજી સમતાભાવને અખંડ રાખવો જોઈએ પણ આપણું તો મન પહેલું પૂછી લે છે કે

'ભાઈ! ધર્મ સાધતા મને વિઘ્ન તો આવશે નહિને ?' પણ એ મનને કહી દો કે 'અરે ભાઈ! વિઘ્નનું પૂછે છે શું ? સમજી જ રાખ કે જરૂર વિઘ્ન આવશે ! પણ એના પર વિજય મેળવી મારું શુભ કાર્ય હું અવશ્ય પાર પાડીશ એ સમજીને જ મારે ધર્મ સાધવાનો છે' શાસ્ત્રોએ બતાવેલી જે આ શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ=શુભ કાર્યો બહુ વિઘ્નભર્યા હોય છે,'—એ જે સનાતન વસ્તુ, તેની સામે આંખ મિંચામણા કરે છે એટલે જ, પહેલાં વિચારે છે કે 'વિઘ્ન તો નહિ આવેને ?'

જીવનમાં અનર્થદંડની ભયંકરતા — આ મૂઢ જીવની કંગાલીયતતા એવી, કે સાહસ કરવા હોય તો વિઘ્નની પરવા નહિ કરે ત્યાં તો એમ થાય કે "વિઘ્ન આવશે તો જોઈ લઈશું એમ કાંઈ ભયથી શું કાર્ય જ ન ઉપાડવું ?" બસ પાપની આ નિડરતાએ મોટા દુર્ધ્યાન કરાવે તેવા અનર્થદંડના અને કર્માદાનના સાહસ આજે મસ્તા કર્યા છે ! કર્માદાન એટલે જેમાં ઘણા કર્મોનું આદાન એટલે કે ગ્રહણ થાય વધુ પડતા જેમાં કર્મ બંધાય, તે કર્માદાનના ધંધા ગણાય. તે તો વળી પૈસાના સ્વાર્થથી કરાય છે પણ કેટલાક કર્મના બંધન કરાવનારા અનર્થદંડ એવા, કે જેમાં લાભ કંઇ નહિ, ને પાપનો પાર નહિ જીવન-જરૂરિયાતની બહારનું તે અનર્થદંડ એક રાજાને એક વખત તરંગ જાગ્યો કે 'હું તુશળ પર કંકોત્રી લખાવું ' એ માટે ચાલીસ હાથીઓનો કચ્ચરઘાણ કાઢયો ! કઈ કંકોત્રી લખી? લગ્નની કે લાળા સસારની ? 'જાણે કે તમે વહેલા પધારજો, અમારે ત્યાં લાળા સસાર કરે એવો લગ્નનો પ્રોગ્રામ છે' લગ્નની કંકોત્રી આવે એટલે તમે ખુશી થાઓ છો ને ? 'કોઈનાય લગ્નની વાત વખતે તમે કેવા ઉચ્ચ પ્રાણી છો અને તમારૂં શું કર્તવ્ય છે,' તે યાદ આવે ખરૂં ? સઘળા જીવોમાં માનવની દેખાતી જે અહારની પોતાની

જાત પણ શ્રેષ્ઠતાનાની સ્થિતિમા દેખાય છે, તો પછી આંતરિક મનુષ્યજીવન કોઈ ઉચ્ચ આદર્શ માટે સર્જાયેલુ છે, તે ચોક્કસ છે, એ બરાબર ખ્યાલમા રાખો

માનવ તરીકની એટલી બધી વિશેષતા છે કે જેમા અપૂર્વ વાપરી પુરુષાર્થ ફોરવતા આવડે તો જગજુગના થોકબંધ પાપોને ઉખેડી નાખે! માટે આટલા બધા પાપસ્થાનકની છૂટ શી? યાવજ્જીવની ટીપ કરી લઉં શક્ય હોય તો આ ભોગ, કે આ પાપ જિંદગી સુધી ન કરવાનો નિયમ કરી લઉં પામરતા રહેતી હોય તો એક વર્ષ કે ચોમાસા પુરતુ તે તે પાપ ન કરવાની પ્રતિજ્ઞા કરી શકાય જિન શાસનમા વિવેક સુન્દર છે, એટલે જુના અભ્યાસીને જરૂરીમાથી પણ વધુને વધુ પાપના ત્યાગ કરવા કહે છે, અને નવાને વધારે પડતા પાપના ત્યાગની પ્રતિજ્ઞા કરવા પ્રેરે છે માટે જીવતર એ, કે જેમા હૃદયને વધુ કાળુ કે નારૂ કશુ ન જોઈએ! પરમાર્થી માણસો કહેતા કે પરમાર્થના કાર્યો કરવા હોય, તો ઘરમા તિજોરી વસાવશો નહિ! કેમ એમ? તો કહે કે "જો તિજોરી હશે તો લક્ષ્મીદેવીને એ તિજોરીરૂપી મહેલ કે જેલમા પુરી રાખવાનુ મન થશે દરમિયાન, જો આપણે ખપી ગયા, તો લોક તો કહેશે કે 'શેઠની પાછળ ધન સારૂ નીકળ્યુ,' પણ શેઠને હવે શુ? હવે શેઠને અહિં ધનને પેટીમા જ પુરી રાખવાના યોગે, પરભવમા પોતાના આત્માને દુર્ગતિમા અને દુ:ખ-દરિદ્રતામા સારૂ પુરાઈ રહેવાનુ!! આ શુ? શાબાશી કે નાલેશી?"

ઉચ્ચ ધર્મોથી પાર જોતા આનન્દ નથી, તો પછી કા પાપ ભાવનાથી જ પાપ ન છૂટતુ?—તમે સાચો શ્રીમંત કોને કહો? જે લક્ષ્મીને તિજોરીમા પૂરે તેને શ્રીમંત કહો કે એક હાથમા આવે ને બીજા હાથે જે ઉછાળે, તેને શ્રીમંત કહો? પાપ શામા?

સેનામા લાખો ગણુ પાપ કે દેકવામા ? કે ડવ મા તો અખ૭ પુણ્ય છે એટલે જ જો બહુ સેનામા બહુ પાપ છે, અને એ પછી એ પાપ ધોવાની જો તાકાત નથી, તો પછી પાપ બાધવાની વાત છોડી દેવી જોઈએ. આવા પકવાન્ન કોણ ખાઈ શકે ? કે જે એને પચાવી શકે, જેની પાછળ સારી કોટિનો ક્રિયાધર્મ અને તપની કઢી ઉડાવી શકે તે. ત્યારે 'આ પાપમા આપણુ ગજુ નહિ' આમ વિચારી પાપથી જો આપણે પાછા ફર્યા, તો આત્માનુ મત્ત્વ મારૂ ખિલ્યું પણ મહીં ખૂબી તો જુઓ કે ધર્મ રતી પાઇ જેટલો કરવો, અને માનવુ કે 'મે ઘણુ કર્યુ !' અને કર્મ કુગોડાગણા કરવા છતા માનવુ કે 'હુ કઈ પાપ નથી કરતો !' આમા મત્ત્વ શુ ખીલે ?

સાપનો હિસાબ હૃદય પર , — એટલે કે પાપ કેટલા પ્રમાણમા થવાના, તેનુ માપ હૃદય કેવુ છ, તેના પર છે, હૃદયમા સ્વાભાવિક રીતે શુ રમી રહ્યુ છે તેનો જાતે ખ્યાલ કરજો તે હિસાબે તમે કેવા પાપી છો એનો ખ્યાલ આવશે જુઓ જો, હૃદયમા શુ રમે છે ? જો પાપવામના અર્થકામની હોળી, હર્ષ શોક, કેમ–સારૂ સારૂ ખાવુપીવુ, ઠીક મળ્યુ હોય તેના પર મગ્નાન રહેવુ આવા આના પાપના શલ્યો હૃદયમા ઘાલી મૂકના હોય, અને એ વળી 'બ્લેક' અક્ષરે લખી રાખ્યા હોય, તો પછી બાહ્ય પાપનો ચીલ્તો ધધો ચાલે, એમા નવાઈ નથી સામાન્ય રીતે શુ હૃદયમા પાપસ્થાનકની રમત ચાલે છે કે એના પ્રતિપક્ષી ધર્મસ્થાનકોની વાતો રમી રહી છે ? એના પર માપ કાઢી શકાય કે બહારથી આટલા પાપ થશે કે નહિ થાય

ધર્મસ્થાનક અઢાર — દા ત–પહેલે પ્રાણાતિપાત પાપ સ્થાનક સામે પહેલુ અહિંસા ધર્મસ્થાનક હૃદયમા અહિંસાની

વિચારણા ને હિંસાનો તિરસ્કાર હોય 'અહો છકાય જીવના કુટ
અનેકભવ કર્યા, ક્યાર એવુ જીવન મળે કે કાચા પાણીના એક
ટીંપાનાય જીવોની વિરાધના ન થાય, લીલી વનસ્પતિનો જરા
પણ સ્પર્શ ન થાય એવી દયા પાળુ ' એવા મનોરથ હોય એમ
બીજા ધર્મસ્થાન સત્ય એની વિચારણા હોય એવી, કે પ્રાણ
જવાનો વખત આવે પણ સત્યથી ઘારે નહિ ડગવાનુ, અસત્ય
નહિ જ બોલવાનુ ' તો જ બહારથી ક્રિયા જૂઠના કાર્ય ઓછા
થવાના. એવી રીતે જો અતરમા ત્રીજા ધર્મસ્થાનકમા નીતિ અને
ન્યાયનો ખપ છે તેમ ચોથા ધર્મસ્થાનકમા પજે તો બ્રહ્મચર્યનો,
નહિ તો શુદ્ધ સદાચારનો ખપ છે, તો બહારથી અને અદરથી
અનીતિના અને દુરાચારના પાપ સેવાતા અટકવાના પણ જો
અતર પાપવાસનાના છે, તો આપણે જો કે એવા કુળમા જન્મ્યા
છીએ કે આગળ વધીને મોટા પ્રગટ પાપ થઈ શકશે નહિ, તો
પણ અંદરની પાપવાસનાના યોગે મનગમતા રૂપ જોવાયા કરશે,
નોવેલો વચાયા કરાશે, એવા ગીત રાત દિ સભળાયા અને ગવાયા
કરાશે, કેળવેલા અભક્ષ્ય ખાવામા સંકોચ નહિ રહે આવુ આવુ
તો કેટલુય ચાલવાનુ આનો અર્થ એ કે હૃદયમા ધર્મસ્થાનક
નહિ, પણ પાપસ્થાનક રમે છે

<u>માહ નર્તનનો મોટો આધાર અદરની રમત પર છે</u> —
અપેક્ષાએ વિચાર કરો કે કોઈ એક માણસ દુરાચારી હોય, પણ
એવો કે પોતાની એક સ્ત્રી ઉપર બહાર કોઈ બીજી એક જ સ્ત્રીને
ચાહતો હોય તો તે એટલા પાપમા જ અટકવાનો, પણ આજની
શૃંગારી નોવેલોના વાચન, બિભત્સ સિનેમાના પ્રેક્ષણ, ગણિકાના
જેવા વેશ-પરિધાન કરેલાના રૂપના નિરીક્ષણ, ઈત્યાદિ કરનારો
મનથી કેટલી સ્ત્રીઓ પર ઘસે, તેનો કંઈ પાર ? આમા કોઈ કાઢુ
પકડનાર નહિ, એટલે ક્યા ક્યા સ્વચ્છદી મન ન પહોચે એનો
હિસાબ નહિ !

કાળો તંદુલિયો મત્સ્ય મરીને નરકમા જાય છે ! મારી અને મારી માતેની કુરુમતી રાણી વગેરેની લતથી બ્રહ્મદત્ત ચક્રવર્તી સાતમી નરકનો મહેમાન થયો ! 'કેવો હું ચક્રી ! કેવી મારી સુંદર કુરુમતી પટ્ટરાણી !' જુઓ આ રાગનું પાપસ્થાનક શુ કામ લાગ્યુ ? ત્યારે, બીજી બાજુ 'એ બધી ફજુલ માયા છે, મારી નહિ પણ સંસારવર્ધક છે' એમ વૈરાગ્યના ધર્મસ્થાનક સેવી ધન્નો, શાલિભદ્ર, ધનાજી, મેઘકુમાર, સુબાહુ, નંદિષેણ, વગેરે ઉભા થઈ ગયા !!

તમને એમ થતુ હશે કે વર્ષોથી જેને અમે મનમા વસાવેલા અને અમને જેણે મનમા રાખેલા, એ સ્નેહીઓને કેવી રીતે વિસરી વિસરાય ?, પણ એ રાગ અને રખનાના ઉન્માદના ભારે વિપાક સમજી જાઓ તો વીસરવુ કાંઈ કઠીન નથી. ધન્નો, શાલિભદ્રાદિ કેવા ઉભા થઇ ગયા ? સામે બત્રીસ સ્ત્રીઓ અને મા ઝૂમકે રડે, પણ આ ધન્નો અને શાલિભદ્ર પરમાત્માના રટણથી ડગે નહિ ! એ કહે કે, સુખ પામીશ સંયમ થકી અરિહંતની આજ્ઞા વહતા " જીવન તો ગમે તે રીતે જીવી લેવાનુ છે, આયુષ્ય તો ગમે તે રીતે પૂરુ થવાનુ જ છે તો પછી એમણે અરિહંતનુ રટન એવુ માન્યુ કે બસ દીક્ષા લઇ અરિહંતાની આજ્ઞા વહેવામા જ સુખ માન્યુ સંસારની માયાના અને રાગ રખનાના પાપ કેવા ભયંકર છે, તેની સ્થિતિ ધ્યાનમા આવતા, એ આ ભવના સગા, સ્નેહી અને સુપરિચિતને પણ વિસરવાનુ સહેજે કરી શકયા અંતરમા શુ રમે છે, તે જોવાની આ વાત છે, પાપ વિચાર કરવા કે ધર્મધ્યાન કરના ઉપર બહારની પ્રવૃત્તિ ઘડાતા વાર નહિ લાગે પ્રવૃત્તિમા રચ્યાપચ્યા રહેના માટે અંતર સારૂ બનાવવુ જોઇએ. એ માટે હૃદયમાથી પાપસ્થાનકોનુ રટણ અને રમણ કાઢી નાખી અહિંસા–સત્યાદિ, ક્ષમા–મૃદુતાદિ, વિનમ–ઉપશમ વગેરેના રટણ–રમણ ભરી દેવા જોઇએ એ માટે પરમાત્માનુ ધ્યાન એક અદ્ભુત સાધના છે

ઘાંચીના બેલ જેટલી કરાય છે, અને કર્મ ફળમાં દેખાડે છે ધૂળ જેવું! એ ફળ૫ર ગર્વાદિના વિકાર શા કરવા'તા? ૫છી આમ તો આત્મા અનંત વીર્યવાળો ગણાય છે, છતાં એ કર્મ એ વીર્યને દાબી બનાવટી કેટલું વીર્ય દેખાડે? બહુ બહુ અખાડા-કુસ્તી ખેલો ત્યારે, બે-ચાર આત્માઓને પછાડવાનું બળ મળે!' પાંચ, પચાસ માઈલ દોડવાનું બળ મળે! પાંચ પચીસ મણ વજન ઊંચકવાનું બળ મળે! બસ, એજ ને? ૫ણ વિચારો કે આત્મામાં જે અનંતબળની યોગ્યતા છે, એનો કેટલો હિસ્સો મળ્યો? કુછ નહિ એવું જ સુખ અંગે સમજવું અનુત્તર દેવનું શાતાકર્મ પણ સુખ દેખાડી દેખાડીને કેટલું દેખાડે? આત્માના સહજ સુખનો અનંતમો ભાગ માત્ર!

<u>આત્માની યોગ્યતા અનંત છતાં કર્મ તરફથી અનંતગણા અપમાન ભયંકર</u> —

સંસારના સુખ પર અણગમો કરવો છે? તો વિચારો કે "મારા <u>આત્મામાં સુખ મેળવવાની લાયકાત કેટલી અને કર્મ દેખાડે કેટલું?</u> સંસારના સુખ માટે જો સમજીએ કે મારી લાયકાત ઊંચી છે, ને આ કર્મ મારું અપમાન કરે છે, તો એના આપેલા સુખને રાજીપાથી લેવાય કે નારાજીથી? શું નથી લાગતું કે સંસારનું સુખ આવકારના જેવું નથી? સંસારના સુખમાં, ઇન્દ્રિયોના સુખમાં કાંઈ જ માલ નથી, એ સમજવું સહેલું છે સત્તાગત અનંત ક્ષાયિક સંપત્તિ આત્મામાં પડી છે એટલે મનને એમ થવું જોઈએ, કે "મારી યોગ્યતાના ઘરમાં તો આટલું બધું છે, ને કર્મનો સંસાર મને ટૂકડો આપીને લલચાવવા, લોભાવવા માગે છે! હું ન આવકારું એને" ધારો કે આપણી પોતાની માલિકીની લાખો મણ બદામના મોટા ગોડાઉન ભર્યા હોય, એમાંથી એને દબાવી બેઠેલો કોઈ જુલ્મગાર માત્ર એક ખીસમાંથીય એક માત્ર ટૂકડો ભાગી આપણા તરફ બક્ષીસ તરીકે દે કે, તો શું અપમાન ન લાગે? સમૃદ્ધિની યોગ્યતા આપણી મોટી, ને પરખાવાના આપણે અપમાનભરી રીતે! આ એક વિચારણા.

બીજી વિચારણા પૂર્વે આવી ગઈ છે યાદ છે ને ? જે પુણ્યથી કંઈ સારું મળે છે તે પુણ્ય પણ બીજા કેટલાય પાપના ઉદયવાળું કલંકિત છે કપાળમાં લાલ ચાંલ્લો લાલઘુમ કેશરનો કરે, પણ ઉપર કાળા ચોખા ચોડીને આપે ! એવા સકલંકી પુણ્યના ઉદય પર આત્માએ જરાયે ખીલવા જવું નથી. આવી આવી વસ્તુઓ બરાબર હૃદયમાં કોતરી રાખીએ તો સુખદુઃખમાં અવિકારી રહેવું એ કાંઈ કઠિન વાત નથી. તેમ વૈરાગ્ય પામેલો તો શાનો જ કઠિન હોય ? "મારી લાયકાત તો કેવળજ્ઞાનના દીવાન-તખ્તની, અને મળે છે એકડીયાની ડીગ્રી ! એમાં શું રાચું ? એવું જગતનું કોઈ સુખ નથી કે જે મારા આત્માને રીઝવી શકે. હવે મારે એવી તૈયારી રાખવી કે, એને ત્યાં વધારે ચઢવું જ નહિ, કે જેથી જઈએ તો કહેને 'આવ્યા ? બેસો નીચે સીમેંટની શુણપાટ પર !' પછી પાણી જેવું ય માગવું પડે ! તેય માગીએ છતાં નળનું પાણી ભરીને આપે ! ઉપરથી કહે 'ઢીંચો' આ કેટલા બધા અપમાન ? ત્યારે કહો, હવે એવું લેવાને શોખ નથી એ વિષયોની જાત જ એવી છે કે જ ! એના આધારે આપણે પડ્યા કે મર્યા સમજો ! એટલી બધી એ જુદી જુદી ઈચ્છાઓ ખડી ઉભી કરે છે કે, વલખા માર્યા જ કરવાનું ચાલે. તેથી હવે એને ત્યાં ગયા વિના અને આ માને નિકાલ કર્યા વિના, શાસ્ત્ર કહે છે તેમ, જીવનભર ધર્મ કરવો એટલે કે દર્શન, જ્ઞાન, ચારિત્ર, અને તપના આચારમાં જ રચ્યાપચ્યા રહેવું, દાન, શીલ, તપ, ભાવની નિરંતર સાધના કર્યા કરવી.

મોહ મારવાના ઉપાય —

આત્મા પરથી મોહનો અધિકાર ઉઠાડી મૂકવા અનેક ઉદ્યમ કરવા જોઈશે (૧) એક તો કોઈપણ કાળા કામો કરવા નહિ (૨) શુભ કર્મના ઉદયો અને વિટંબના એવી આપનારા હોય છે કે જેમાં પરસ્પર ઝઘડા નહિ મટે એને વધુ ફેલાવવા નહિ (૩) સારા વિચારોમાં મચ્યા રહેવું, તો ખરાબ વિચારોને મર્યે જ છૂટકો (૪) સારા સંયોગોમાં જ રહેવું, પરભવમાંથી પાછા હઠવું

<u>સારી વિચારણાના નક્કર આઠ લાભ</u> —

હવે જેટલા સારા વિચાર કરીએ, એટલા પ્રમાણમા અનેકાનેક લાભ મળવાના છે જેવા કે (૧) શુભ પુણ્યનો લાભ, (૨) એમા પૂર્વે બધાઈ ગયેલ કેટલાક અશુભનો સક્રમ થઈ, એ અશુભનો શુભમા પલટો, (૩) એ બધાના પટીથી માન ઉચ્ચો (૪) વર્તમાનમા શુભબધ ચાલુ તેથી અશુભકર્મ બધાતા અટકે તેથી જ (૫) સક્રમણ દ્વારા પૂર્વના શુભ એ અશુભ થતા અટકે, ને (૬) ભવિષ્ય ખરાબ ન બને વળી (૭) આપણા શુભ વિચારને લીધે આપણા થકી વાતાવરણ ખરાબ ન થાય, તેથી (૮) સામાને કષાય ન થાય એમ મનને મનાવી બીજી ખોટ ખમીને પણ સારા વિચારમા રહેવાનુ

<u>સાધના માટે કેળવો—જાગ્રતિ, ગરજ અને પુરુષાર્થ</u> —

શુ રાગદ્વેષ અને મોહનો એટલો બધો અધિકાર છે જીવને ગમે ત્યા તાણી જાય? એની સામે જાગ્રત બની પુરુષાર્થ કેળવાય તો કદાચ ૪૭ મિનિટનુ સામાયિક ખરાબ ગયુ હોય પણ બાકીની એક મિનિટનુ સામાયિક પણ સુંદર થઈ જાય! મોહનો અધિકાર ઉઠી જાય તો અધ્યાત્મભાવ આવે યોગદૃષ્ટિની ભૂમિકા પણ એની સુંદર અને એની આશીર્વાદરૂપ છે, કે જો તે ભૂમિકાને યોગ્ય ગરજ, જાગ્રતિ અને પુરુષાર્થ બરાબર બનાવી દઈએ તો, ઉત્તરોત્તર ભવાતર માય સારૂ મળયે ભૂમિકા માટે આ અધ્યાત્મભાવને કેમ ખીલવાય, તેની વિચારણા જોઈએ



## સુજિજ્ઞાસા અને સુસસ્કારની વૃદ્ધિ

પરમાત્માને નમસ્કાર કરતા પરમાત્માની મોંઘી પિછાણની વિચારણા કરાય છે પરમાત્મા યોગીગમ્ય છે, અર્થાત્ યોગીથી જ જણાય, અયોગીથી ન સમજાય તેનુ કારણ એ છે કે અયોગીને તો પરમાત્માને જાણવાની જિજ્ઞાસા પણ નથી શુ પરમાત્માને જાણવાની જિજ્ઞાસાય નહિ? ના નહિ જેની પાસે યોગ નથી એ ભોગી છે,

ભોગરસિક છે એને ભોગો અને ભોગના સાધનો, એની જિજ્ઞાસા-પ્રેપ્સા હોય, જાણવા મેળવવાની લાલસા હોય, પછી પરમાત્માની જિજ્ઞાસા શા માટે થાય?

પરમાત્માની જિજ્ઞાસા કળવવા સાંસારિક જિજ્ઞાસાઓ ઘટાડો —પરમાત્મા કેવા હશે, તેની જિજ્ઞાસાને બદલે આજે મોટા ભાગે શાની જિજ્ઞાસા છે? 'બજાર શું ખૂલશે? અમેરિકામાં આજે શું થશે?' એમાં પડી જેમ જેમ આગળ વધતા જવાય છે, તેમ તેમ ધર્મ-જિજ્ઞાસાનું સ્થાન નીકળી જાય છે ધર્મીને ધર્મમાં ઉંચી ઉંચી કોટિના પગથિયા માટે વધુ ને વધુ જિજ્ઞાસા તો જ જાગે, કે જો સંસારમાની જિજ્ઞાસાઓ ઓછી કરવામાં આવે એ ઓછી કરવા માટે સમજવું જોઈએ કે, જો સંસારના કામોમાં વધુને વધુ પૂછવાની ઈચ્છા થાય, પૂછાય, સભળાય, રસ લેવાય, તો એ બધા વધારે ને વધારે પાપના પગથિયા છે આત્માની એમાં ઉન્નતિ અને વિકાસ નથી, પણ અવનતિ છે, આવરણથી આવરાવાનું છે શાસ્ત્ર તો કહે છે કે, 'જેમ જેમ ધર્મની જિજ્ઞાસામાં આગળ વધે, તેમ અધિકાધિક કર્મની નિર્જરા કરતો જાય પછી આચરણમાં આગળ વધે એનું તો પૂછવું જ શું? તેથી ઉલટું સંસારમાં જિજ્ઞાસાથી આગળ વધતો જાય, તે વધુ ને વધુ કર્મના બંધ કરે કે નહિ? બંધાતો જાય કે છૂટતો જાય? ધર્મની જિજ્ઞાસા એટલે વાંઝીયણ ઈચ્છા નહિ શુષ્ક ઈચ્છા નહિ પણ એના તરફના રાગ અને આકર્ષણ સાથેની આતુરતા વિચારજો, માનવ જીવનનો સોનેરી સમય ક્યાં અને કેટલો બધો ખર્ચાઈ રહ્યો છે?

સાંસારિક જિજ્ઞાસાનું કારણ વધુ પડતી જરૂરિયાતો અને ઉપાધિ —આજના વધારે ઉપાધિના અને વધારે સગવડના કાળમાં હલકી જિજ્ઞાસાનો પાર નથી, તેથી જીવ નાહકનો કેટલાય પાપ

આધતો હશે ! પરિણામે દુ ખ કેવુ ? મહાન ! તો કહો દુ ખ શાથી ? હલકી જિજ્ઞાસાથી, વધારે જિજ્ઞાસા શાથી ? જીવનની જરૂરિયાતો અને ઉપાધિઓ વધારી મૂકી છે તેથી ઉપાધિ એટલે જરૂરિયાતને પોષવા કલ્પેલુ સાધન જ્યા નવુ જુએ–સાભળે, કે મેળવવાનુ મન થાય ! પાપ-ઈચ્છાનુ એક ચક્ર ચાલુ થાય એટલે તેની સાથે નકળાયેલા અનેક ઈચ્છા-ચક્રો ચાલુ થાય છે ! એમા જીવને કચરાઇ મરવાનુ

નિયત ધર્મજીવન માટે, જરૂરિયાતોનુ માપ કાઢો —

ચોક્કસ પ્રકારનુ ધર્મજીવન કેમ જીવવુ, તેની યોજનાની વિચારણા કરવાની છે એ માટે નક્કી કરવુ જોઇએ કે, 'મારે ઓછામા ઓછા પાપથી ચલાવવુ જોઇએ, અને તેની જિજ્ઞાસાઓ ઓછી કરવી જોઇએ ' જિજ્ઞાસાઓ ઓછી કરી, પછી મન નવરૂ તો નહિ રહે, તો શુ કરવુ ? તેને ધર્મની, તત્ત્વની અને પરમાત્માની જિજ્ઞાસામા જોડો પછી મન જેમ જેમ યોગના ઉપર ઉપરના પગથિયા ચડશે તેમ તેમ અસખ્યગુણ અસખ્યગુણ નિર્જરા વધતી જશે મન પાપ-જિજ્ઞાસાથી બચી જવાને લીધે પાપમાથી બચી જશે તેટલુ જ નહિ, પણ વિષયોની સજ્ઞા અને જિજ્ઞાસા જે જોરદાર બનતી હતી, તેને પરમાત્મજિજ્ઞાસા તોડી નાખશે તેને વાસી કરશે, તેના કુસંસ્કારને ઘસી નાખશે, અને ધર્મસજ્ઞાના સસ્કારને તાજા અને સુદૃઢ કરશે જેને વધુને વધુ યાદ કરો, તેના સસ્કાર તાજા અને દૃઢ થાય, એ નિયમ છે

કુસસ્કારોને પોચા કોણ પાડે ? —

કુસસ્કારોને પોચા તે પાડી શકે કે જેને તે વાસી કરતા ને કરમાવતા આવડે, ભૂલતા આવડે, યાદ કરતા નહિ રસદાર ભોજન વારંવાર કરવાના જ સસ્કાર જેણે પાડ્યા હોય તે જ્યા જશે

ત્યાં એની શોધમાં રહેશે, અને રસમાં મહાલવાનું જ મન થયા કરશે ! એને મંદિરે નૈવેદ્ય મૂકવા કે સત્પાત્રમાં દાન કરવાની વૃત્તિ જેટલી નહિ જાગે, સાધર્મિભક્તિ અને તત્ત્વચિન્તાગ સાંભળવાની વિશેષતા જેટલી એને યાદ નહિ આવે, એટલી જાતે સારાં પક્વાન્નનું જમણ જમવાની વૃત્તિ રહ્યા કરશે ! કેમ જાણે સારા સારા રસો ઉડાવી લેવા એ જ જિંદગીનો નફાનો લહાવો ! એમ કોઈને સારી લક્ષ્મી મળે એ લહાવો ! કોઈને સારી સ્ત્રી મળે એ લહાવો ! બચાવમાં કહે છે કે 'સારી સ્ત્રી હોય તો, ઘેરે કોઈ ઉત્સવ, મહોત્સવ લઈએ તો તે દિપાવે, સાધુ-સાધર્મિની સેવાભક્તિ સારી કરે' પણ સાચું કહો, આટલા માટે સારી સ્ત્રીને જીવનનો લહાવો સમજો છો ? કે પતિપત્નીના વૈષયિક સંબંધ માટે ? ભૂલશો નહિ, કે મન ચાર જ આપણે જો સાવધાન ન હોઈએ તો એ આપણને પવિત્રતામાંથી અપવિત્રતામાં અને શુભમાંથી અશુભમાં લઈ ગયા વિના રહે નહિ

સંસ્કાર તેવી દૃષ્ટિ સંસ્કાર તેવી દૃષ્ટિ —સંસ્કારનું બળ જુઓ સુંદર સ્ત્રી કે પુરુષ સામે દેખાય, તેમાં સારી ઘણી વિશેષતાઓ હોય છે એ સુશીલ હોય, ધર્મી હોય, પરમાર્થ કરનાર હોય, સહિષ્ણુ હોય, સેવાભાવી હોય નમ્ર હોય વગેરે ઘણું પણ તે યાદ ન આવતા, જે પ્રકારના સંસ્કાર આત્માએ પોષ્યા હોય, તે પ્રકારનું આત્માનું વલણ થાય છે એટલે સ્ત્રીઓમાં સારું રૂપ જુએ ત્યારે એને એમ થાય કે 'આ સુંદર ભોગ્ય છે !' એમાં સારી સેવા જુએ ત્યારે થાય કે 'આવા સેવા કરનાર આપણને મળવા જોઈએ' માટે, જે મા સ્વાર્થના જ ઘોરણ છે, તે સૂચવે છે કે સારા સંસ્કારના અભ્યાસની બહુ જરૂર છે એ માટે તત્ત્વોની અને આત્મગુણોની જિજ્ઞાસા જોઈએ આત્માની એ તાકાત છે કે શુભ જિજ્ઞાસામાં આગળ ને આગળ વધી શકે એ સુશક્તિનો ઉપયોગ કરી લેવો

જેઓએ એ માટે સદા મનમા રમ્યા કર્યું જેઓએ કે ૮ શા માટે હવે સમાની પદાર્થોની કે સામાજિક પ્રસંગની બહુ જિજ્ઞાસા કરૂ ? હવે મને એ ખપે નહિ'

જિજ્ઞાસાદિ યોગોમા જો દાન પ્રયાસ—

યોગના પહેલા પગથીયા તરીકે જિજ્ઞાસા પછી બીજુ પગથીયુ પૃચ્છા પૂછવા માટે, આડુ કાને મારવો પડે, આત્માને કુણો કરવો પડે એમા આગળ આગળ વધતા શુભ ભાવના અને શુભ ધ્યાનના જોરે ક્ષપકશ્રેણી મડાય છે લાખો પૂર્વોના કાળ તપની, નયમની, અને સૂત્ર-સ્વાધ્યાયની ક્રિયા અની એજ હોના છતા, એ ગાળામા કેવળજ્ઞાન જે ન મળ્યુ, તે અત્યારે શુક્લધ્યાન દ્વારા કેવળજ્ઞાન કેમ મ યુ? જ્હો પહેલા જિજ્ઞાસા કરી હશે, પૃચ્છ્યુ હશે, સાભળ્યુ હશે, સમજ્યા હશે, પછી નત પલ લીધા હશે, બધુ ખરૂ, પરન્તુ હમણા જિજ્ઞાસા એવી થથી, કે સુસંસ્કારોના જોર પર ખીખતી આત્મદૃષ્ટિ પ્રગટી, ઉચ્ચ ભાવના અને ઉચ્ચ ધ્યાનમા ચઢી કર્મો ખપાવવા માડ્યા' ધ્યાનબળ વધ્યુ દર્શન, ચારિત્ર, મોહનીયની ક્ષપણા કરવા માડી, એને ક્ષીણ કરી નાખ્યા' સાથે, જ્ઞાનાવરણીય કર્મોના ક્ષયે કેવળજ્ઞાન આપ્યુ!

નારી તત્ત્વની નિરસતાઓ —

ઇન્દ્રિયોના જડ વિષયોની જરૂરિયાત જેટલી ઓછી કરવામા આવે, તેટલા પ્રમાણમા આત્મિક ઓજસ વધે કારણકે જરૂરિયાત જડની જેટલી ઓછી થાય, તેટલી તેની જિજ્ઞાસા વગેરેના પગથિયા ઓછા થાય, અને તેથી થતો પાપનો બધ ઓછો થાય સાથે, કુસંસ્કારો ઢીલા પડતા જાય તેનો મહાન લાભ શ્યો? તે, જે સ્વારના પાત્રોની જે વિશેષતાઓ દેખાતી નહોતી, તે હવે દેખાવા માટે કુસસ્કારોને પોષવાનુ બધ કર્યુ, તો પણ ઇન્દ્રિયોના પાત્રો તો સામે આવવાના પણ એમા પહેલા કુસસ્કારોથી જે

ખ ામ વિચારો થતા હતા, તે હવે બધ થઈ, હવે તેની સાચી બાહ્ય વિશેષતાઓ સામે દેખાવા માડશે! સારી વિશેષતાઓ જોની હોય તો ઘણી ભરી છે વાસનાનુ પાત્ર દેખાતી મિત્રામા વિનય છે, નમ્રિપ્રતા છે, શીલ અને સયમ છે સેવાકારિતા અને વાત્સલ્ય છે, મહત્તાદિ છે, એમ અનેક વિશેષતાઓ છે કદાચ કોઈમા એમાંનુ કાઈ જ ન હોય, તોય એનામા વિશેષતા તરીકે વિરાગજનકતા છે, સમારવધકતા છે પાપપોષકતા છે, જગતને અનર્થમા આકર્ષણ કારિતા છે, વગેરે અનેકાનેક વિશેષતાઓ છે જિજ્ઞાસાથી જોતા આવડવુ જોઈએ

પાપજિજ્ઞાસા અને પાપવિકલ્પોની ભયકરતા —

જ્યા સુધી જડની જિજ્ઞાસા વગેરે લપ ઓછી થાય નહિ, ત્યાસુધી ધર્મની કે તત્ત્વની જિજ્ઞાસા જાગે નહિ પછી ધર્મ અને ધર્માત્મા સબધી ગમે તેવી વાતે સાભળવામા આવે તો પણ તેથી તેને શુ લેવાદેવા? પાપની જિજ્ઞાસા એવી બદમાશ છે, ભયકર છે, કે એ આત્માને પાપની કઈ ગલીકુચીઓમા ફસાવી દે, તેની ખબર જ પડે નહિ! પાપજિજ્ઞાસાની આટીઘુટીમા પડેલાને કોઈ સ્ટેશન જ મળે નહિ, કે જ્યા જઈ અટકવાનુ થાય! પાપ જિજ્ઞાસાઓની અને પાપ વિકલ્પોની ભયકરતા ખાસ ધ્યાનમા રાખી લેવા જેવી છે એ માટે એ આતરમથન ચાલુ જોઈએ કે,

૧ ખોટી જખના-જિજ્ઞાસામા પાપનો બધ કેવો?

૨ નિર્જરાનો અવકાશ હતો, તે કેવો અટક્યો?

૩ કુસસ્કારોનુ પોષણ કેવુ?

૪ પાછુ કુસસ્કારને લાયક પાત્ર મળે એટલે કેવી કુવિકલ્પની ભયકર પરપરા ચાલે?

૫ એ ભવેભવમા જીવને કેવા અને ક્યા રખડાવે?

આવડત હોય સારી જિજ્ઞાસાની, તો જગતના પાત્રો પણ સમ્યગ્દૃષ્ટિને સવેગ અને વિરાગ માટે થાય કારણ કે તેણે પાપ જિજ્ઞાસા તોડી નાખી છે જે પાત્રમા મિથ્યાદૃષ્ટિ જીવ રાગને ઉત્તેજિત કરે છે રતિ-આનદને કરે છે, તેમા જ સમ્યગ્દૃષ્ટિ જીવ વિરાગ, અસ્થામણ, અને ઉદાસીનતાને ઉત્પન્ન કરે છે જુઓ કુમારપાળની દૃષ્ટિ

વસ્તુને જોવાની કળામા કર્મે તૂટે કુમારપાળ —

રાજા કુમારપાળ અમલદાર વર્ગ વગેરેની સાથે કુબેરશેઠની લક્ષ્મી જોવા જાય છે કુબેરશેઠની હવેલીઓની ફરકતી ધજાઓ જોઈ રાજા બોલી ઉઠે છે કે " અહો ! આ ધજાઓ કહે છે કે 'અમારાથી સૂચવાતી આ લક્ષ્મી, અમારી જેમ ફડફડાટવાળી છે, અર્થાત્ ચચળ છે " સસારના રસિયાને સસારનુ એકપણ પાત્ર સામે આવે ત્યા પાપ બુદ્ધિના અને રાગના સહેજે વિચારો આવે છે ત્યારે મોક્ષના રસિયાને વિરાગના વિચારો સહેલાઇથી આવે પરતુ કુસસ્કારોને લીધે જડની પાછળ જાણે આદુ ખાઇને મડેલા જીવને, ઘેલા થયેલા જીવને, પાપની ક્રિયા પુરી કર્યા પછી પણ વિચારો તો ચાલુ જ ! પકવાન્નના જમણનુ ભોજન ભલે દસ મિનિટમા પતે, પણ તેનુ વિવરણ કલાકોના કલાકો ચાલે ! દિવ્ય જીવનનો કેવો આ પાશવી ઉપયોગ ! જુઓ કે, એની વિચારણામા ક્યાસુધીની અધમ વિચારણા? સામી સ્ત્રી સતી હોય, ધર્મી હોય, તો પણ ' અહો ! કેવી સુશીલ ધર્માત્મા ', એમ એને નહિ થાય, પણ ગુલાબી ચામડી અને અદ્ભુત રૂપ પર ' આ સારૂ ભોગનુ પાત્ર છે', એમ વિચારણા પહોચે છે ! કેમકે કુસસ્કારોને પોષ્યા છે તેથી વાહ ! કેવી આ નીચ દશા ! વળી ત્યા પાછુ એમ લાગે પણ નહિ, કે આ આપણે અધમ વિચારણા કરી રહ્યા છીએ !

સતી સુન્દરીને જોઇને વેપારીને, વેશ્યાને, અને રાજાને શુ શુ થયુ ? વેપારીને એ કરીયાણુ લાગી, વેશ્યાને એ પૈસા કમાવાનુ સાધન લાગી, રાજાને એ ભોગ્ય લાગી. કારણ ? જુદા જુદા સસ્કાર—

વાગી જિજ્ઞાસા ! જેવા સંસ્કાર તેવું જ વલણ આત્માનું ઘડાવાનું ! પછી નવણના હિસાબે આતુરતા થવાની કોઈ સ્ત્રી સુંદર રૂપવાળા મુનિને જુવે, પણ જોતાં, કામના જ સંસ્કારો પોષ્યા હોય તેની સ્ત્રીને શું વિચારતા મળે ? 'આ મુનિ છે, ધર્મના આરાધક છે,' તે બધું ભૂલી જાય ! સુરસુંદરીને રાજાએ બધી માહાબી, બધી રાણીઓ ઉપર પટરાણીની સત્તા, વગેરે ઠકુરાઈ આપવાની વાત કરી ચોરે પણ શું ન્યું ? સુરસુંદરી મહાસતીને ભારે ધાકધમકી બતાવવા માડ્યો જે જાતના નતીના આતરર્દભર્યા માયાળુ શબ્દો સાભળવા શાહુકાર ગણાતા રાજા વગેરે પણ જો તૈયાર નહિ, તો તે ચોર સાભળે ? એ તો તલના તર ઉભો થઈ ગયો ! ટ્યો, છે હેતુ ? વિચારવા જેવું એ છે, કે જ્યાં સુધી આપણે જીવતા છીએ, સભાન છીએ, ત્યાં સુધીમા કુસંસ્કારો કુલક્ષણો અને કુજિજ્ઞાસાઓને નાબુદ કરવા માટે ટેસ્કેટનુ કરવુ જોઈએ ? ચોર દુર્જન છે દુર્જન એટલે ? જેનામા

દુર્જનના પાંચ લક્ષણ છે —

(૧) દયાનો અભાવ, (૨) નિષ્ઠુરતા વિગ્રહ (લડાઈ), (૩) પારકાનું પડાવી લેવાનું ગમે, (૪) બીજાને જ દોષ દેવાની તૈયારી, અને (૫) સ્નેહીઓ પર અસહિષ્ણુતા, તિરસ્કાર આનાથી આપણા માપ ઘડવાની જરૂર છે ગમે તેવા સંયોગોમા પણ જે દયાળુ હોય, સર્વ પણ વિગ્રહથી દૂર રહેનારી ઇચ્છાવાળો જ હોય, ચોરીને બદલે દાન કરનારો હોય, પોતાને દોષ દેનારના પણ ગુણો જોનારો હોય, અને એટલા સ્નેહિઓ જ નહિ પણ જગત પર સહિષ્ણુ હોય, તો તે સજ્જન ગણાય

ઇચ્છાયોગમા 'કરવાની ઇચ્છા' જોઈએ

પરમ ઉપકારી શ્રી હરિભદ્રસૂરિજી મહારાજા યોગદૃષ્ટિ સમુચ્ચય નામના ઉત્તમ શાસ્ત્રને વિષે યોગદૃષ્ટિનુ સ્વરૂપ બતાવવા ઇચ્છાયોગથી પરમાત્માને નમસ્કાર કરે છે

નમસ્કારમા પરમાત્મા કેવા કેવા સ્વરૂપવાળા છે, તે બતાવતા એક વાત એની કહી કે પરમાત્મા યોગીગમ્ય છે

એનો અર્થ તો જાણે એ થયો કે પરમાત્માને સમજવાને માટે યોગીપણુ જોઈએ યોગી ન હોય તો? શાસ્ત્રકાર કહે છે? કે યોગસન્મુખ ન હોય તેને પરમાત્માને સમજવાની વાત તો દૂર છ, પણ તે પરમાત્માની જિજ્ઞાસા પણ ન કરી શકે અર્થાત્ તેનામા સમજવાની નાલાયકતા છે એટલુ જ નહિ, પણ જિજ્ઞાસાની પણ લાયકાત નથી

પરમાત્મા, મોક્ષ, યોગ, વગેરે એવી ઊચી ચીજો છે, એ એવી કોટિની છે, કે એની જિજ્ઞાસા થવામા પણ યોગ્યતા જોઈએ! ત્યારે જો જિજ્ઞાસા જ હજી જાગી નહિ, તો ઉપરના પગથિયા તો આવે જ ક્યાથી? જો એ જિજ્ઞાસાના પગથિયા નથી, તા પછી પાપકર્મોની જિજ્ઞાસાના અને એની આગળના પગથિયા એના શિરે લખાયેલા જ છે એટલે? એટલે એ કે આ મોહ તમને ઠગી રહ્યો છે તમારે જો પરમાત્મા-મોક્ષ વગેરે જાણવા-સમજવાની અને વિચારવાની ગરજ નથી, તો જડની જિજ્ઞાસા વગેરેની આ મીલ મશીનરી તમારા દિલમા કામ કરતી રહેશે એમા અહીંય ગદ્ધા ગુલામી અને પરભવેય

એક આ માને તત્ત્વની જિજ્ઞાસા થાય જિજ્ઞાસા પછી પૂછવા સાભળવાની ઇચ્છા એટલે કે શુશ્રૂષા થાય, પૂછવા માટે જવાની ઇચ્છા કરે જઈને પૂછે-સાભળે, સમજે સમજીને અનીકાર કર્યા પછીની સમકિતની અવસ્થા ધરે શ્રાવકપણુ પાળે આ બધા પગથિયામા ચઢતે ક્રમે અસખ્યગુણ-અસખ્યગુણ કર્મનિર્જરાનો લાભ પામે અગીકારમા શુ આવ્યાનુ? સમ્યક્ત્વ સમકિત એટલે સાભળેલા તત્ત્વ પર નિશ્ચય હૃદયપૂર્વકની શ્રદ્ધા તે માટે શ્રવણ જોઈએ આ માટે કોઈ તત્ત્વ કહેનારની પાસે જવુ જોઈએ આ માટે અતરમા જિજ્ઞાસા-શુશ્રૂષા જાગવી જોઈએ. જિજ્ઞાસાના ઉપરની જે બધી વાતો છે તે આગળ આગળ અસખ્યગુણુ અસખ્યગુણ કર્મની નિર્જરા કરાવનારી છે

ગુણશ્રેણિના અજબ ચમત્કાર —

આમ તો અત્યારે ગુણસાગર પાણિગ્રહણ કરી રહ્યા છે એક રૂપસુંદરી સાથે નહિ, આઠ સાથે! તમારી દૃષ્ટિએ આ વિષયતૃષ્ણા કેટલી ગણાય? ત્યારે એમની લક્ષ્મીમાં કેવુ? સંપત્તિય વિપુલ! અને મોટા ઘરમાં આરંભસમારંભનું પૂછવું જ શું? તે તો ઠીક ઠીક હોય આવી સ્થિતિમાં કેવળજ્ઞાન હોતું હશે? હા, હોય ગૃહસ્થનેય જો ગુણશ્રેણિએ ચઢતા આવડે તો કેવળજ્ઞાન પણ મળે! ન મળે એમ નહિ અને સાધુ હોય અને ગુણશ્રેણિએ ચઢતા ન આવડે તો તે કયી સ્થિતિમાં મૂકાય? જીવ ગમે તેની સ્થિતિમાં બેઠો હોય પણ ગુણઠાણાની પગથારીએ ચઢતા આવડે, એટલે અસખ્યગુણ અસંખ્યગુણ કર્મનિર્જરા કરતો ચાલે! અને જો સંઘયણ સારી આપ તો ક્ષપકશ્રેણિના ઉંચા પગથીયે પહોંચી, કેવળજ્ઞાન લઈને સ્થિર થાય. ગુણશ્રેણિમાં શું કરવાનું? શુભ ધ્યાનની ધારાએ આત્માને પુદ્ગલના રાગમાંથી ખેંચી લઈ શુદ્ધ સ્વભાવમાં ચઢાવી દેવાનો.

લોક અને ગુણસાગરના દૃષ્ટિભેદ — ગુણસાગર એટલે ગુણના સાગર! ગુણનું ખાબોચીયું નહિ

લોક સમજે છે કે "આઠેય સુખ આપનારી એકી સાથે કોણ આપે છે!"

આ સમજે છે કે 'આ એક–બે નહિ, પણ આઠ–આઠના બંધનમાં પડયો!'

લોક સમજે છે કે 'આ આઠેને પરણ્યા પછી જોજો એનો વૈભવ અને વિલાસ!'

આ સમજે છે કે આ લપમાંથી ક્યારે છૂટું, ને ક્યારે ગુરુ પાસે જઈ ચારિત્ર લઉં!'

કેવા હૃદય અને કયી સમજ એમનામાં હશે! (૧) વૈભવ વિપુલ હતો પણ તે કોઈની ગુલામી કરાવે તેવો વૈભવ નહોતો!

(૨) વિલાસ સુલભ હતા, પરતુ તે ટોણા-ટપમ ખાવાની સ્થિતિના વિલાસ નહોતા! (૩) ઘર કુટુબ નિમ્નારવાળુ અને તેમ હતુ, છતા ત્યા કલેશ ને કકાસ હોય તેવુ ઘર નહોતુ! આવી મહાસુખદ સ્થિતિ છતા ગુણસાગર વૈરાગ્યના આસમાનમા ઉડતા હતા! તે કેમ બન્યું? વિચરતા તીર્થંકર ભગવાન પધાર્યા હોય તેવુ પુણ્ય નહોતુ? ત્યારે હતુ શુ? વિવેકવાળુ જાતિસ્મરણ જાતિસ્મરણમા શુ વિચાર્યું? અહિં જો આરાધના ચૂકી જઇશ તો ભૂતકાળના પડિત એવા આપણે અહિંયા વર્તમાનના મૂર્ખ બનશુ!! ભૂતકાળના પડિત એટલે મારી આરાધના કરી માનવતા કમાયેલા. વર્તમાનના મૂર્ખ એટલે ભવિષ્યમા ભ્રષ્ટ, પતિત, અને અતિ દુ ખિત કરે તેવુ કરનાર! પૂર્વે આરાધના કરી હતી માટે પડિત એવા એમણે અનુત્તર વિમાન જોયુ હતુ, અને અહીં પણ ઉત્તમ કુળ અને ધર્મસામગ્રી મળી, તે હવે વર્તમાનના મૂર્ખ નહિ થવાનુ જેટલા પ્રમાણમા જીવે હુન્નરી ચાલા જેટલા જોરશોરથી પૂર્વે કર્યા, એટલા જ જોરજોરથી એટલા ચારિત્ર અને તપ આરાધી કર્મ-નિર્જરા કરવાની! જેવી સસારમા ઘોર અજ્ઞાન દશા હતી, ચારિત્ર લીધા પછી તેટલા જ વિપુલ પ્રમાણમા જ્ઞાન-દશામા વિહરવાનુ

જ્ઞાનદશાના માર્ગે — (૧) દેવ-ગુરુ નહોતા પામ્યા ત્યાસુધી અજ્ઞાન દશાની ગુલામી હતી પણ દેવગુરુનો સયોગ પામ્યા પછી તો તેથી ચઢતુ તેટલા જ પરાક્રમથી જ્ઞાનદશા જગાવવાની ટકાવવાની અને સજ્ઞાઓને કબજે કરવાની! સજ્ઞાઓને કહી દેવાનુ કે "તમારુ ધાર્યું હવે ન થાય! હવે તો અમારૂ ધાર્યું થશે ઇન્દ્રિયો! તમે જેટલી પુદ્ગલેશમા મને તાણી જતી હતી, તેમ મારી કેડ તૂટે તેની પણ પરવા નહોતી કરી, તે હવે હુ ધર્મપામ્યો છુ, એટલે હવે તો (૨) મારી ધારણાનુસાર હે ઇન્દ્રિયો! અતરાત્મામા જઇ તમારે ઠરવુ પડશે" આત્માના વિકાસ કેમ સધાતા હશે? કેવલી વાતોથી? ના,

ચોક્કસ પ્રકારની યોજના વિચારી, તેનો નક્કોર અમલ કરવાથી (૩) આત્મા ઇન્દ્રિયોની પાછળ પૂર્વે જેટલો ગુલામ હતો તે હવે પોતે ઇન્દ્રિયો પર જત્મગાર બની જવો જોઈએ સીધેસીધુ નહિ તો બળાત્કારે પણ ઇન્દ્રિયોને વિષયોમા જતી અટકાવવાની ખાટી (૪) જ્યા જીવનની અતિ જરૂરિયાતોમા ઇન્દ્રિયાને ર.વાનુ આપવુ ચલણ નથી ત્યા પણ આપણે ઈચ્છાપૂર્વક ન જ દોડી જઈએ ત્યા કચવાતે દિલે અને જલદી પાછા વળી જવાની તૈયારી સાથે જઈએ

ગુણસાગરની ધ્યાનમગ્નતા (૫) દેવગુરુ નહોતા મળ્યા ત્યાં સુધી આળસ અને પ્રમાદમા હતા હવે ઉદ્યમ કરવાનો ! (૬) જે મોહની ગુલામી હતી તેને હઠાવી, હવે માનસિક સ્વચ્છ દતાને ગુરુપારતન્ત્ર્યની પોલાદી માફળોથી કબજે કરવાની ! (૭) થેકડા મારતા હતા, તેટલા જ શાત બનીને બેસવાનુ ! (૮) જે પ્રકારની અજ્ઞાન અને મોહ દશામા રમતા હતા, તેથી વધુ પ્રમાણમા જ્ઞાનદશા અને નિર્મોહ દશામા રમવાનુ ! એટલે ગુણસાગર ચોરીમા બેઠા એ ભાવના કરે છે કે, "સદ્ગુરૂ પાસે જઈ સયમ લઈશ ! નિર્મળ શ્રુતજ્ઞાન ભણીશ ! નિશ્ચગુરુ વિનય કરીશ ! કઠોર તપ તપીશ ! નિર્દોષ રૂક્ષ ગોચરીથી નિર્વાહ ચલાવીશ ! કામ કષાયને ભગાડી, મહા સુદર જીવન બનાવીશ ! સ યમ યોગમા સ્થિર થઈ જીવિત-મરણને વિષે સમભાવ કેળવી મોહ શત્રુને હણીશ !"

આઠ પત્નીની ધ્યાનધારા —આ બાજુ આઠ વિચારે છે ! 'પતિ છે વિરાગી, અને વળી આર્ય પિતાના પુત્ર ! એવેવુ વચન ૫ ગાવાના ! એટલે પાણિગ્રહણ પછી સયમ લેવાના જ તો અમારેય સસારનુ શું કામ છે ? આવા ધર્મપતિ કયા મળવાના હતા ? એટલે અમે પણ નાથ નગીનાની સાથે સયમ પ યે જઈશુ ! બસ, પછી તો આ આ રીતે આરાધનામા જોમ અને ઝડપ લગાવવાના ; આહેય ચડી ક્ષપકશ્રેણિએ !

આ નવ આત્માઓ શુ કરે છે? ગુણશ્રેણિએ કૂદકે ભૂસકે ચઢી રહ્યા છે! સમભાવનુ એટલુ બધુ ઓજસ આવી ગયુ છે, કે કોઈ એક જણ આવીને કહે કે બીજી મિનીટે તમારૂ મૃત્યુ છે! ને બીજો આવીને કહે કે, તમારૂ લાખ વર્ષનુ આયુષ્ય થયુ! તો આ બન્ને તરફ હૃદયમા કઈ ફેર નહિ! સામે લાવી કોઈ હીરાના ઢગલા ભેટ કરે કે ઘરમા પડેલા ઝવેરાતની માટી થઈ જાય, તોય એ બને પ્રત્યે હૈયામા કોઈ આનદ કે શોક નહિ! એકબીજાની પ્રતિસ્પર્ધી એવી બનેય વિષમ સ્થિતિમા આત્માની દર્પણ જેવી અવિકૃત અવસ્થા! એ વિચારે છે કે "મોહના જેટલા શત્રુ આવશે, તેનો સયમથી પરમાત્માએ આપેલા દશ પ્રકારના યતિ-ધર્મના શસ્ત્રોથી નાશ કરી નાખીશુ! ક્રોધ કે અભિમાન, હિંસા કે જઠ, કોઇ મોહ રિપુને ઉભો નહિ રહેવા દઇએ" કવિ એમની સ્થિતિ રજ કરે છે—

સયમ લઈ સુગુરૂ કને તપ તપશુ મનોહારી રે લો અહો તપ૦
જીવત મરણે સમપણુ,
સમતૃણ-મણિ જાણશુ રે લો અહો સમ૦
સયમ યોગે થિર થઈ,
મોહ રિપુને હણશુ રે લો
અહો! મોહ, રિપુને હણશુ રે લો
અમે પણ સયમ સાધશુ નાથ નગીનાની સાથે રે લો

મોહના સ્થાનમા ધર્મના તાન—એક વાર સંયમ-યોગમા સ્થિર થઈ, મોહના સુભટોને ભગાડી મૂકવાના! પછી નિરાત! એક તત્ત્વની સાચી જિજ્ઞાસા વધારી જીવન આગળ વધ્યો, અને તે પછી ઉપડ્યો ગુણશ્રેણિના માર્ગે અહીં એક બાજુ લગ્નના વાજા વાગી રહ્યા છે, મગન નર્તાઈ રહ્યા છે, એ તમારે મનારીને મન તો ભવ્ય ઉત્સવનો પ્રસગ ન? તે વખતે આ યોગ્ય જીવો જાણે સદ્ગુરુ પાસે પહોચી સયમી થયા! ગુરુ વિનયને તો જાણે આત્મામા

ઓતપ્રોત કરી દીધો ! સમતા ને સમાધિ વધારતા ગયા ! આત્માના પરિણામ ઉંચા વધતા ચાલ્યા સામેથી દુનિયાના અનુકૂળ-પ્રતિકૂળ આક્રમણ આવે તો પણ મોહના ચોટ્ટાને આત્મવીર્યની મહાય આપવાની વાત નહિ ! સઘળા મોહ પર વિજય મેળવી લીધો ! વિજય મેળવવા માટે જે પુરુષાર્થ કરવો પડ્યો, તે પુરુષાર્થમાં જગજુના કર્મ ખેરવી નાખ્યા !

ગુણસાગરની આદર્શ પત્નીઓ.—આ જે ગુણશ્રેણી ચઢી, તેમા લોક જોતા નહી ગયા ! ગોર મંતર ભણતો નહી ગયો ! માબાપ ઓચ્છવ કરતા રહી ગયા ! અને ગુણસાગરે કેવળજ્ઞાન-કેવળદર્શન ઉપાર્જ્યા ! ત્યારે એ આઠ કન્યાઓ હાલી-મવાલીના ઘરની નહોતી તેમ મામુલી જીવ સાથે સબંધવાળી નહોતી એટલે એ પણ શુ કામ બાકી રાખે ? એય ઉચ્ચ ભાવનાના આસમાનમા ઉડવા લાગી અહીં તો લોક દૃષ્ટિએ મહાન જીવન ઉત્સવ હતા શ્રીમંતના ઘરની કન્યાઓ, રૂપરૂપનો અંબાર ! એમા વળી આ લગ્નના પ્રસંગે આભૂષણશણગારમા શુ ખામી હોય ? આ જોઈ માતપિતાનુ દીલ કેવુક ઠરે ! એ સ્થિતિમા લોકને રાગમા રમતુ મૂકી આ કન્યાઓ વીતરાગભાવનામા ચઢી ! સંસારના ઉત્સવો જોઈને હૃદયમા કકળાટ થાય તેવા વિરાગી આજે દુનિયામા કેટલા જોવા મળે ? દુનિયાદારીનો ઉત્સવ મંગળ એટલે આત્માના અનુત્સવ-અપમંગળ સર્જાઈ રહ્યા છે—આવુ સમજનારને, સમ્યગ્દર્શન કરનારને હૃદયમા કકળાટ થાય, નિસાસો પડે કન્યાઓ વસ્તુમા સમ્યગ્દર્શન કરી રહી છે એમા એમણે પણ પતિની પાછળ ક્ષપકશ્રેણીની ગાડીએ સિધાવ્યુ ઘનઘાતી કર્મો ચૉરીમા હસ્તમેળાપની મોહની રમત વખતે ઉડાડીને એ કેવળજ્ઞાન પામી ! આપણે ચૉરી તો નહિ પણ ઉપાશ્રયમા, તેમજ મોહની રમત નહિ, પણ જિનવાણી શ્રવણ કરતા, કેટલા કર્મ ઉડાડી પહોંચી રહ્યા છીએ, એ તપાસવા જેવુ છે

<u>ગજસુકુમાળ પર પ્રભુ-દયા</u> —ગજસુકુમાળને જગલમા જતા જોઈ નેમનાથ પ્રભુને કળાટ ન થાય ? સગડી માથે મુકાઈ તે પહેલા પણ અને તે વખતે ય પ્રભુ જ્ઞાનથી જોતા જ હતા ! કેવળ જ્ઞાનથી પ્રભુ નિહાળી રહ્યા હતા કે આ સસરો સોમીલ આ કુલડાના માથે કેવા ખેરના અગારા ભરી રહ્યો છે ! સુકોમળ માથુ કેવુ ભડભડ બળવા લાગી રહ્યુ છે ! અગ્નિ અદર પેઠો છે, ને કુણા મગજને શેકી બાળી ભસ્મ કરી રહ્યો છે ! એમા કેટકેટલી પારાવાર વેદના છે, તે પણ પ્રભુ બરાબર જોઈ રહ્યા હતા ! છતા એ જ્ઞાની સાથે જોતા હતા કે '<u>એના અશુભ કર્મના ઉદયના ઉપદ્રવમા તેના આત્મા માટે મહોત્સવ ઉજવાઈ રહ્યો છે</u> સસારના ઉત્સવમા તો આત્માની હોળી સર્જાઈ રહી હોય છે !' આવુ દર્શન સમ્યગ્દૃષ્ટિ નહિ કરે તો કોણ કરશે ? <u>ભલે અગ્નિ ભયકર, પણ એ તો મા। બધનભૂત કાયાની રાખ કરે, આત્માની નહિ ! આત્માના તો એ અગ્નિ જન્મોજન્મના કર્મ કચરા સાફ કરી રહ્યો છ !</u> ભગવાનના દીલમા કેમ અરેરાટી નહિ ? કેમકે ભગવાન સ્વય વીતરાગ તો છે જ, પણ આ તો એ જુએ છે કે ગજસુકુમાળ પણ ત્યા કર્મના ઉપદ્રવમા વીતરાગ બની મોક્ષ વરવાનો મહોત્સવ ઉજવશે ! અનતી ભવ પરપરાનો અત આવશે ! કષ્ટની શી કિંમત હતી જો લાભ અગણ્ય-અચિંત્ય થતો હોય તો ?

<u>શુભ ભાવનામા ચઢ્યા પછી વિમાન જેવી સાવધાની જરૂરી</u> – જ્યા ગુણસાગરના લગ્ન મહોત્સવ (જોવા) જવા કાળે માબાપને કલ્પના થતુ હશે કે, ગુણસાગર કહી દેશે કાલ પ્રભાતે કે 'દીક્ષાનો વિચાર તો છે પણ આજે નહિ, થોડા વખત પછી ! તે મારી ખાતર નહિ, તમારી ખાતર !' ઓરતા ને અરમાન માબાપને થતા હોય કે ન થતા હોય, પણ અહીં તો પુત્રરત્નને અદ્ધર આકાશમા ઉચ્ચ ભાવનાના વિમાનમા ઉડવાની વાત છે ઉત્તમ કોટિના અધ્યવસાય તે વિમાન છે પગ નીચે મૂકવાનુ કામ નહિ અર્થાત્

જમીનને અડી રહેવાની હવે જરૂર નહિ પછી નસારવુ કઇ દેખઈ
ગયુ, કે મેલે એને નીચે પડતુ ! પણ જો પોતે જ પડતુ મૂકે તો ?
તો શુ ? વિમાનને એટલે કે શુભ વિચારધારાને જતી કરી તો ભાઈ
આવ્યા નીચે મલિન સાસારિક ભાવના તળ પર ! એ તો શુભ ભાવનાને
પકડીને બેસી રહેતા જો આવડે તો એ વિમાનના સ્વભાવ, ઉચે
ઉચે લઇ જાય, અર્થાત્ વિચારણાની ધારા ઊચી વધે, અને
આત્મ-ઉન્નતિ પણ અધિકાધિક ખીલે !

સર્વક્રિયાનો પ્રભાવ ગુણશ્રેણિથી ગુણાય —પરિણામની ધારા
પર, વિચારના ઉચ્ચ પગથિયા પર, ને શુદ્ધ અધ્યવસાયની નિસરણી
પર ચડતા આવડે, તો અધિક ને અધિક આત્મવિકાસ સધાતો ચાલે !
એવી જ કોઈ ગુણશ્રેણિમા મગ્ન ગોવાળીઓ એ શાલિભદ્ર
બન્યો ! હાથી એ મેઘકુમાર બન્યો ! ભિખારી એ સપ્રતિ રાજા થયો !
સર્પ એ ધરણેન્દ્ર બન્યો ! આ બધુ શુભ વિચારસરણીની વૃદ્ધિગત
ધારાના પ્રતાપે ! જો એને ન આવકારીએ તો પછી ટૂકડા કપાળમા
શુ લખાવાનુ ? પાપ કેળવુ, મેળવુ ને કબજે કરૂ, એજને ? જેવો પેલો
ગુણશ્રેણિમા અધિકાધિક કર્મનિર્જરા કરતો ચાલે તેમ હલકી ભાવનામા
આ અધિકાધિક પાપ બધ કરતો ચાલે ! ! એક બાજુ ગુણશ્રેણિની
ઊચી ઊચી પાયરી, ને બીજી બાજુ હલકી ભાવનામા દોષનુ ભોયરૂ !
એક બાજુ ગુણોનો ધસારો, ત્યારે બીજી બાજુ કુવિકલ્પોનો ધસારો !

જુઓ, જીવને સ્વભાવભૂત શુ છે-સતત શુભ વિચારો ? કે
કુવિકલ્પો ? —શુભ વિચારો માટે કોઇ નિયત કાળ, દ્રવ્ય, ક્ષેત્ર કે
ભાવની રાહ જોવાની જરૂર નથી સઘળો કાળ સઘળુ ક્ષેત્ર, સવળા
સંયોગ ને સઘળી પરિસ્થિતિ, શુભ વિચાર કરવો હોય તો નડતર રૂપ
નથી ગરીબ માણસ શુભવિચાર કરે તો ફળે નહિ, અને તવગર કરે
તો જ ફળ મળે, તેવુ નથી ઘરમા કરે તો નિષ્ફળ, ને ઉપાશ્રય-મદિ
રમા કરો તો ફળે, તેવુ પણ નથી સર્વકાળ, સર્વક્ષેત્ર, અને સર્વ

દ્રવ્યના સયોગ નિર્જરા માટે ને શુભવિચારણા માટે બનાવી શકાય છે એટલુ ધ્યાનમા રહેવુ જોઇએ કે માનવ ભવમા શુભ વિચારણાના સતત પ્રવાહની સારી તક છે એ જો ગુમાવી તો સમજો કે પછી તો મનુષ્યપણામા વાવેલા કુસસ્કારો ભવિષ્યમા ભયકર નીવડશે જેમ ખેતમા પડેલા દાણામાથી અનેક છોડ ને તેમાથી અનેક નવા દાણા, અને તેમાથી વળી નવા છોડ થાય તેમ આ કુસસ્કારના બીજને જો અહીં પોષ્યા તો ભવાતરમા તે વૃદ્ધિ જ પામવાના ! શુભવિચારોના અભાવે ખોટા વિકલ્પો એટલા બધા જાણે સ્વભાવભૂત બની ગયા છે કે, સામે કોઇપણ પાત્ર આવ્યુ કે મલિન સસ્કારો જાણે તરત જ આત્મામા જાગવા માડે છે ! પછી ભલેને સતી સ્ત્રી સામે આવે ! અને કુવિકલ્પોથી આત્માને ભરી દીધો હોય એટલે આત્માનુ વલણ કુવિચારો તરફ જ જાય સયોગોમા એ તાકાત છે કે ઉદયમા વર્તતા કર્મને દુપીને બીજા ઉદયમા લઈ જાય પણ શુભવિચારણા તો, જો સીધો જોરદાર પુરુષાર્થ ચાલુ રહ્યો હોય તો ઘડતર એવુ કરી નાખે કે ગમે તેવા સયોગો આવે પણ શુભવિચારણા જ આવે

જડ પુદ્ગલના ખીલે બધાયેલુ જગત દોડે તો ય જડના ચીમાડામા —ધર્મક્રિયા એ નિશાળ છે, ને એમા પ્રતિકૂળતાની કસોટી એ પરીક્ષા હોય છે ક્રિયાની નિશાળમા શુ શીખશો ? શુભ વિચારણા કરવાનુ અને શુભ અધ્યવસાય વધારવાનુ, તથા ઉપસર્ગ-પરીસહ, પ્રતિકૂલ વાતાવરણ વગેરે કસોટીમા બરાબર ટકો એ રીતે તૈયાર થવાનુ એમા પાસ થયા એટલે સમજો કે આત્માનુ ઓજસ વધ્યુ, કલાસ ચઢયો, મોહના સુભટને ધક્કો લાગ્યો પૂર્વે કુસસ્કારો ગમે તેટલા પોષાઈ ગયા હોય, પણ હવે ધ્યાનનો નવો પુરુષાર્થ જો જોરદાર જગાવો, તો કુસસ્કારો એવા તૂટે કે એમા આત્માની પહેલાની વલણની સ્થિતિ આખી બદલાઈ જાય પરમાત્મા યોગીગમ્ય છે અયોગિગમ્ય નથી અયોગીને પરમાત્માની જિજ્ઞાસા નહિ

ત્રાણ કે કુવચણ, અને કુવિકલ્પો સિવાય બીજો કોઇ એને ધધો નથી નવરો પડ્યો, આવ્યો કુવિચાર ! આવુ ક્યા સુધી ચાલે? જ્યા સુધી સંસારનો પક્ષપાત હોય ત્યા સુધી રાત ને દિ' આ દુનિયાના જડ પદાર્થોના કુડાળામા જ એ કેવળ ફરવાનો ! પુદગલના ખીલે બધાયેનુ જગત દોટ મૂકે તો પણ હોય ક્યા ? જડના જ ઓીમાડામા ! ત્યા એની બધી હોશિયારી છે ધીખતો પુરુષાર્થ છે ઘોર આફતમાથી પણ સ્વાર્થને સાધી લેવાની કળા જગત પાસે છે ! તમ આપત્તિ વખતે આત્મહિતને સાધી લેવાની કળા જિનના ભક્ત પાસે ન હોય ?

બળ, બુદ્ધિ અને પાપ શા માટે —લક્ષ્મણજીના મૃત્યુથી રામચંદ્રજી ગાડા જેવા થાય છે એ શુ રાજ્ય સભાળે ? ત્યારે રાજ્ય સભાળવાના અધિકારી કોણ ? લવણ અને અકુશ (લવ ને કુશ) પણ એ શુ કરે છે તે જુઓ એ વિચારે છે કે 'જો આ રાજ્યના મોહમા ફસાઇશ તો આત્મહિત ગુમાવશુ' રાજ્ય, રમણી વગેરે ઘટીના પડ છે ભોગના લોભે એમા જો એકવાર માથુ ઘાલી એને ગળામા લીધા, તો પછી બસ ! જિંદગીભર ઉપાડીને ફરો ! લવણ-અકુશ તરત જ ત્યાથી ચાલી નીકળીને ચારિત્ર ગ્રહણ કરે છે ! લક્ષ્મી સદાય નધણિયાતી જ છે 'તેના ધણી થવાના કોડ હુ કરૂ,' એવી ગાડાઈ તેમનામા નહોતી કાકાના મૃત્યુનો, અને પિતાના ખેદનો આઘાત બાજુએ મૂકી ચારિત્રની રજા માગી રામચદ્રજી અને સીતાજીના કોમળ પુષ્પ જેવા આ બે બાળકો, વિચારો કે કયી લગનીમા છે ! પુણ્યવાન એવા કે એમને રામચંદ્રજી અને લક્ષ્મણ પણ જીતી શકે નહિ ! છતા તે અતુલ બળ એમણે શામા ખર્ચ્યું ? ચારિત્ર પાળી કર્મ ખપાવી, અનતબળી બનવામા, નહિ કે સસારમા મહાપી કર્મના સકજામા વધારે ફસાઇ નિર્બળ થવામા એમની પાસે બુદ્ધિ હતી, તે કેવળજ્ઞાન લેવા માટે હતી કિંતુ

એકેન્દ્રિય નિગોદિયા બનવા માટે નહિ ! અહીં એમને જે વિપુલ સુખ હતા, તેમાથી નીકળી અનત સુખમા જવા માટે, પણ નહિ કે અનત દુ ખમા પટકાવા માટે ! આ કયારે બને ? ચારિત્ર ધર્મની ભાવના હોય તો બને સ્વાધ્યાય, વિવેક, અને અહિંસામા અત્યત નિપુણ બનતા જો આવડે, તો ધર્મ સાધના એવી સરસ થાય કે પછી અનત કાળને માટે કોઈથી ન લુટાય તેવા અનત સુખ મળે ! સમિતિ ગુપ્તિના ધોરણે જ જ્યારે મન, વચન અને કાયાને પ્રવર્તાવે, જ્યારે કુવિકલ્પો છોડી સ્વભાવત શુભવિચારણાની ધારામા આવે, ત્યારે ચારિત્ર ધર્મની સાધના જોરદાર થાય

શુભ ભાવનાથી ત્રણ તત્વની સિદ્ધિ —શુભવિચારણામાથી શુભધ્યાન જાગે, અને તેથી સારામા સારી કર્મની નિર્જરા થાય વિચારણામા એકાગ્ર બને તેટલો સમય દુનિયાને એ ભૂલી જાય છે એ વિચાર ધર્મધ્યાનના પ્રકારમા આવે છે ધ્યાન એ અભ્યન્તર તપ હોવાથી કર્મ નિર્જરા કરાવે છે વળી શુભ-વિચાર એ માનસિક શુભક્રિયા છે એ શુભ આસ્રવ હોવાથી પુણ્ય બધાવે છે તેમ જ શુભ ભાવના એ સવર હોવાથી પાપને રોકે છે આમ શુભ વિચારણામા ત્રણ તત્વના મિશ્રણ છે શુભ વિચારણા રૂપી મનની શુભક્રિયા એટલે શુભ આશ્રવ, શુભ ભાવના એ અશુભ ક્રિયાની અટકાયત, એટલે સવર. અને શુભધ્યાન એ નિર્જરા તત્વ સવર નવા પાપ અટકાવે છે, અને શુભધ્યાન રૂપ તપ જુના મિલિકે રહેલા પાપનો નાશ કરે છે શુભધ્યાનમા એકાગ્રતાવાળો ઉપયોગ છે એકાગ્રતા એટલે એક વિચાર પર સ્થિરતા એટલે જ ધ્યાનની સારી, એકાગ્રતાની કિંમત મહાન છે એકાગ્રતા જો અશુભ હોય તો દુર્ધ્યાન થવાથી એ ભયકર છે વિચાર કર તેવી મનની ક્રિયા છે, અને એકાગ્રતા એટલે સ્થિરતા છે મનની પવિત્રતા સતી સ્ત્રીનુ કામ આપે છે ત્યારે તે સતીને દેશવટો એટલે? પછી આત્માની સંપૂર્ણ

ઉપયોગી થાય છે! મહાન કર્મબંધના સ્થાનમાં કર્મબંધથી બચાવી કેવો કર્મક્ષયનો મહાન લાભ આપે છે!

### ઇચ્છાયોગ—શાસ્ત્રયોગ—સામર્થ્યયોગ

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિ ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા 'યોગદૃષ્ટિ સમુચ્ચય' ગ્રંથના પ્રારંભમાં પરમાત્માને ઇચ્છા યોગથી નમસ્કાર કરે છે તે પ્રસંગને પામીને ગ્રંથકાર પોતે જ બીજા શ્લોકમાં કહે છે કે, યોગીના ઉપકારના માટે અહીં ઇચ્છાદિ ત્રણ યોગનું સ્વરૂપ કહેવાય છે તે યોગી ક્યા? કુલયોગી-પ્રવૃત્તિચક્ર યોગી

ચાર પ્રકારના યોગી —ગોત્રયોગી, કુલયોગી, પ્રવૃત્તચક્ર યોગી, અને સિદ્ધયોગી અહીં ગોત્રયોગીને બાદ કર્યા, કેમકે એ તો માત્ર યોગીના ગોત્રમાં જન્મેલા એટલું જ, પણ યોગીની કુલમર્યાદા વિનાના ત્યારે કુલયોગી એટલે અલબત્ત બહુ કોઈ આત્મવિકાસની ઉંચી કક્ષાએ પહોંચેલા નહિ, પણ (૧) યોગીના કુળમાં જન્મેલા, અર્થાત્ જ્યાં યોગધર્મની મર્યાદાઓ ચાલી આવે છે ત્યાં જન્મેલા, તેમજ (૨) યોગધર્મને અનુસરનારા યોગધર્મ તરીકે દયાલુતા, વિનીતતા, ક્લિષ્ટપાપનો ત્યાગ, સુકૃત વ્યસન, દેવ-ગુરુપ્રેમ, વગેરે જે આ ગ્રંથના અંતે ગણાવ્યા છે તે પ્રવૃત્તચક્રયોગી તે છે, જે ઇચ્છાયમ અને પ્રવૃત્તિયમમાં આવ્યા છે, અને સ્થિરયમ અને સિદ્ધિયમની સાધના કરે છે એ માટે એ શુશ્રુષા, શ્રવણ વગેરે બુદ્ધિના આઠ ગુણોને ધારણ કરે છે ચોથા સિદ્ધયોગીને સિદ્ધ હોવાથી અહીં ન લીધા અહીં તો સાધક યોગી લેવા છે

યોગ ચાર કક્ષાએ સાધવાનો હોય છે -ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા, અને સિદ્ધિ અહીં પહેલા 'યમ'ના યોગની વાત લીધી. યમ એટલે અહિંસા, સત્ય, નીતિ, સદાચાર-બ્રહ્મચર્ય અને અપરિગ્રહ-અલ્પપરિગ્રહ એ અહિંસાદિની ઇચ્છા અર્થાત્ સાચી ધગશ, તથા એમાં ઉદ્યમ, એ પહેલા બે યોગ.

પ્રવૃત્તચક્ર યોગીમા એ હોય જ ઉપરાત એ અહિંસાદિને જીવનમા સ્થિર કરવા તથા આત્મસ્વભાવમા અહિંસાદિ ગુણને સિદ્ધ કરવાની લાલસા રાખે અર્થાત્ એ સ્થિરયમ અને સિદ્ધિયમ, એ બે માટે અત્યત ઝખનાવાળા હોય, અને તેથી જ સદ્‌ઉપાયમા પ્રવૃત્ત રહેનારા હોય યોગ એટલે માત્ર કોઈ મહાન સમાધિ એમ ન સમજતા અહિંસા સત્ય વગેરે પણ યોગ છે મોક્ષ સાથે આત્માને જે જોડી આપે તે યોગ પરમાત્માને નમસ્કાર તે પણ યોગ મોક્ષને અનુકૂલ કોઈ પણ વિચાર વાણી કે વર્તાવ, તે યોગ ગ્રથનો વિષય યોગની આઠ દષ્ટિ છે પણ એ ગ્રથને વિસ્તારતા પહેલા પરમાત્માને ઈચ્છાયોગથી નમસ્કાર કર્યો, એટલે જિજ્ઞાસા થાય કે ઈચ્છાયોગ શુ? કેવો?

<u>ઈચ્છાયોગમા ન અભિમાન કે ન અવ્યવસ્થિતતા</u> — એહીં ઈચ્છાયોગનુ વર્ણન કાઈ ઈરાદાપૂર્વક લાવવામા આવ્યુ છે, એવુ નથી પણ પરમાત્માને જે નમસ્કાર કરીએ છીએ તે કયી કોટિનો છે, તે બતાવવુ છે (૧) <u>અભિમાન ન થઈ જાય, તેમ (૨) જઘન્ય કોટિનીય ભાવનામા શુ આવશ્યક છે તે સમજાય, એ માટે</u> ઈચ્છા-યોગ સમજવા જેવો છે એ સમજીએ તો પછી મોટી સાધના ર્સ્યાનો ખોટો ઠેકો રાખવાનુ નહિ બને અસત્યવાદી ન બનાય એ માટે ગ્રથકારે કહ્યુ કે 'અમે જે નમસ્કાર કરીએ છીએ તે ઇચ્છાયોગના ઘરનો નમસ્કાર કરીએ છીએ કાઈ ઊચા ભાવ કરવાનો દાવો અમે રાખી શકતા નથી, કેમકે એવો નમસ્કાર કરવાનુ હજુ અમે પામ્યા નથી' માટે તો 'નમુત્થુણ' સ્તુતિમા 'નમસ્કાર કરૂ છુ' એમ ન કહેતા, નમસ્કારની પ્રાવના કરી કે 'મારો નમસ્કાર હો'

<u>સાધનાની કક્ષા ત્રણ ઈચ્છાયોગ-શાસ્ત્રયોગ-સામર્થ્ય યોગ</u> — નમસ્કાર ત્રણ રીતે થાય જેમ ઈચ્છાયોગનો પ્રારભિક નમસ્કાર છે, તેમ શાસ્ત્રયોગનો પણ નમસ્કાર છે, અને તેથી ઉચો સામર્થ્યયોગના

પણ નમસ્કાર છે "ઇક્કોવિ નમુક્કારો જિણવર વસહસ્સ વદ્ધમાણસ્સ-જિનવરમાં શ્રેષ્ઠ શ્રી વર્ધમાન સ્વામીને કરેલા એક પણ નમસ્કાર સંસારસાગરથી તારે છે' આ સામર્થ્યયોગના નમસ્કારની વાત છે એ જ તત્કાલ કેવળજ્ઞાનરૂપી જીવનમુક્તિ લાવી આપે છે ઈચ્છાયોગના નમસ્કારથી જો મોક્ષ સીધો મળતો હોય તો પછી દીર્ઘકાળ સુધી આ તપ-જપ કોણ કરે ? નમસ્કાર કર્યો એટલે પત્યુ, મોક્ષ મળી ગયો ! જીવનો સ્વભાવ સુકોમળ છે સુકોમળ એવો કે, દા ત એક બાજુ ભાખરાના મોટામોટા ટૂકડા અને એમા સાકરના આખા નાખેલા ટૂકડાનો બનાવેલો લાડુ, અને બીજી બાજુ વાટેલી સાકર નાખેલો મુલાયમ ચુરમાનો લાડુ, એમ સામે આવ્યા તો બેમાથી કયો લાડુ ગમે ? સાકરના ને ભાખરાના ટુકડા ચાવવા પડે એવો લાડુ, કે મોમા મુકતા જ જીભ પર સીધો રસદાર સ્વાદ છૂટે એવો મુલાયમ લાડુ ? બીજો જ કહેવાના તો પછી ઈચ્છાયોગના નમસ્કારથી મોક્ષ મળી જતો હોય તો કોણ બીજી માથાફોડ કરે ? ઈચ્છાયોગથી મોક્ષ મળે ખરો, પણ એમાથી આગળ વધીને શાસ્ત્ર કહે છે 'તુ જ્યારે સામર્થ્ય યોગની સાધનામા આવી નમસ્કાર કરે, પછી મોક્ષ મળે' તે પણ જે શાસ્ત્રયોગના નમસ્કાર સુધી પહોચ્યો હોય તેને મળે તે શાસ્ત્ર યોગનો નમસ્કાર પણ તેને મળે કે જેણે ઈચ્છાયોગના ખૂબખૂબ નમસ્કાર કર્યા હોય

<u>ઉવમ-વ્રત-અતિમનિવાર</u> —અહીં નમસ્કારની વાત કરી, એ બીજી ક્રિયાની ઉપલક્ષણ છે (એટલે કે સૂચક છે) નવકારવાળી ગણીએ તે પણ એ રીતે, તપશ્ચર્યા વ્રત, પચ્ચક્ખાણ કરીએ તે પણ એ રીતે પહેલા ઈચ્છાયોગથી ખૂબ આરાધાય, અને શાસ્ત્રયોગ માટે પ્રયત્ન થાય પ્રારભમા ઈચ્છાયોગ, પુખ્ત સ્થિતિમા શાસ્ત્રયોગ, અને યોગનુ ફળ જે મોક્ષ તે પામવાની, અર્થાત્ કેવળજ્ઞાન પામવાની યોગસાધનાની અન્તિમમા સામર્થ્યયોગ.

## ઇચ્છાયોગનુ લક્ષણ

ઇચ્છાયોગનુ આ પ્રમાણે લક્ષણ બતાવવામા આવે છે

* "[1]कर्तुमिच्छो [2]श्रुतार्थस्य [3]ज्ञानिनोऽपि [4]प्रमादिन ।
[5]विकलो [6]धर्मयोगो य स इच्छायोग उच्यते ॥"

ધમપ્રવૃત્તિને ઇચ્છાયોગ કહેવાય છે

પણ તે (૧) વિકલ એટલે ખોડખાપણવાળો,

(૨) એવો પણ ધર્મયોગ એ ઇચ્છાયોગ છે ધર્મયોગ એટલે પુરુષાર્થ કરી સાધેલો ધર્મ, એ ઇચ્છાયોગ છે ધર્મની માત્ર ઇચ્છા એ ઇચ્છાયોગ નહિ વળી ધર્મયોગ પણ પરાણે થયેલો નહિ, કિંતુ

(૩) कर्तुमिच्छो—સ્વય જેને ધર્મ કરવાની ઇચ્છા વર્તે છે, એનો ધર્મ પુરુષાર્થ લેવાનો છે એટલુ જ નહિ કિંતુ

(૪) श्रुतार्थस्य એટલે ધર્મયોગનુ શાસ્ત્ર જેણે સાભળ્યુ છે તેનો ધર્મયોગ એ ઇચ્છાયોગ શાસ્ત્ર સાભળ્યા વિના મનમાની રીતે અને મનમાન્યો ધર્મયોગ થઈ જાય, એ નકામો છે એ ઇચ્છાયોગમા નહિ આવે. વળી માત્ર કરવાની ઇચ્છાવાળો અને શાસ્ત્ર સાભળનારો એટલુ જ નહિ ઉપરાત

(૫ ज्ञानिन—જે જ્ઞાની છે, અર્થાત્ સાભળેલા શાસ્ત્રને સમજનારો છે, એ મુજબ વિધિ અને પોતાની સ્ખલનાને સમજનારો છે, તેનો યોગ લેવાનો છે પાછુ જ્ઞાની હોવા છતા

(૬) प्रमादिन જે પ્રમાદી છે એટલે કે શાસ્ત્ર કહેલા યોગ્ય કાળને, તે તે ચોક્કસ આસનમુદ્રાદિને અને ચોક્કસ વિધિને જે પ્રમાદથી સાચવતો નથી,

આવો ધર્મયોગ એ ઇચ્છાયોગ છે

ઇચ્છાયોગ એટલે માત્ર ઇચ્છા નથી, પણ ધર્મનો પુરુષાર્થ છે, ધર્મની પ્રવૃત્તિ છે તે પણ સ્વેચ્છાથી એટલે રાજીપાથી કરાતી

* ૧ કરવાની ઇચ્છાવાળા ૨ આગમના શ્રોતા અને ૩ જ્ઞાની છતા ૪ પ્રમાદીની ૫. ખોડવાળી ૬ ધર્મપ્રવૃત્તિ, તે ઇચ્છાયોગ કહેવાય છે

પ્રવૃત્તિ છે વળી ઉચ્ચ કોટિનો ધર્મ કરવાની ઇચ્છા હોય, અને પ્રવૃત્તિ હોય, એટલા માત્રથી ઇચ્છાયોગમા પણ નથી અવાતુ, પરતુ જે ધર્મ કરવો છે, તેના પ્રથમ તેને જેણે ગુરુમુખે શાસ્ત્રોમાથી સાભળ્યો છે, સાભળીને પાછો જ્ઞાતા બન્યો છે તેથી 'એના અગે સાવચેતી અને વિધિવિધાન ક્યા? વિઘ્નો કેવા આવે? કેવી રીતે એનો સામનો થાય'—આ બધી વાતોનો જ્ઞાતા હોય અથવા સામાન્યથી કહીએ તો આગમનો શ્રોતા હોય. ખૂબ સમજવા ઇચ્છા યોગીની કક્ષામા આવવા માટે પણ કેટકેટલો અને કેવો કેવો પુરુષાર્થ જોઇએ છે

<u>અર્થ એટલે આગમ શા રીતે?</u> —અહિં 'શ્રુતાર્થ' એટલે સાભળ્યા છે આગમ જેણે એવો અર્થ કર્યો. એમા 'અર્થ' શબ્દનો અર્થ આગમ કેમ કર્યો? એટના માટે કે તેના દ્વારા તત્ત્વને અર્થાય છે, એટલે કે ઇચ્છાય છે, ઇષ્ટ બનાવાય છે, એની અપેક્ષા કરાય છે જેના થકી તત્ત્વની અભિલાષા રહે તેનુ નામ અર્થ 'અર્થ'નો અર્થ કર્યો 'આગમ'

<u>ઘણુ છતા ઇચ્છાયોગ?</u> —જેણે આગમનુ શ્રવણ કર્યું છે, તે શ્રુતાર્થ વળી શ્રવણ માત્રથી ન ચાલે શ્રવણ કરવા છતા, વસ્તુનો, વસ્તુના વિધિવિધાનનો, તત્ત્વનો જ્ઞાતા ન બને તો સારો ઇચ્છાયોગ નહિ સધાય માષતુષ મુનિ જેવા પણ પાચ મહાવ્રત, સમિતિ, ગુપ્તિ વગેરેના જ્ઞાતા તો ખરા જ નહિતર, <u>જાણે નહિ તો પાળે શુ?</u> ધર્મ કરવાની ધગશ થઈ, ગુરુ પાસે જઈ આગમનુ શ્રવણ કરે, ને એ શ્રવણમાથી જ્ઞાન મેળવ્યુ આટલુ છે, અને પાછો ધર્મ સાધેય છે એને શાસ્ત્રયોગ નહિ કહેતા ઇચ્છાયોગ કેમ કહો છો? કારણ એ છે કે એ તત્ત્વનો વેત્તા બન્યો છતા પ્રમાદી છે! પ્રમાદી હોવાથી તેનો ધનયો। કાળ-આસન-મુદ્રા વગેરેમા ખોડખાપણવાળો છે શાસ્ત્ર યોગીમા પ્રમાદ હોય નહિ તેથી એ ખોડખાપણ લગાડે નહિ. પણ

અહીં સાધક એટલા પ્રમાદને પરવશ છે કે ધર્મ યોગમા ખોડખાપણ લગાડી દે છે એ હિસાબે એ ઇચ્છાયોગી છે છતા એ સાચી ધર્મની અભિલાષાવાળો છે, તત્ત્વવેત્તા છે, એ વાતનો સ્વીકાર કરવામા આવે છે

<u>ઇચ્છાયોગમા ચાર ખાસીયત</u> —<u>કરવાની ઇચ્છા, શાસ્ત્રશ્રવણ, કર્તવ્ય બોધ અને પુરુષાર્થ-પ્રયાસ આ ચાર ખાસિયત ઉપર આ ધર્મ યોગનો અધિકાર છે, એમ કહેવાય</u> પણ પ્રમાદમા હોવાથી વિકલ દશાનો હોવાને લીધે ઇચ્છાયોગની સ્થિતિમા છે શાસ્ત્રયોગી તો પ્રમાદ નહિ નાખવાનો, આત્મસત્ત્વથી પ્રમાદ ત્યજવાનો તેથી તેનો ધર્મ યોગ વિકલ નહિ થવાનો, શાસ્ત્રાનુસારી થવાનો શાસ્ત્રાનુસારી એટલે શાસ્ત્રે જેવા કાળને, ક્ષેત્રને, દ્રવ્યને, અને ભાવને સાચવીને ધર્મ કરવાનો કહ્યો છે, તે મુજબ બરાબર સાચવીને કરે.

કાયોત્સર્ગયોગ કરવાનો, એટલે પછી કાયોત્સર્ગના દોષો વિનાનો અને પ્રતિજ્ઞાના પાલનથી કરવાનો જેટલા આગારો રાખ્યા તેટલાથી ઉપરવટ નહિ થઈને કરવાનો એ રીતે કરે અને તે પણ બરાબર જિનમુદ્રા સાચવીને, પ્રમાદને ત્યાગીને કરે તો તો શાસ્ત્રયોગનો સદુપયોગ થાય પાછુ આની ઉપર સામર્થ્યયોગ ન આવે ત્યાસુધી કેવળ જ્ઞાન ન મળે એનાથી આગળ વધી સામર્થ્યયોગને સાધવાથીજ એ મળે

<u>ઇચ્છાયોગમા ખુમારી કે સતોષ ખોટો છે</u> —જે શાસ્ત્રયોગ આટલો ઉચી કોટિનો છતા સીધો કેવળજ્ઞાન આપનાર નથી, તો તેનાથી નીચેનો ઇચ્છાયોગ તો સીધો મોક્ષ કેમ જ આપી શકે? આપણે એ ઇચ્છાયોગમા કદાચ આવ્યા હોઈએ તો એના પર ધર્મિપણાની કેટલી ખુમારી કરી શકીએ? એવો કેટલો સતોષ માની શકીએ, કે 'અમુક પ્રકારની સાધના મે કરી લીધી, હવે બસ, આપણે પામી ગયા?' સાચેસાચ ઇચ્છાયોગના ઘરની આપણી સાધના હોય, તોપણ શાસ્ત્રયોગની આગળ તો તે તુચ્છ છે, એ બરાબર લક્ષમા જોઈએ આજે તો આપણી સાધના ઉચી કોટિના ઇચ્છાયોગના

ઘરનીય નથી લાગતી, તો પછી આવી ઓટીબાબતી ઇચ્છાયોગની સાધના પર ખુમારી કે સંતોષ કોણ અનુભવી શકે? એ કે જે અજ્ઞાન હોય, અથવા ઇચ્છાયોગના ઘરમાં જ ન આવ્યો હોય તો પહેલાં શોધવું પડે કે આપણી પ્રવૃત્તિઓ ઇચ્છાયોગમાં છે કે નહિ? વિનયરત્ને સંયમ લીધું અને પાળે છે તો તે ઇચ્છાયોગની પ્રવૃત્તિ ખરી? ના, નહિ, કેમકે ઇચ્છા ધર્મયોગની નથી, ઇચ્છા તો ઉદાયી રાજાને મારવાની છે. બગલો ધ્યાનથી ઊભો રહ્યો, તે ધ્યાન કહેવાય? ના, તે કુધ્યાન છે. માટે કહો કે પહેલાં યોગના ઘરમાં આવવા ધર્મયોગ સાધવાની પવિત્ર ઇચ્છા જોઈએ.

આમાં પણ ચારિત્ર માટે બે વાત —બદદાનતથી વિનયરત્ન કાલિકસૂરિજી મહારાજ પાસે આવ્યો, કહે છે, "ચારિત્ર આપો"

"કેમ વારુ?"

"અસાર સંસારમાં શું મજા છે?"

"પાળી શકીશ?"

"હા, બરાબર!"

સૂરિજી મહારાજે એને ચારિત્ર આપ્યું. કેમ? જો કે આમ તો દીક્ષાની યોગ્યતા માટે સોળ ગુણ કહ્યા છે, પરન્તુ સામાન્યતઃ બે વાત જેનામાં દેખાતી હોય, એ ચારિત્ર માટે યોગ્ય ગણાય. પ્રખર ન્યાયવિશારદ ઉ. શ્રી યશોવિજયજી મહારાજે અધ્યાત્મસારમાં કહ્યું છે કે यो बुद्ध्वा भवनैर्गुण्य धीरः स्याद् व्रतपालने। स योग्यो એક તો સંસારની નિર્ગુણતા અર્થાત્ અસારતા-અપકારિતા જેને સમજાઈ છે, અને બીજું જેનામાં વ્રત-પાલન કરવા જોગી ધીરતા-સ્થિરતા હોય, તે યોગ્ય છે. ગમે તેમ થાય પણ વ્રત મૂકે નહિ, તે વ્રત-પાલનની ધીરતાવાળો, અને બીજું 'સંસાર કોઈ પૂણામાત્ર ગુણકારી નથી' એવી એની નિર્ગુણતાના સચોટ ભાનવાળો,—તે દીક્ષા લેવા માટે યોગ્ય છે. કોઈ આત્મામાં સર્વવિરતિના સાચા ભાવ

છે કે નહિ, તે તો કેવળી સર્વજ્ઞ પરમાત્મા જ જોઈ શકે. છદ્મસ્થનુ એ ગજુ નહિ માટે છદ્મસ્થોએ આ જોવાનુ કે સામો સંસારની અસારતા સમજે છે? અર્થાત્ સંસાર એ નિર્ગુણ છે, જરાય ગુણકારી નથી, એવુ એને લાગ્યુ છે? તેમ, એ વ્રત પાળવા માટે અનાબર મજબુત છે?

## 'એકાન્ત નિશ્ચયનયનુ ખંડન'

<u>એકલા હૃદયના ભાવ પર ચાલનારને મતે શાસનનો વિચ્છેદ</u> —

પ્રશ્ન —કોઈ એમ આક્ષેપ કરે કે સર્વવિરતિના પરિણામ (આતરભાવ) નહિ હોય તો વેશથી શુ કરશો? દીક્ષા નકામી જશે ભાવ વિના ગુણસ્થાનક હોય નહિ માટે ભાવ પર આધાર રાખો!"

ઉ૦ —પૂ ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે 'પણ જો એવુ જોવા જઈએ, તો શાસનનો ઉચ્છેદ થઈ જાય. કેમકે હૃદયના ભાવ જોવાનુ છદ્મસ્થનુ ગજુ નથી એમ છતાય અમે તને પૂછીએ છીએ કે જેનામા સર્વવિરતિના પરિણામ હોય, તેને પછી દીક્ષા–વેશ આપીએ તો જ ક્ષપકશ્રેણિ માંડે એવુ તું માને છે? ના, વેશ વિના જ ભાવથી ક્ષપકશ્રેણિ અને કેવળજ્ઞાન મળેલુ છે તેથી વેશની જરૂર ન રહી પછી તો ભગવાન જેવા પણ ગૌતમસ્વામીને દીક્ષા ન આપી શકે! કેમકે ભગવાન જુએ કે ઇન્દ્રભૂતિજીને સર્વવિરતિના ભાવ થઈ ગયા છે, એટલે કહે કે 'એમને હવે દીક્ષા લેવાની જરૂર નથી ક્ષપકશ્રેણિ પણ એમ જ ભાવથી થઈ જશે' આમ આખો દીક્ષા આપવાનો વ્યવહાર બંધ, એટલે પછી શાસન જેવુ શુ રહ્યુ? <u>એકલા ભાવ પર મદાર બાંધી બાહ્ય વ્યવહારનો નાશ કરનારા એ તો શાસનનો વિચ્છેદ કરનારા છે</u> કેમકે એમને તો બાહ્ય વેશ, બાહ્ય સાધુચર્યા, ગૃહસ્થોથી જુદી પડતી સાધુસંસ્થા વગેરે જરૂરી ન રહ્યા કારણ, ભાવ ન હોય તો બધુ નકામુ, અને ભાવ હોય તો તે બધુ બીનજરૂરી જ્યારે અહીં

ઘરનીય નથી લાગતી, તો પછી આવી બોડીબાખડી ઇચ્છાયોગની સાધના પર ખુમારી કે સંતોષ કોણ અનુભવી શકે? એ કે જે અજ્ઞાન હોય, અથવા ઇચ્છાયોગના ઘરમાં જ ન આવ્યો હોય તો પહેલા શોધવું પડે કે આપણી પ્રવૃત્તિઓ ઇચ્છાયોગમાં છે કે નહિ? વિનયરત્ને સંયમ લીધું અને પાળે છે તો તે ઇચ્છાયોગની પ્રવૃત્તિ ખરી? ના, નહિ, કેમકે ઇચ્છા ધર્મયોગની નથી, ઇચ્છા તો ઉદાયી રાજાને મારવાની છે બગલો ધ્યાનથી ઊભો રહ્યો, તે ધ્યાન કહેવાય? ના, તે લુચ્ચાઈ છે માટે કહો કે પહેલા યોગના ઘરમાં આવવા ધર્મયોગ સાધવાની પવિત્ર ઇચ્છા જોઈએ

સામાન્યથી ચારિત્ર માટે બે શરત —બદદાનતથી વિનયરત્ન કાલિકસૂરિજી મહારાજ પાસે આવ્યો, કહે છે, "ચારિત્ર આપો."

"કેમ વારુ?"

"સંસાર અસાર છે શું મઝા છે?"

"પાળી શકીશ?"

"હા, બરાબર!"

સૂરિજી મહારાજે એને ચારિત્ર આપ્યું કેમ? જો કે આમ તો દીક્ષાની યોગ્યતા માટે સોળ ગુણ કહ્યા છે, પરન્તુ સામાન્યતઃ બે વાત જેનામાં દેખાતી હોય, એ ચારિત્ર માટે યોગ્ય ગણાય પ્રખર ન્યાયવિશારદ ઉ. શ્રી યશોવિજયજી મહારાજે અધ્યાત્મસારમાં કહ્યું છે કે या तुच्छा भवनैर्गुण्य धीः स्याद् व्रतपालने। स योग्यो એક તો સંસારની નિર્ગુણતા અર્થાત્ અસારતા-અપકારિતા જેને સમજાઈ છે, અને બીજી જેનામાં વ્રત-પાલન કરવા જોગી ધીરતા-સ્થિરતા હોય, તે યોગ્ય છે ગમે તેમ થાય પણ વ્રત મૂકે નહિ, તે વ્રત-પાલનની ધીરતાવાળો, અને બીજું 'સંસાર કોઈ ખૂણામાંય ગુણકારી નથી' એવી એની નિર્ગુણતાના સચોટ ખ્યાલવાળો,-તે દીક્ષા લેવા માટે યોગ્ય છે કોઈ આત્મામાં સર્વવિરતિના સાચા ભાવ

છે કે નહિ, તે તો કેવળી સર્વજ્ઞ પરમાત્મા જ જોઈ શકે છદ્મસ્થનુ એ ગજુ નહિ માટે છદ્મસ્થોએ આ જોવાનુ કે સામો અસારની અસારતા સમજે છે? અર્થાત્ સનાર એ નિર્ગુણ છે, જરાય ગુણકારી નથી, એવુ એને લાગ્યુ છે? તેમ, એ વ્રત પાળવા માટે શરીર મજબુત છે?

## 'એકાન્ત નિશ્ચયનયનુ ખડન'

<u>એના હૃદયના ભાવ પર ભાવનાને મતે શાસનનો વિચ્છેદ</u> —

પ્રશ્ન —કોઈ એમ આક્ષેપ કરે કે સર્વવિરતિના પરિણામ (આંતરભાવ) નહિ હોય તો વેશથી શુ કરશો? દીક્ષા નકામી જશે ભાવ વિના ગુણસ્થાનક હોય નહિ માટે ભાવ પર આધાર રાખો!"

ઉ૦ —પૂ ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે 'પણ જો એવુ જોવા જઈએ, તો શાસનનો ઉચ્છેદ થઈ જાય. કેમકે હૃદયના ભાવ જોવાનુ છદ્મસ્થનુ ગજુ નથી એમ છતાય અમે તને પૂછીએ છીએ કે જેનામા સર્વવિરતિના પરિણામ હોય, તેને પછી દીક્ષા-વેશ આપીએ તો જ ક્ષપકશ્રેણિ માંડે એવુ તું માને છે? ના, વેશ વિના જ ભાવથી ક્ષપકશ્રેણિ અને કેવળજ્ઞાન મળેલુ છે તેથી વેશની જરૂર ન રહી પછી તો ભગવાન જેવા પણ ગૌતમસ્વામીને દીક્ષા ન આપી શકે ! કેમકે ભગવાન જુએ કે ઈન્દ્રભૂતિજીને સર્વવિરતિના ભાવ થઈ ગયા છે, એટલે કહે કે 'એનો હવે દીક્ષા લેવાની જરૂર નથી ક્ષપકશ્રેણિ પણ એમ જ ભાવથી થઈ જશે' આમ આખો દીક્ષા આપવાનો વ્યવહાર બધ, એટલે પછી શાસન જેવુ શુ રહ્યુ? <u>એકલા ભાવ પર મદાર બાધી બાહ્ય વ્યવહારનો નાશ કરનારા એ તો શાસનનો વિચ્છેદ કરનાર છે</u> કેમકે એમને તો બાહ્ય વેશ, બાહ્ય સાધુચર્યા, ગૃહસ્થોથી જુદી પડતી સાધુસસ્થા વગેરે જરૂરી ન રહ્યા લાગ્યા, ભાવ ન હોય તો બધુ નકામુ, અને ભાવ હોય તો તે બધુ બીનજરૂરી જ્યારે અહીં

તો પૂર્વોક્ત બે લક્ષણ હોય, પછી ભાવ ન હોય તોય ભાવની ઇચ્છાથી ધર્મના નિયમનું પાલન કરતા કરતા ભાવ આવી જવાના, અને આત્મા આગળ વધી જવાનો. એમ અનંત આત્મા ઠેઠ મોક્ષે પહોંચી ગયા.

મહા જિનેશ્વરના શાસનમાં વ્યવહાર વિના નિશ્ચય નહિ – વીર પ્રભુએ જ્યારે 'કરેમિ સામાઇઅં' ઉચ્ચર્યું ત્યારે જ સર્વવિરતિના પરિણામ આવ્યા, પણ ઘર ત્યજીને વરઘોડે નીકળ્યા ત્યારથી નહિ. જો કે દીક્ષા લેવા માટે નીકળ્યા, ત્યારે બાહ્યમાત્ર ત્યજી દીધું છે, પણ ત્યાં સુધી પરિણામ નહિ! બધું ઉતારીને આપી દીધું ત્યાં સુધી પરિણામ નહિ! લોચ કર્યો ત્યાંસુધી પણ નહિ, કિન્તુ 'કરેમિ સામાઇઅં' ઉચ્ચરતી વખતે સર્વવિરતિના ભાવ જાગ્યા, અને ત્યાં જ મનઃપર્યાયજ્ઞાન પ્રગટ્યું. મનઃપર્યાયજ્ઞાન ૬ઠ્ઠે-૭મે ગુણસ્થાનકે મુનિને જ હોય. ભગવાનને મનઃપર્યાયજ્ઞાન દીક્ષા લેતા થાય જ એવો નિયમ છે. જ્યાંસુધી કરેમિ સામાઇઅં ઉચ્ચર્યું નહિ, અને છઠ્ઠું ગુણસ્થાનક સ્પર્શ્યું નહિ ત્યાં સુધી મનઃપર્યાય આવ્યું નહિ. એ બતાવે છે કે મુનિપણું અને દીક્ષાના ભાવ 'કરેમિ સામાઇઅં' વખતે આવ્યા. સંસારનો ત્યાગ, પાછી એની પ્રતિજ્ઞાનું ઉચ્ચારણ, એનું પાલન વગેરેનો વ્યવહાર આદર્યો એટલે જ જગતના પદાર્થો પર વિરક્તભાવ અમલી થયો, અને તે વિરતિમાં પરિણમ્યો.

વિરતિ ને વિરાગમાં ફેર : રતિ એટલે આસક્તિ, આકર્ષણ. વિરતિ એટલે જેમાંથી આસક્તિ-આકર્ષણનો ભાવ નીકળી ગયો છે તે. રાગ એટલે જગતના પદાર્થો વિષે હિતકારીપણાની બુદ્ધિ અને ઉપાદેયભાવ. એથી આત્માને એ હિતકારી અને ઉપાદેય લાગ્યા કરે. એ ભાવ ઊડી ગયા, તો વિરાગ. સંસારી આત્મા વિરાગી હોઈ શકે છે. સંસાર પર એને હિતકારીપણાનો ભાવ નથી. વિરાગી એમ નથી સમજતો કે સંસાર હિતકારી છે, કે આદરવા જેવો છે

સસારને એ નિર્ગુણ સમજે છે, અપકારી સમજે છે, છોડવા જેવો જાણે છે છતા હજી મોહના લીધે એના પર રતિ–આસક્તિ થાય થાય છે, જેમ હાક્ષા દરદીને કુપથ્ય પર વિરાગ છતા જીભને ખેચાણ થાય છે વિરતિમા આવ્યાથી જીવને જગતનુ ખેચાણ કે જગત પર આસક્તિ નથી રહેતી જાણે અહીંથી સહજભાવે સુગ થાય છે એવી વિરતિને લાવવા માટે આચાર–પાલનના વ્યવહારની જરૂર છે

નિશ્ચય એ સ્ટેશન છે, વ્યવહાર એ મુસાફરી છે —

દીક્ષા એ પણ વ્યવહાર છે ઉપાશ્રયમા રહેવુ તે પણ વ્યવહાર છે વ્યવહાર વિના ભાવ ન જાગે એકલા નિશ્ચયથી કોઈની મુક્તિ થઇ નથી વ્યવહારનુ નિમિત્ત પામીને જ મોક્ષ થાય છે ભરત ચક્રવર્તી જેવામા જો કે અહી બાહ્ય દીક્ષાનો વ્યવહાર નહોતો દેખાતો તોય પૂર્વભવમા તો તે હતો જ સાચા જિનમતને શરણે જવા જે માગતો હોય, ને એને હૃદયથી સ્વીકારવા માગતો હોય, તે નિશ્ચયમા મુઝાતો નથી, વ્યવહારને મૂક્તો નથી અર્થાત્ વ્યવહાર અને નિશ્ચય બંનેને ધરે છે કેમકે નિશ્ચય આદર્શ છે, વ્યવહાર પ્રવૃત્તિ છે નિશ્ચય સ્ટેશન છે વ્યવહાર મુસાફરી છે અમ દાવાદ સ્ટેશન કઈ દિશામા છે, એ જાણ્યા વિના ગમે તેટલી મુસાફરી કરે, તે શુ કામ લાગે? તેમ, તે જાણ્યા છતા મુસાફરી જ ન કરે તો સ્ટેશનને દૂરથી માત્ર જાણવાનુ જ ને? પહોંચાય તો નહિ જ

નિશ્ચય–વ્યવહારની અન્યોન્ય અપેક્ષા —નિશ્ચયનુ લક્ષ હોય તો વ્યવહાર શુદ્ધ બને, અને વ્યવહાર શુદ્ધ બને એટલે નિશ્ચય ઉત્તતુ ને જાગતુ બને જેવી રીતે વ્યવહાર ધર્મક્રિયાઓ, આપણે અતરમા કેવો નિશ્ચય-ધર્મ પામ્યા છીએ, તેનુ પ્રતીક છે, તેમ નવો નિશ્ચય પામવા માટે એ સાધનરૂપ પણ છે નિશ્ચય વ્યવહાર ઉભયને માનનાર આ વિવેક કરી શકે બાકી એકનાને જ પકડનાર

તો આખી ભીત જ ભૂલે તીર્થંકરદેવ ગૃહવાસમા હોય છે ત્યારે પણ મહાવિરાગ અને ભેદજ્ઞાન ધરાવે છે કિન્તુ પોતાના જીવનમા પણ માત્ર એકલા ભેદજ્ઞાનથી નથી ચલાવતા એ પણ કહે છે કે, 'જેવુ ભેદજ્ઞાન છે, તે પ્રમાણે વ્યવહાર કરી દેવો જ જોઈએ જો શરીરથી આત્મા જુદો છે, તો માત્ર શરીર સાથે સબધ રાખનારા એના ઘરવાસનુ આત્માને હવે કામ શુ છે ? એ ગૃહવાસ ત્યજી જ દેવો જોઇએ ' એ હિસાબે એ પરમપુરુષ પણ સસારના સર્વ સબધો ત્યજી ભાવ સાથે ચારિત્ર વ્યવહાર આદરે છે ચારિત્રવ્યવહાર એટલે વિહાર, તપસ્યા સમિતિ-ગુપ્તિ અને મહાવ્રતોનુ પાલન વગેરે એનાથી નિશ્ચયરૂપ ભાવની વૃદ્ધિ કરી કેવળજ્ઞાન સુધી પહોચે છે

શુદ્ધ નિશ્ચય નય નો ભ્રામક શબ્દ —એકલા નિશ્ચયની વાત કરનાર થાપ આપે છે તે જે નિશ્ચય મનાવે છે, તેને જૈનશાસન સુનય નથી કહેતુ એવભૂત કેવો નિશ્ચય છે એવભૂત એટલે એ જ પ્રકારે બનેલો સાચો ઇન્દ્ર કયો ? ઇન્દન ક્રિયાવાળો, અર્થાત્ સિંહાસને બિરાજી ઇન્દ્રપણાની બરાબર સમૃદ્ધિ ઠકુરાઇવાળો—આ એવભૂત ઇન્દ્ર ત્યારે શુ સિંહાસનેથી નીચે ઉતર્યા પછી એ ઇન્દ્ર નહિ ? તો આ નય કહે છે કે 'એ ઇન્દ્ર નહિ' છતા સમભિરૂઢ અને શબ્દ નામના નિશ્ચયનય તથા વ્યવહારાદિ નયની અપેક્ષાએ તો એ ઇન્દ્ર કહેવાય છે એવભૂતની પ્રધાનતામા બીજાની ગૌણતા કરે છે બીજા નયનુ ખડન કરી પોતાનુ જ સ્થાપનારો—માનનારો નય એ કુનય જો કે આમ કહેવાય શુદ્ધ નિશ્ચયનય, પણ શુદ્ધનો અર્થ સમજો છો? શુદ્ધ એટલે અન્ય નયથી નિરપેક્ષ અર્થાત્ એકાત નિશ્ચયનય તો એકાત એ શુ જૈનશાસનને માન્ય હોય ? માટે શુદ્ધ શબ્દમા મુઝાતા ભરમાતા નહિ મુઝવનારા તો તમને કહેશે શુદ્ધ નિશ્ચય નય માનો પણ શુદ્ધ એટલે એકાત, અને એકાત એટલે જૈનેતર જૈનશાસનથી બાહ્ય

<u>વિચારણા પણ વ્યવહાર છે</u> —સંસારમા પણ એવભૂતની અપેક્ષાએ ચેતન કેવો? શુદ્ધ ચૈતન્યવાળો, નિરંજન નિરાકાર, અનંતજ્ઞાન ને અનંતસુખમય, અને કોઈપણ જાતના વિકલ્પ વિનાનો આવા નિશ્ચયનયના આત્માને શુ કરવાનુ? કાંઈ નહિ! તપ-જપ, વ્રત-નિયમ ચકખાણ એ તો વ્યવહાર છે પ્રતિમા, સાધુવેશ, સાધુક્રિયા, એ બધુ કયા શુદ્ધ નિશ્ચયના સ્વરૂપમા છે? માટે એકલા નિશ્ચય વાદીને એની જરૂર નથી લાગતી ત્યારે મુક્તિ શી રીતે થાય?

શુ કહે ત્યા? કહે છે કે નિશ્ચયનુ અવલબન કરવાનુ, પણ વ્રત-ક્રિયામા આત્મહિત વસ્તુ છે'-તે નહિ માનવાનુ! માત્ર આ સ્વપર્યાયની વિચારણા કરવાની

પણ આ ધતિંગ છે, અજ્ઞાન છે કેમકે આ <u>જૈનશાસનનો નિશ્ચય નહિ એનુ કારણ એ છે કે આ શુદ્ધ પર્યાયની વિચારણા</u> એ પણ વિકલ્પ છે, અને વિકલ્પ તે વ્યવહાર ગણાય <u>વિચારણા</u> માટે મન જોઇએ, અને મન એ પુદ્ગલ છે, અને પુદ્ગલનુ <u>આલબન એટલે શુદ્ધ નિશ્ચય નહિ</u> એના મતે તો વ્યવહારમા આત્મહિત માને તો મિથ્યાત્વ લાગે! તો પછી વ્યવહારરૂપ આત્મ પર્યાયની વિચારણા પણ કેમ કરાય? નિશ્ચયના શુદ્ધ સ્વરૂપમા તો શુદ્ધ પર્યાયોનુ કેવળજ્ઞાનથી થતુ આત્મપ્રત્યક્ષ આવે ત્યારે પ્રત્યક્ષને બદલે વિચારણા તો જે કંઈ જ્ઞાન બહાર હોય તેની કરવાની હોય, દા ત જગતમા માર્ગ પ્રત્યક્ષથી ખબર નથી, તો વિચારણા થાય છે કે માર્ગ કયો હશે? પણ અહિ તો શુદ્ધ પર્યાય પ્રગટ્યેથી આત્માને અનંતજ્ઞાનમા સમસ્ત ગુણ સમસ્ત જગત દેખાય છે તો વિચારવાનુ શુ રહે? તો કહો આત્મપર્યાયની વિચારણા કોને કરવાની? જેને તે પ્રત્યક્ષ નથી તેને એ વિચારણા એ શુ આત્માનુ નિશ્ચયસ્વરૂપ છે?

<u>અશુદ્ધિ એ પરદ્રવ્યની અસર છે</u> — જો કહો કે આત્મા હાલ અશુદ્ધ છે, તો એ અશુદ્ધિ શાથી? જો કર્મથી અશુદ્ધિ છે એમ

કહેશો તો કેમ તો પરદ્રવ્ય છે એની શી અસર આ ના પર થાય? તમે તો પર દ્રવ્યની પર દ્રવ્ય પર અસર નથી માનતા તો આ બધાનો સાર એ છે કે વ્યવહારથી અશુદ્ધિ માનવી જ જોઈશે, અને એને ટાળવા માટે ક્રિયાનો વ્યવહાર આદરવો જ પડશે આત્માના ગુણને સાચવવા માટે અપ્રમત્તપણે સમ્યગ આચારોમા રચ્યાપચ્યા રહેવુ જ જોઈશે

ગુણના માટે વ્યવહાર —કહો જો એ ગુણને સાચવવા માટે આપણો કેટલો અપ્રમત્તભાવ? 'દિવસ અને રાત્રે એવો સાવધાન રહું, કે આ મારા ગુણ ન જ જવો જોઈએ' પછી ભલે ગુણ સતોષ હોય કે ઉદારતા, નહિ તો તા હોય કે નમ્રતા, ભલે ગમે તે ગુણ પકડ્યો, પણ એને જવા દેવો નહિ એ નિર્ધાર ખરો? સાચો નિર્ધાર હોય તો એને સાચવવાનો વ્યવહાર અવશ્ય પાળવાનો ઉદ્યમ થાય મહાપુરુષોએ એજ રીતે ગુણરક્ષણ કર્યું છે

કર્મ તાન આપ્યા પછી બેસી રહો છો? —વિનયરત્નનુ ચારિત્ર ઈ ઠાયોગનુય નહોતુ કેમકે એમા ચારિત્રની શુદ્ધ બુદ્ધિ નહોતી એને તો ચારિત્રના બહાને ઉદાયી રાજાના મહેલમા ઘુસી રાજાની કતલ કરવી હતી ઈચ્છાયોગ શુ છે, ક્યાસુધી આત્મા પહોચે ત્યાસુધી પણ ઈચ્છાયોગ નહિ અને હુજીય કેટલે આગળ જવુ જોઈએ એ પુરૂ વિચારવુ પડશે! બહાનુ કાઢો છો કે 'બનતું અમે કરીએ છીએ, કર્મની વેઠમા વધારે ક્યાથી થાય?' પરન્તુ વિચારજો કે શુ આટલુ જ બને એવુ છે, કે ધારો તો વધારે બનાવી શકો એમ છો? ત્યારે એ પણ જોજો કે શુ કર્મ કર એટલુ જ થાય? આપણે એને સર્વથા પરાધીન? શું કર્મ તાન આપ્યા પછી બેસી રહો છો? કે દવાદારૂ વગેરેથી તાવન કાઢવા મથો છો? કર્મ જીવન વા નાર તમાચ મારી જાય, એની સામે જૈન શાસન એવા કિમિયા બતાવે છે કે તમે એને તમાચ મારી શકો.

કર્મના ઉદય કેવી કેવી રીતે પીડે છે, છતા એમા ધર્મનુ શરણ લઇ આત્માએ પણ પોતાના ભવિષ્યને સુધારના કેના કેવા વ્યવહાર કરવાનુ શાસને બતાવ્યુ છે, તે ખૂબ વિચારો-આદરો, તો માત્ર ઇચ્છાયોગ નહિ કિન્તુ શાસ્ત્રયોગ-સામર્થ્યયોગમા ચઢી અનંત સુખી બનશો

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિ ભગવાન શ્રી હરીભદ્રસૂરિજી મહારાજાએ યોગદૃષ્ટિસમુચ્ચય રચનાના પ્રારંભમા મગલ માટે ઇચ્છાયોગથી નમસ્કાર કર્યો છે જો, આવા સમર્થ શાસ્ત્રકાર અને સયમ અવસ્થામા રહીને સસારની કોઇ જજાળ જે નથી રાખતા, તેવા ઉત્તમ ચારિત્ર પાળનાર જ્ઞાની ભગવત કહે છે કે 'અમે નમીએ છીએ ઇચ્છાયોગથી હજુ અમારામા શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગનો નમસ્કાર કરવાની શક્તિ નથી આવી'

વિકથાવિષય-પાયાદિ પ્રમાદના યોગે અપૂર્ણ એવો જે ધર્મયોગ, એનુ નામ ઇચ્છાયોગ છે ત આવા શાસ્ત્રકાર મહર્ષિ ક્યા વિકથા કરવા ગયા હશે? તેમને પણ શુ વિષયો પીડી જતા હશે? છતા કહે છે કે આ મારો ધર્મયોગ ઇચ્છાયોગના ઘરનો છે' એટલે હવે આપણે આપણી ધર્મચર્યા પર કેટલી ખુમારી કે સંતોષ અનુભવી શકીએ તે વિચારવાનુ છે જીવને ધર્મની બાબતમા કા તો ખુમારી છે કે 'હુ જાણે કેટલા બધો ધર્મ કરુ છુ!' અથવા સતોષ છે કે 'આપણે કરીએ છીએ તે ઘણુ છે' ત્યારે અહીં તો શાસ્ત્ર શુ કહે છે? કોઈ ઇચ્છાથી ધર્મ સાધતા હોય તેમા ધર્મનુ સ્વરૂપ અધિકાધિક જાણવા માટે આગમનુ શ્રવણ પણ કર્યે જાય છે શ્રવણ પાછુ નકામુ ન જાય તે માટે તત્ત્વજ્ઞાનને મેળવતો જતો હોય છે શ્રવણ એકનુ કોરુ ન જોઇએ, તત્ત્વજ્ઞાન સાથે જોઇએ અર્થાત્ ઇચ્છાયોગ માટે-પહેલુ, સાધના કરવાની ઇચ્છા જોઇએ, બીજુ આગમનુ શ્રવણ જોઈએ, અને ત્રીજુ શ્રવણ કરીને તત્ત્વજ્ઞાન મેળવેલુ જોઇએ આ ત્રણ વસ્તુ સાધેલી હોય છતા તેને પ્રમાદાદિ નડતા હોય તેથી નમસ્કાર ખોડખાપણવાળો કરતો હોય છે માટે શાસ્ત્ર એને

ઇચ્છાયોગ કહે છે છતાય તેનો નમસ્કાર અહિંયા ધર્મયોગમા નાખ્યો છે ઇચ્છાયોગની નીચેના પૌદ્ગલિક આશંસાયોગ કે ક્યાયયોગ એ ધર્મયોગ નથી 'ફલાણો શુ દાનથી કીર્તિ ખાટી જતો'તો? હુ વધુ દાનથી એને બતાવી આપુ,' એમ કરી દાન દે, એ અભિમાન ક્ષાયયોગ થયો

તો પહેલુ એ વિચારવાનુ છે કે જો ધર્મયોગોને કરીએ છીએ, તો એના માટેની ધગશ કેટલી છે? દર્શન કરવા જઈએ છીએ સામાયિક-પ્રતિક્રમણ કરીએ છીએ, નવકારવાળી ગણીએ છીએ ત્યા ધગશ રાખીએ છીએ, પણ તે ધગશ એની કે બીજાની? 'મારે પરમાત્માના દર્શન કરવા છે,' એ ધગશ છે?, કે 'ક્રિયા પતાવવી એ ધગશ છે?' શુ પતાવવાનુ? મોમા પાણી ઘાલવા માટે દર્શન પતાવવાના, એમ? મન ક્યા જઈ રહ્યુ છે? ક્રિયાની પતાવટ પર, વ્યવહારના પાલન પર, શ્રાવકપણાનો આચાર 'પતાવવા' પર! અરે મહાનુભાવ! પતાવવા જેવી તો સંસારની વેઠ કે ઉત્તમ ધર્મક્રિયા? જેનાથી ભાવી અનંત કાળ સુધરી જાય એવી તરણતારણ ધર્મક્રિયા તો કેમ વધુ કરૂ, સારી કરૂ, નિગતે કરૂ એવુ થવુ જોઈએ

ઇચ્છા કેવી જોઈએ? —ઇચ્છાયોગમા શુ લાવવુ છે? મનમા થાય કે 'મારે પ્રભુની પૂજા કરવી છે પૂજાની ક્રિયા તો પહેલી કરવાની છે પ્રભુ-પૂજન વિના કાયા અને મન પવિત્ર ક્યાથી બને? ત્યારે એ વિના દિવસ કેમ જાય?'

પછી શાસ્ત્ર શા માટે સાભળવુ છે? કહો કે 'તે વિના આત્મા કેમ સુધરે?'

શુ સમજ્યા? શાસ્ત્રોનુ શ્રવણ આગળ વધવા માટે છે, ત્યાને ત્યા ઉભા રહેવા માટે નથી એટલુ જો ધ્યાનમા આવી જાય તો ઇચ્છાયોગની આ ક્રિયા પણ આત્માને ખૂબ જ આગળ લઈ જાય તમને ધર્મ કરવાની શુદ્ધ ઇચ્છા હોય, શુદ્ધ ધર્મ કરવાની જ ધગશ હોય, તો જ ઇચ્છાયોગની સાધનામા આવી શકો, નહિતર નહિ જગતમા સંમૂર્છિમ ક્રિયા કરનારા હોય છે, વિષક્રિયા કરનારા હોય

છે, પણ એ ઇચ્છાયોગમા નહિ ગણાય કેમકે શુદ્ધ ધર્મની સાચી ઇચ્છા નથી ગતાનુગતિ ક્રિયા કરે એના કરતા સાદામ એમ વિચારે કે "નવકારવાળી વિના મારે ચાલે જ નહિ," એમ વિચારવામા શુ વાધો નડે ? ગભરાશો નહિ કે ઉત્કૃષ્ટી ઇ છા તો અમારામા નથી આવતી કેમકે ઇચ્છા અને ઉલ્લાસની ઘણી કક્ષાઓ છે એમા મધ્યમ કક્ષા પણ ચાલે માત્ર ક્રિયા શા માટે કરીએ છીએ, એનુ ચોક્કસ નિશાન કરવાની જરૂર છે

કોઈ પૂછે 'કેમ કંદમૂળ ખાતા નથી ?' તો શુ એનો જવાબ એટલો જ કે 'બાધા છે ?' ના, એમ નહિ ત્યા કહેવાનુ કે

'કંદમૂળમા જીવહિંસા ઘણી, માટે એ ખવાય જ નહિ'

કોઇ નિયમ લઈને કાર્ય શરૂ કર્યું પછી રોજ શુ વિચારવાનુ ? એજ કે 'અમારે હવે તૃષ્ણાનું પાપ કાઢવા માટે ઓછામા જ ચલાવવાનુ, એમ અમે નક્કી કર્યું છે આનાથી વધુ નહિ જ વાપરવાનુ

બાધા કરીને કાઈ પણ છોડયુ છે શા માટે ? ઓછામા ચલાવવા માટે, ઇચ્છાઓ પર અને જરૂરીયાતો પર કાપ મૂકવા માટે

પ્રભુના દર્શન શા માટે કરો છો ? એ પ્રશ્નના ઉત્તરમા કહેવાનુ કે 'પ્રભુના જ દર્શન કરવા લાયક છે માટે'

જૂઠું ન બોલતા સાચુ શુ કામ બોલો છો ? એમ કહેવા માટે કે 'માનવ જીભે જૂઠું બોલાય જ નહિ, સત્ય જ બોલાય માટે જૂઠુ નથી બોલતા.'

વ્રત-ક્રિયા આદિના ઉદ્દેશ અંગે અંદર ઉતરીને વિચારશો તો પોતાની પામરતા જરૂર દેખાશે અજ્ઞાનતા એવી છે કે સ્ટેશન નીજ ખબર નથી એટલે પચીસ વર્ષ પહેલાનુ જે સામાયિક, પૂજા, કે દર્શન, તે જ આજે છે ! કદાચ એમેય હોય કે પૂર્વે જે ધગશથી થતુ હતુ તે ધગશ આજે નહિ હોય પહેલવહેલા સિદ્ધગિરિદાદાના દર્શને આંખમા આંસુ હશે, પણ પછી નહિ ! ઇચ્છાયોગના ઘરની પહેલી શરત

એ કે 'ધર્મકાર્ય કરવાની ઇચ્છાથી અને યશથી કરીએ' માટે સતત ધ્યાન એ જ જોઈએ કે જીવનની કિંમત ધર્મ સાધવા માટે છે કે માનવની લાયકાત ધર્મ સાધવામાં છે, કર્મ સાધવામાં નહિ ધર્મની ઈચ્છા શી રીતે થાય? એમ વિચારીને થાય કે કાળ જીવનું બધું ખેંચી જાય છે, તેમાંથી બચાવવાનું ધર્મકાર્યથી બનશે દિવસ પર દિવસ ઉગે છે, એ પસાર તો થાય જ છે, પણ પાપમાં! ગઈ કાલનો કોઈ મહાન મહાત્મા કે બદમાશ હોય, પણ બન્નેને નવું પ્રભાત મળે એટલે અહોરાત્રની નવી કોરી કરન્સી નોટ મળે! હવે તેનો જેવો ઉપયોગ કરવો હોય તેવો કરી શકે છે જીવની લાયકાતી જોઈએ કે તણાઈ જતામાંથી બચાવી લેવું સવારે ઊઠ્યા ત્યારે ચોવીસ કલાકની જે ભેટ મળી, તેમાં અખંડ ત્રીસ સામાયિક કરવાની ભેટ છે ચોવીસ કલાકમાં તો પૂજા, દર્શન, વ્રત, પચ્ચક્ખાણ, તપ-જપ વગેરે અનેક જાતના ધર્મ કરવાની તક છે! પણ સાંસારિક સમયમાંથી એવું કેટલું બચાવવાની પડી છે? મકાન, તિજોરી, બધું સલામત હોય, પણ માત્ર એ પૈસાની સાવરણી ય ન ખોવાય, તેની પણ કેટલી સલામતી રાખો છો? ત્યાં તો એક્કેય તણાઈ જવું ન જોઈએ અને અહિંયા બધું તણાઈ જાય, છતાં બચાવવાની વાત નહિ!! કેમ આમ? 'મનુષ્ય જીવન તણાઈ જતી શક્તિ, સામગ્રી અને સમયમાંથી બચાવી લઈ ધર્મમાર્ગે જોડવા માટે છે, એમ કરી આત્માને દુર્ગતિમાંથી બચાવી લેવા માટે છે' તે વાત નક્કી નથી કરી જો એમને બરાબર વિચાર કરો કે કાળ તમારા જીવનમાંનું કેટકેટલું તાણી જાય છે, તો એની ભયાનકતા ગજબની લાગે માનવજીવનનો એકેક દિવસ જે મળે છે, તેમાં કેટલુંય સારું શક્ય હોય છે, પરંતુ એના બદલે એકેકે દિવસનો કાળ તમારા જીવનમાંનું ઘણું ઘણું ઉલટા રસ્તે તાણી જાય છે. અફસોસ! કે હજારો દિવસોની તો કેટલી ગજબની ખોટ!

શું શું તણાઈ રહ્યું છે? ૧ માનસિક શક્તિ —પહેલું તો એ કે આ માનવના અવતારમાં આટલી સમજશક્તિ વિચારશક્તિ મળી છે, તો એથી મારામાં મારી તત્ત્વવિચારણા કરી શકો આમ ચિંતવન, મૈત્રી આદિ ચાર કે અનિત્યતાદિ બાર ભાવના ભાવી શકો. આજ્ઞાવિચયાદિ શુભ ધર્મધ્યાન ધ્યાઈ શકો. પણ વિચારો કે એના બદલે અતત્ત્વની ભાંજગડમાં, તુચ્છ જડ પદાર્થોની ચિંતવનામાં, અને ખોટી હર્ષ-શોક-ભય તથા મોહની લાગણીઓમાં જીવન કેવું તણાઈ રહ્યું છે? એમાં સમજશક્તિ અને વિચારશક્તિ કેવી વેડફાઈ રહી છે? જીવને કાળજી હોય તો શું આમાંથી કાંઈજ બચાવી શકાય એવું નથી? કાળજી ચીવટ હોય તો આડે માર્ગેથી ઘણીય શક્તિ વેડફાતી બચાવી શકાય એમ છે ખરાબ વિચાર, ખરાબ ચિંતવન, ખરાબ ભાવના આવતા પહેલા ઝટ સારી વસ્તુ મનમાં ગોઠવી શકાય એમ છે એટલે તરત તણાતું બચે

૨ તણાઈ જતા પૈસા —બીજું, જુઓ કે કાળ તમારા જીવનમાં ધનની કમાણીમાંથી કેટલુંય બધું પાપમાં તાણી જાય છે કેટલું ખરચામાં, કેટલું ફેશનમાં, અને કેટલું એશઆરામી માટે ખેંચાઈ જાય છે? આ પાયધુનીથી જરા ધોબીતલાવ જવું છે ઝટ મનને થશે કે 'ચાલો, ટ્રામ, બસમાં બેસી જઈએ.' શી જરૂર હતી ભાઈ? ચાલી નાખ, પાંચ સાત મિનિટનો રસ્તો છે એ રીતે બચેલા પૈસા કોઈ દેરાસરમાં, પૂજામાં, કે સાત ક્ષેત્રની પેટીમાં નાખજે-તો એ તણાતું બચ્યું ગણાશે આ સિવાય તો ઘણું ઘણું તણાઈ રહ્યું છે જરા પેટ કે માથું દુખ્યું, ત્યાં એમાં દિવસ ધીરજ ધરી ઉપવાસ ખેંચી કાઢે તો મટી જાય એમ હોય, પણ નહિ એ તો ઝટ ડૉક્ટરના ઘેર દોડવાનો રૂપિયો દવાનો, બે રૂપિયા ઈંજેકશનના, ત્રણ રૂપિયા મોસંબીના, એમ ધનને તણાઈ જવા દેવામાં સંકોચ નહિ! માત્ર હિસાબ ગણવાનો જ્યાં આત્માનો બચાવ છે ત્યાં. એટલે ક્યાં? નથી જાણતા? પ્રભુ પૂજાની સારી વસ્તુ ખરીદી

વાપરવામા, કોઈ ટીપમા લખાવવામા, દાનમા, જ્ઞાનમા, પ્રભુભક્તિમાં ગુરુભક્તિમા, સાધર્મિકભક્તિમા, અનુકંપા કરવામા, જ્યા આ બધે ખર્ચવુ એ બચેલુ બને છે, ત્યા ખર્ચતા હિસાબ ગણવાનો! વધુ ન ખર્ચાઈ જાય એ ધ્યાન રાખવાનુ! ત્યારે સંસારમા વાહ તમારી તાણાઇ જવાની ઉદારતા! સંસારના બિનજરૂરી ખર્ચામા આણુ ને આણુ તણાઈ જાય ત્યા કાઈ વિચાર નહિ?

૩ તણાઈ જતી શરીર શક્તિ —હજુ વિચારો કે કેટલુ ઉન્માર્ગે તણાઈ રહ્યુ છે શરીરની શક્તિઓ ઘણી ઘણી સારી પ્રવૃત્તિમા જોડી શકાય એમ છે, પણ એના બદલ ફોગટ પ્રમાદમા વિકથાકષાયના પોષણમા, નિદ્રા કુથલીમા, આરંભ સમારંભમા, સાંસારિક દોડધામમા શરીર-શક્તિઓ તણાઇ રહી છે એના બદલે દેવગુરુ અને ધર્મની સેવામા શુ કેટલીય શક્તિઓ ખર્ચી શકાય એમ નથી? ત્યા શુ સારા માર્ગે, પરમાર્થના કાર્યમા, સુકૃતમા તે શક્તિઓ વાપરી શકાય એમ નથી? બજારમા શાક લેવા ગયો, તાવ, ત્યારે બજારમા દહેરાસરના દર્શન પણ કરતો જાઉં, એવુ ન કરી શકાય? શુ છાપાના વાચનને બદલે ધર્મપુસ્તક ન વાચી શકાય? કસરતને બદલે પ્રતિક્રમણ કે ખમાસમણા ન બની શકે?

તણાતા સામગ્રી અને સંયોગો —પોતાની ચીજ-સામગ્રી અને સયોગો સસારના ફંડલામા કેટલા બધા તણાઈ જાય છે! તો એને ધર્મખાતામા કે પરોપકારમા વાળી બચાવુ, એવી ધગશ હોય તો કેટલો બચાવ કરી શકાય એમ છે? માત્ર લક્ષ જોઇએ, આવડત અને ઉદ્યોગ ઉદ્યમ જોઇએ આવડત હોય તો વિવેક કરી કરી બચાવવાના માર્ગ શોધી કઢાય, તે અનુસાર ઉદ્યમ થાય એવા ઉદ્યમથી દેખાશે કે આપણે માનેલી પાપ સામગ્રી અને પાપ સયોગ એ ખરેખર હવે તો ધર્મ સામગ્રી અને ધર્મસયોગ બની ગયા છે!

પુણ્યસામગ્રી —દા ત એજ માનવદેહનો ઉપયોગ દયામા દાનમા, તથા દેવ-ગુરુ-સંઘ-સાધર્મિકની પૂજા-ભક્તિ-વૈયાવચ્ચમાં

અને તપશ્ચર્યામાં જેટલો ધ્યાન, તેટલા પ્રમાણમાં પુણ્યોપાર્જન નીપજે છે એ હિસાબે એ દેહસામગ્રી પુણ્યસામગ્રી બની ગણાય. એમ જ ઇન્દ્રિયોનો સદુપયોગ થાય, એને અશુભમાંથી પાછી હટાવાય, પ્રશસ્તસ્થાનમાં નિયોજાય, તો એ જ ઇન્દ્રિયો પુણ્યસામગ્રી બને. દા. ત. ચક્ષુનો ઉપયોગ પર રૂપ જોવામાં, હિંસામાં ઉપયોગી થવામાં, ઈર્ષ્યાદિમાં થાય એ ચક્ષુ પાપ-સામગ્રી. પણ શાસ્ત્રવાચન, ઈર્યાસમિતિ નિરીક્ષણ, દેવાદિદર્શન, વગેરેમાં ચક્ષુનો ઉપયોગ થાય તો એ ચક્ષુ પુણ્ય સામગ્રી. એમ પ્રભુગુણગાન, ધર્મોપદેશ વગેરેમાં વપરાતી જીભ એ પુણ્ય સામગ્રી. ત્યારે તત્ત્વચિંતન, પરોપકાર ચિંતવના, ધર્મધ્યાન, વગેરે કરાવતું મન એ પુણ્ય સામગ્રી. તેમ જિનપ્રતિમાદિ સાત ક્ષેત્રમાં અને અનુકંપામાં ખર્ચાતી લક્ષ્મી એ પુણ્ય સામગ્રી.

પુણ્યસંયોગ :—તો સંયોગમાં પણ એવું જ છે. સારી પત્નીના સંયોગ જો ધર્મકાર્ય કરવામાં ઉપયોગી થયો તો તે પુણ્યસંયોગ. દુષ્પત્નીનો સંયોગ જો ધીરતા, ક્ષમા અને વૈરાગ્યકારી બન્યો તો તેય પુણ્ય સંયોગ. કપરા દેશકાળના સંયોગ જો ત્યાગમાં જોડનાર બન્યા, મોજશોખ ઘટાડનાર બન્યા, અને ધર્મમાં વધુ ઉદ્યમી કરનારા બન્યા, તો એ પણ પુણ્ય સંયોગ.

વિવેક :—બસ, આ ભેદ સમજી પાપરૂપ બનતી સામગ્રી કે સંયોગને આપણે પુણ્યરૂપ બનાવી શકીએ. માત્ર આપણા ધોરણ ફેરવવાની જરૂર છે. એ થાય તો તો લાગે કે આપણે તણાઈ જતું કેટલું ય બચાવી શકીએ છીએ! આ માટે કોઈપણ સામગ્રી કે સંયોગ અંગે થતી જલદી વિચારણા અને અધમ ધોરણમાં કઈ કઈ ભયંકરતા છે, અને એથી ઉલટું ઉત્તમ વલણ અને ઉમદા ધોરણમાં કઈ કઈ વિશેષતાઓ છે, એના આલોક પરલોકના અનેક દૃષ્ટિબિંદુથી વિચાર કરવો જોઈએ. ખેદની વાત છે કે એવી ઘણી સામગ્રી અને ઘણા

સંયોગો આજે આપણને મળ્યા છે કે જે ધરાસર પાપ સામગ્રીરૂપ અને પાપ સંયોગરૂપ બની રહ્યા છે!

હવે પાપ સામગ્રીના દાખલા જુઓ

પાપસામગ્રી —દા ત પહેલા નંબરની સામગ્રી માનવદેહ, એ કેવી ઊંચી સામગ્રી! પણ આજે એ ષટ્કાય જીવોના સહા-મય આરંભ-સમારંભમાં કારણભૂત બની ઘોરબંધ પાપકમાઈ કરાવી રહી છે ને? એટલે દેહ એ પાપસામગ્રી થઈ એજ માણે ઇન્દ્રિયો અને મન એ પણ વિષયોના સંગ અને કષાયોના સેવનમાં કારણભૂત બની સતત કર્મબંધ કરાવી રહ્યા છે, તેથી એ પાપસામગ્રી થયા એવુ જ લક્ષ્મી પણ ઘોર પાપસામગ્રી બની રહી છે, એ આજે પ્રત્યક્ષ દેખાય છે

પાપસંયોગ ના દાખલા પણ જુઓ કોઈને પત્ની સારી પ્રેમાળ મળી છે, તો એ પણ એને પાપસંયોગરૂપ નીવડે છે, જો એ એટલા મોહમાં ચકચૂર રાખે છે કે એના સિવાય બીજી દેવ-ગુરુ-ધર્મની લગની જ ન લાગવા દે, અને એની ખાતર અનેક પાપ-વેપારો, અભક્ષ્ય-સેવન, બીજાઓ સાથે કલેશ ટંટા વગેરે કરાવી પાપના થોક ઉપજાવે ત્યારે આવી પત્નીનો સંયોગ પાપ સંયોગ જ થયો ને? એથી ઉલટું જો એ કર્કશા પત્ની હોય, કુભાર્યા હોય, તો પણ એના સંયોગે પતિ કલેશ, કષાય અને શોક વગેરે દ્વારા કેટલાય પાપ ઉપાર્જશે, માટે પાપ રૂપ બીજી રીતે જુઓ કે ગામમાં કે દેશમાં, ધંધામાં કે મિત્રમંડળમાં અમુક પ્રકારના સંયોગ ઉપસ્થિતિ થાય, એના ઉપર પણ જીવો જો અઢળક પાપ બાંધશે, તે એ પાપસંયોગ થયા

પણ જો હવે જૈનશાસનની સમ્યક્ શિક્ષા લે તો એ આવડત આવશે કે જેથી એ પાપસામગ્રી અને પાપસંયોગોને ધર્મસામગ્રી અને ધર્મસંયોગોમાં પલટાવી શકાશે

આનો ખૂબ વિચાર કરવો જોઈએ એને નિરંતર હૃદયમાં રમતો રાખવામાં આવે પછી કદાચ તેમાં આલંબન સારું ન મળવાથી વિશેષ ઉદ્યમ ન કરી શકે, છતાં શુભભાવ તો ટકાવી શકે તેથી ઇચ્છાયોગમાં સારો નંબર લાગે ઇચ્છાયોગ શું માગે છે? આત્માના ઉદય માટે ધર્મ સાધવાની ઇચ્છા-'એ વિના મારે ચાલે જ નહિ કેમકે જીવનનું કર્તવ્ય આત્માનો ઉદય અને ધર્મ જ છે એમ નહિ કે ધર્મ ન કરીએ તો ખરાબ દેખાય, પૈસા ટકા ન મળે

કોઈ પૂછે બ્રહ્મચર્ય કે સદાચાર કેમ પાળો છો? તો કહીએ મારું જે આ જીવન છે, તે શીલ પાળવા માટે છે કેમકે એનાથી અનાદિના કુસંસ્કારો ભૂલાઈ ભૂસાઈ જાય છે પરંતુ મારું વ્રત ભાગે તો અમે કલંકિત થઈએ! લોકમાં અપ્રભાજના થાય,' તેવી જ માત્ર વાત નહિ! પણ 'માનવ થઈને શીલ ગુમાવીએ તો ખવામ ભવ ગુમાવ્યો, તક ગુમાવી' આ કર્તવ્ય સમજે એટલે પોતાના જીવનમાં શીલ પાળતા વાર નહિ આ નાથે ઇચ્છાયોગનો ધર્મ સાધવા માંડે, એટલે ધર્મમાંથી એને કોઈ ચલાયમાન ન કરી શકે

બાધામાંથી પતન કેમ? —માણસ પતન પામે છે તે કેવી રીતે? એ વિચારશે કે-'પ્રતિજ્ઞા છે, માટે પાપ નહિ કરવાનું' પણ એમ નહિ કે 'પાપ કરાય જ નહિ પાપના ભવ ગોજા, માનવનો નહિ' પછી અવસર આવે પ્રતિજ્ઞા ન ભાગે, પણ નવો રસ્તો કાઢે! ધારો કે બાધા છે કે 'જુઠું ન બોલવું' પણ જુઠનો પ્રસંગ આવ્યે છોકરાને બોલાવીને કહેશે કે, 'જો આ મારે તો નિયમ છે, પણ તું સમજ વર્તી લે!' કેવું પતન! અહીં જો એ સમજ્યો હોય કે 'જૈન માનવના જીવનમાં જુઠું ન જ બોલાય,' તો પોતે તો ન બોલે, પણ બીજા પાસેય ન બોલાવે એના બદલે 'મારે બાધા છે, માટે મારે જુઠું ન બોલાય' એટલું જ માની બેસે, એટલે એટલા સિવાય બધા દરવાજા ખુલ્લા! 'બીજાને એવી બાધા નથી તો એ જુઠું બોલી શકે મારે પણ જુઠું બોલવાની જ બાધા છે, બોલાવવાની બાધા નથી' આવા

લોચા વાળે ત્યારે કેમ પતન ન પામે ? 'ધર્મ જ કર્તવ્ય છે પાપ કરાય જ નહિ ' દાન શીલને માને તો બચે પાળે એમ સમજીને કે શ્વાસોશ્વાસ એ કાયાનો પ્રાણ છે, તેમ શીલ એ આત્માનો પ્રાણ છે શરીર નાશવંત છે, તે નાસ્તિકને પણ કબુલ કર્યે છૂટકો છે શરીર અને આત્માનો મુકાબલો કરીએ એટલે શરીરની કિંમત જ નહિ લાગે એટલે જો આત્માના શિયળનું રક્ષણ થતુ હોય, તો ભલે કાયા વહેલી પડી જાય ! પણ કાયાના રક્ષણમા શીલનુ ભક્ષણ થતુ હોય તો તે નહિ થવા દેવાનુ

પાપ ધોવાનુ આજ જ સુલભ છે — ઇચ્છાયોગનુ કર્તવ્ય શુ તાકાત આપે ? સુકોમળ કાયાથી પણ દાંતનટ દેખાડવાનુ બળ આપે ! કશાન દેખાતામા શૂરવીરતા લાવે ! સંવત્સરી પ્રતિક્રમણ કરવુ તે કર્તવ્ય છે, વર્ષભરના પાપ ધોવા છે, એ બુદ્ધિથી આવ્યા હોય તો સામાન્ય ગરમીની તો શુ તાકાત છે, પણ કોઈ વિશેષ ગરમી વરસે તો પણ વધાવવા તૈયાર ! પાપ ધોવાનુ અમારુ કર્તવ્ય છે માટે પ્રતિક્રમણ કરવુ જ જોઇએ ! આમ પાપ ધોવાનુ આ જ જીવનમા સુલભ અને શક્ય છે ! એ અમારા આત્માને શક્તિ અને આનંદ આપનાર છે, માટે એ સાધવુ જ જોઇએ એમ થશે

શીલભંગનુ પાપ નહીં જ થવા દેવુ, એટલે સુરસુંદરીને આપઘાતનો યત્ન કરતા, નદીના ઝંપાપાત કરતા કે મગરના મોમા ઝડપાઈ જતા વાંધો નથી લાગતો એમાંથી બચ્યા પછી ભારંડ પક્ષીએ એને ઉંચકી આકાશમા ઊડયે નાખ્યુ પણ વળી પાછી અદ્ધરથી જ છોડી આ આકાશમાંથી પડતી કોણે મૂકી ? ભારંડ પક્ષીએ ? ના, એના કર્મે !

પાપને પુણ્યકાર્યથી ધકેલો — કર્મ જીવની જે રઝળપાટ અને જે વિટંબના કરે છે, તેવુ જગતમા કોઇ કરતુ નથી કર્મ શિવાય કોઇ રઝળાવનાર કે કાયાની માટીમા જીવને ગૂંથનાર નથી કર્મ છે

કે તું કોઈ ઉંચી કોટિનો જીવ છે, તો શા માટે આપઘાત જેવું અધમ કામ કરવાને તૈયાર થાય છે?" વિદ્યાધરના હૃદયના બોલ સાંભળી એને ઠાર્ક વરપત વળી

સજ્જનને નવ વસ્તુ ગોપવવાની —

સજ્જન માણસો નવ ચીજોને છુપાવી રાખે છે એક તો આયુષ્ય તેને ગોપવી રાખવું જોઈએ એનો ખોટી રીતે વિનાશ ન કરવો જોઈએ બાકી હા, વ્રતનું ને ધર્મનું રક્ષણ કરતા પ્રાણ જાય તો વાંધો નહિ તે સિવાય નહિ આજે તો બાઈઓ ઘાસતેલ છાંટીને બળી મરે છે, અને ભાઈ પાટા પર સુઈને ખતમ થાય છે એ 'મરી ગયા મારા' એમ માને, પણ પછી શું ત્યાં ખોટી રીતના દુર્ધ્યાન કરીને કોઈ તિર્યંચ વગેરેનું આયુષ્ય બાંધ્યું હોય, ને માછલી થવું પડ્યું, પછી કોઈ નરેન્દ્રના ઘેર કડાઈમાં કકડતા તેલની અંદર તળાવાના વખત આવે ત્યારે?

બીજું ધન તેને ગોપવી રાખવું જોઈએ, જેમ તેમ ઉડાવવું જોઈએ નહિ ગોપવવું એટલે બિનજરૂરી બધા ખરચા બંધ કરીને, અને જરૂરીમાં પણ ખૂબ જ સાદાઈ અને ત્યાગ કેળવીને ગોપવી રાખવાનું, કે જેથી વધુ કમાવા માટે વધુ પાપ ન કરવા પડે

ત્રીજું ઘરનું છિદ્ર — એ કોઈને કહેવું નહિ. એ ગોપવી રાખવું છિદ્ર એટલે દોષ વગેરે ચોથું વિષયક્રિયા મોહરમત, એ પણ ગુપ્ત રાખવી સામાન્ય ચેષ્ટા પણ બે સિવાય ત્રીજો દેખતા હોય ત્યાં ન કરવી જોઈએ અરે! મોહનો સામાન્ય બોલ પણ ત્રીજો સાંભળતા ન બોલાય ત્યાં તો ગંભીર અને શિષ્ટ બોલ જોઈએ તો ત્રીજાના સાંભળતા પતિ પત્નીને વહાલી કહીને બોલાવે?

પાંચમું ઔષધ — એ પણ ગોપવીને વાપરવું નહિતર કોઈની નજર લાગી જાય

છઠ્ઠું દાન દેવાનુ— તે પણ ગોપવી ને જમણા હાથે દીધુ તે ડાબો હાથ ન જાણે !

સાતમુ માન—મળ્યુ હોય, તે પણ મનમા ગોપવી નાખવા | બહાર ગાતા નહિ ફરવુ

આઠમુ અપમાન —તેને પણ બહાર નહિ કહેવાનુ

નવમુ શીલ વગેરે આત્માના ગુણ, તેને બરાબર ગોપવી રાખવા એટલે કે એનુ બરાબર રક્ષણ કરવુ

તપ વર્ષોના 'ઘાતક લગભગ એક જ વખતનો' —અનતકાળનો ઇતિહાસ તપાસીએ તો દેખાય કે લાખો વર્ષના તપ તપનારા વિશ્વામિત્ર વગેરેને પણ રભા ઉર્વશીનુ એક મટકુ થયુ કે ભોગવાનુ મન થયુ ! સ્ત્રીની આખ અને અગોપાગના વર્ષોના લટકા નહિ, એક દિવસના નહિ, એક વખતનાય લટકા વર્ષોના તપને સાફ કરી શકે બ્રહ્મા એમ જ ચતુર્મુખ થયા ચાર ચાર માસ સિંહની ગુફા આગળ ઉભા રહેવાની હામ ખરી, પણ કોશા વેશ્યાની આગળ એક દિવસ પણ સ્વસ્થ શીલવતા ઉભવાની તાકાત નહિ ! જાતીય સબધોના અનાદિ સસ્કાર એવા છે કે વિજાતીય પાત્રો સબધમા આવતા જ વિકારનુ અવનવુ તોફાન જગાવ્યા વિના રહે નહિ તમે જો મર્યાદા મૂકો, નવવાડ બ્રહ્મચર્યની ચૂકો, એટલે મોહ કહે છે, "આવ હવે અમે તને માકડાની જેમ નચાવીએ ! પડી ભલે તુ સાધુવેશમા હો, પણ તારામા જો વિકાર સુલભ છે, તો ભક્તાણીનુ રૂપ કરી આવીનેય તને ઉચા નીચા કરી નાખીએ !"

બ્રહ્મચર્યના મૂલ્ય—આમા જીવને એ જોવા ની ફુરસદ કે પરવા નથી કે મોહના આવેશને પરવશ બની વિકારી થવામા આત્મામા મારુ શુ વધે છે? એમાય માનસિક રીતિએ આકર્ષા

મનને વિકૃત બનાવવામા કોઈ લાભ ? શુ કોઈ સમ્યગદર્શનનો, જ્ઞાનનો, ચારિત્રનો કે તપનો પર્યાય વધે ખરો ? ના, ઉલટો હોય તે હ્રાસ પામે તો પછી શા માટે વિકારી થવુ ? વિકારી થવામા આ માનવી ઉંચામા ઉંચી કોટિની મહાકિંમતી અને શરીરની રાજા સમાન ગણાતી ધાતુ જે વીર્ય, તે પાતળી પડી વિનાશને પામે છે એનાથી ઇન્દ્રિયોના તેજ ઘટે છે મગજની ગ્રહણ-ધારણ-વિચારણ શક્તિ હણાય છે, અને ધીરવીર હૃદય પણ દુર્બળ બને છે જગતમા જીવન જીવવાની મઝા હોય તો સાત્ત્વિક, સબળ અને તેજસ્વી ઇન્દ્રિયો તથા મનના ઉપર છે અબ્રહ્મચર્યના ભોગથી, વીર્યના નાશથી એ ઇન્દ્રિયો અને મનને નિઃસત્ત્વ, દુર્બળ અને માયકાંગલા બનાવી દીધા પછી જીવન જીવવામા શી મઝા ? પછી તો આયુષ્ય હોય એટલે જીવવાનુ તો ખરુ પણ ન્હાય એમ જ મુડદાલીયા જીવનથી પૂરા કરવા પડે ચક્ષુમા તેજ ન હોય, કાન બહેરા પડ્યા હોય, મગજમા સ્મૃતિ-ભ્રંશ રહ્યા કરે, તેથી ભૂલી જવાય, એટલુ જ નહિ પણ મગજની શક્તિ ઘણી મરી ગઈ તેથી મગજ સહેજ સહેજમા ઉશ્કેરાઈ જાય, તુચ્છ વિચારો કરી નાખે ગંભીર અને ઉંડા તત્ત્વચિંતન કરવામા એ તદ્દન અસમર્થ હોય આ તે કાંઈ જીવન છે ?

ત્યારે તમે બીજી પણ એક વાત સમજો કે બ્રહ્મચર્યનુ મમત્વ જો નથી, તો વિચારસરણી હલકી રહેવાની, અને કાર્યોમા સારી સફળતા નહિ મળવાની, કવિ કહે છે "અબ્રહ્મચારીનુ ચિંતવ્યુ કોઈએ સફલ ન થાય, પાપસ્થાનક ચોથુ વરજીએ"

વિચારસરણીની હલકાઈ એ રીતની કે સામે ગમે તેવા સદ્ગુણી પાત્ર હશે, એમા ગુણ જોવાને બદલે રૂપલાવણ્ય જોશે ! આત્માની સ્થિતિને બદલે ચામડાની ગોરાશ અને ગાલની સુંવાળીતા જોયા કરશે ! એમા પાછુ અન્યાન્ય કામ પાત્રોમા મુકાબલો કરી ટકા આંકશે

આ ળ વધીને કામની કલ્પના દૃષ્ટિમા ચડી ભાગસુખના કાઝનાના નીર જેવા વિકલ્પો કરશે ! વળવાનુ કશુ જ નહિ, પરન્તુ નતત વિચારણા વિષય ભોગની, વિષયના નાનનરઆપણાની ! ત્યારે બ્રહ્મચર્યના મમતાળુને અને અભ્યાસીને એ કોઈ લત નહિ તેથી શુદ્ધ શુભન્શ ન અને તત્વચિંતનના પવિત્ર ઉચ્ચ જીવન જીવના

અબ્રહ્મ સેવનમા એ પણ ખામી છે કે છતા તારક દેવગુરુને મૂકી કામના પાત્રની ખોટી ગુલામી ઉઠાવવી પડે છે, એની ખોટી શેહમા પડવુ પડે છે તેથી દેવગુરુ અને ધર્મને કા નનનર બનાય છે, આ રે તો ગૌણ કરાય છે ત્યાગ, તપસ્યા વગેરેને જતા કરવા પડે છે આના આના તો કઈ નુકસાનો ખડા થાય કે અનહાહા ! પ્રભુથી વીરના વારસદાર થવા છતાય આવી ભયકર નુકશાનીઓ વહોરવી પડે ત શા કારણે ? એક અબ્રહ્મચર્યના જ કારણે ને ? વિષયભોગના કારણે ને ? ત્યારે આ એ જ ભેદ જો દૂર કર્યો તો કેવી અદ્ભુત કમાણી હાથવેતમા છે ! કેવા સુદર અને સાચા વીરના વારસદાર બનાય છે ! અબ્રહ્મના હીન મયમા નિર્ભયતા પણ ઘણી નિર્ભળતા એટલે આત્માના લાભમા ઉતરવાની વાત નહિ, પાળથી નિશ્ચિતતા, પ્રસન્નતા અને મો સાન્તિતા નહિ આત્માના અસલી નિર્વિકાર અને જ્ઞાનમય સ્વરૂપની સામે લક્ષ રાખવાથી મમવાસના કાબુમા આવે છે સાથે, સુદર્શનશે, સ્થૂલભદ્રસ્વામી વગેરેના ચરિત્ર ખળ ખૂબ વિચા ના લાભદાયી છે

## ધર્મક્રિયાની સફળતા શામા ?

અનત ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિ ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ 'યોગદૃષ્ટિ સમુચ્ચય' પ્રથમ પરમાત્માને નમસ્કાર કરે છે ઇચ્છાયોગથી

ઈચ્છાયોગથી નમસ્કાર શા માટે ? એટલા માટે કે શાસ્ત્રયોગ ને સામર્થ્યયોગનો દાવો કરીએ એ સ્થિતિ અત્યારે આપણી નથી. એમ છતા ઈચ્છાયોગથી પણ નમસ્કાર કરવામા ન આવે તો તે નમસ્કાર નિષ્ફળ જાય

<u>સાધેલો ધર્મ સફળ, જો શુદ્ધિ, મુક્તિ અને સમૃદ્ધિ</u> — પ્રાથમિક નબરમા પણ ઇચ્છાયોગના ધર્મની ક્રિયા બનવી જોઈએ, તો જ માની શકીએ કે ધર્મક્રિયાની સફળતા જે મળવી જોઈએ તે મળશે <u>ધર્મક્રિયાની સફળતા એટલે ?</u> સ્વર્ગીય સુખ મળે તે નહિ, પણ આત્મામા શુદ્ધિ આવતી જાય, આત્મા વિકાસ પામતો જાય, મોહમય સસાર અને કર્મના બધનમાથી મુક્ત થતો જાય, પોતાના અનતસુખ-સમૃદ્ધિની નજીક પહોચતો જાય તેમા ધર્મક્રિયાની સફળતા છે ત્યારે જો આમા સાચી સફળતા હોવાનુ માનીએ, એટલે તો કોઈ દિવસ એવા નિરાશ થવાની જરૂર ન પડે, કે “ભાઈ, હુ માટલા તપ-દાન-શીલ કરે જાઉં છુ, છતા તેનુ કેમ કોઇ ફળ દેખાતુ નથી ? અથવા મને બધુ નિરાશા જેવુ કેમ લાગે છે ?” આવુ જે થઇ જાય છે, તેના કરતા જો એ સમજતો હોય કે ધર્મક્રિયાની સફળતા (૧) આત્માના દોષોની શુદ્ધિમા છે, (૨) જડની પરાધીનતામાથી આત્માની ક્રમશ મુક્તિમા છે, અને (૩) આત્માના ગુણવૈભવનો ઉત્તરોત્તર વિકાસ કરી મોક્ષની નજીક જવામા છે, તો નિરાશા નહિ લાગે કેમકે એ ફળ તો શુદ્ધ ધર્મક્રિયાથી સધાઈ જ રહ્યુ છે

<u>આત્માની શુદ્ધિમા શુ આવે ?</u> એ, કે જે દોષ અને દુર્ગુણોથી તથા કુવાસના-કુસસ્કારોથી આત્મા કલુષિત હતો, તે તે હવે ઓછા ઓછા થતા આવે, હ્રાસ પામતા જાય.

<u>મુક્તિ એટલે ?</u> આત્માને જે સસાર અને ઉપાધિઓ બાધીને ગુલામીમા નાખે છે, તેમાથી મુક્તિ, અર્થાત્ તેની પરાધીનતા પર કાપ-

આત્માની વિભૂતિની નજીક જવું એટલે શું ? એટલે એ કે આત્માની પોતાની જે નિર્મળ જ્ઞાનમય દશા છે, નિવૃત્તિના ઘરની સુખની દશા છે, સ્વરૂપે મહામત્વ ને વીર્યની દશા છે, એનો અંશે અંશ પણ અનુભવ કરતા જવું, ઝાંખી કરતા જવું, એટલે આત્મ-સમૃદ્ધિની નજીક જવાય

વિનાશી-અપવિત્ર-પર અવિનાશી-પવિત્ર-સ્વ —

(૧) આત્મશુદ્ધિ, (૨) બંધનથી મુક્તિ, અને (૩) આત્મ સમૃદ્ધિની ખીલવટ આ ત્રણમાં ધર્મક્રિયાની સફળતા છે, પણ દેવલોકના કે રાજવૈભવના સુખ મળે તેમાં નથી ઇચ્છાયોગના ધ ની ધર્મક્રિયા સાધવા એ નફળતા લક્ષમા રહેવી જોઇએ આ માની શુદ્ધિ, મુક્તિ, અને સમૃદ્ધિના સચોટ લક્ષથી ચારિત્ર લેવાય અને પળાય, ત્યારે તો કથીર એવા કાળનો સોનેરી ઉપયોગ બની જાય ! વત માન વિકટ સંયોગોમાથી ઉંચામા ઉચી કોટિનુ ફળ મેળવી આપનારૂ ચારિ ર એ ત્રિપુટીથી બને છે ૧ લોક કાળને કથીર કહે છે તેનો સોનેરી ઉપયોગ કરવા, ર લોક સયોગોને વિકટ કહે છે, તેમાથી ઉંચામા ઉ ચી કોટિનુ ફળ નિપજાવવા માટે, ૩ કાળા કાળમાથી થોડુ ફળ મેળવવા માટે, ૮ક્ષ / એવા માનવભવમાથી લાબી સફળતા મેળવવા માટે, ૫ વિનાશી એવી કાયાથી અવિનાશી પદની સાધના માટે, ૬ અપવિત્ર એવા શરીરદ્વારા આત્માને પવિત્ર બનાવવા માટે, ૭ પર એવા સયોગોમાથી સ્વ એવી આત્માની ઋદ્ધિ બનાવવા માટે-ઇત્યાદિ માટે છે ધર્મસાધના. શુદ્ધ ધર્મ સાધવાની વાસ્તવિક ઈચ્છા કરે ત્યારે તે ઇચ્છાયા ાના ઘરની ક્રિયામા આવ આ રીતે ધર્મક્રિયાઓ હવે વિચાર

ફરી વિચારો ક્રિયાના ઉદ્દેશ —કેમ સામાયિક ? પાપમાથી બચવાનો એ માર્ગ છે ! આટલો પ્રભુની મૂર્તિને હાઠ શા માટે ? પ્રભુ પ્રત્યે ચિ ચોટાડી રાખવા માટે આ આગી અને આ

ધર્મક્રિયાની ઇચ્છા શા માટે ? કહો કે જીવનનો સારજ ધર્મક્રિયા છે ! જીવનની સફળતાજ આમા છે ! કથીરના સયોગમાથી સુવર્ણ સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની સાધના ધર્મક્રિયામા છે ! વિનાશી, અપવિત્ર અને પર એવી કાયામાથી અવિનાશી, પવિત્ર ને સ્વકીય કલ્યાણ સાધવાનુ કાર્ય આમા છે ! નાસ્તિકને પણ કાયાના આ ધર્મો કબૂલ કર્યા વિના છૂટકો નહિ સ્વપરના ભેદ જગતમા નિર્ણીત થઈ ગયેલા છે તો કહો, કાયા દાસ કે આત્મા ?

આસ્તિકનુ ડહાપણ —નાસ્તિક ભલેને આત્માને મજુર ન કરતો હોય, પણ કાયા પર એ શુ એવો દાવો, સંતોષ કે ખુમારી ધરી શકે એમ છે, કે 'આપણુ કહ્યુ કાયા માને જ ? આપણી ઇચ્છા મુજબ જ કાયા વર્તે ? આપણા કબજામા જ એ રહે ?' ના, તારુ ધાર્યું તે કરે, કે તુ એનુ ધાર્યું કરે ? તારા હુકમ એ પાળે, કે એના હુકમ તુ પાળે ? અધુ ઉંધુ ! આપણે એનુ કહ્યુ માનવાનુ ! તેથી જ આસ્તિક આત્મા એમ વિચારે છે કે, 'એવી પણ આ કાયામાથી જો હુ ધર્મનો ઇચ્છાયોગ સાધુ, જો હુ ઇચ્છાયોગથી પણ ધર્મ સેવી લઉં તો મારા આત્માનુ અવિનાશીપદ, સાચી પવિત્રતા, ને સાચુ સત્ત્વ હુ સાધી શકુ એમ છુ આટલા માટે મારે આ ધર્મક્રિયા કરવી છે ' આવી ઇચ્છા આપણને ઇચ્છાયોગના અધિકારી બનાવે છે

## લૌકિકમાથી અલૌકિક તરફ '

જીવન જીવનમા ફેર —જીવ તો દુનિયામા અનેક જાતિના છે ! એમનાય જીવન વિવિધ પ્રકારે છે એમા આ મનુષ્યજીવ અને એમાય આર્ય માનવ-જીવન જ અલૌકિક છે તો પછી સાધના પણ અલૌકિક જોઈએ, લૌકિક નહિ ! જીવન મચ્છર ને માકડનુ જુઓ, માખી ને ભમરાનુ, વીંછી ને સાપનુ, કાગડા ને કબુતરનુ-

આધાના વિવિધ જીવન દેખાશે વાઘનુ જીવન જેટલુ ભયકર, એટલુ સસલાનુ જીવન ભયકર નહિ. છતા સસલાને સદા ભયભીત જીવન હવે અનાનતાની દ્રષ્ટિએ જીવનો જોઈએ, તો પણ વિવિધતા ! શક્તિ-અશક્તિમા જોઈએ તો પણ વિવિધતા ! ગુલામી ને શેઠાઈમા જોઈએ તો પણ વિવિધતા ! સો હાથણીને એક હાથી કુદરતી રીતે એમા એવો તફાવત છે કે સો જણ આના ઉઠાવનાર અને એક જ જણ આજ્ઞા કરનાર !

<u>સસારી જીવોના કરુણ જીવન</u> —નરકના જીવના જીવનો તો આજે તમે નજરે દેખી શકતા નથી, પરન્તુ તમારી નજર સામે અનેકાનેક પશુના જીવન, પખીના જીવન, કીડા મકોડા વગેરેના જીવન, તેમ જ માણસોમા રાજાના, અમલદારના વેપારીના, દલાલના, શેઠ-નોકરના, વગેરેના વિવિધ પ્રકારના જીવન તો જોઈ શકો છો ને ? એમા તમને શુ નથી દેખાતુ કે તમે પોતે કેવા ઉચ્ચ જીવન જીવવાનો સુદર સયોગ-સામગ્રી પામ્યા છો ? વતમાન જગતમા પશુ પખીના જીવનમા ત્રાસનો પાર નથી અમેરિકા જેવામા ચરબી માટે ઢોરોને સ્પેશીઅલ મોટી જમીનો પર ઉછેરવામા આવે છે, અને લોટબધ એનો સહાર યાન્ત્રિક કતલખાનામા કરવામા આવે છે કામ જેવા કોમળ ચામડા માટે કુમળા વાછરડાઓને ધખતા ઉકળતા પાણીથી નવરાવી પોકાથી કુટવામા આવે છે શાથી ? એ જીવ જીવતો હોય ત્યા સુધી એમ કુટેલા ચામડામા લોહી ફરતુ રહે અને ચામડુ વધારે મુલાયમ થાય કેટલુ ય બાવ્યા કૂટ્યા પછી જીવતા જીવે એની ચામડી ઉઝરડી લેવામા આવે છે વિચારજો એ જીવોના જીવનની કરુણ દશા ત્યારે આજે લીવર એકસ્ટ્રેક્ટ, ઇન્ન ઓફ ચીકન્સ, કોડલીવર ઓઈલ, વગેરે કેટલાય ઇન્જેકશનો અને દવાઓ બનાવવા માટે માછલા મરઘા, વાદન વગેરે પર કેટકેટલા ભયકર જુલમ વરસાવાય છે, એ વિચાર્યું છે ? એમા એ વાદન વગેરે તો ચીસેચીસ પાડી ઉઠે છે, પણ એની દયા ત્યા કોણ ખાય ?

કેવુ કરુણ જીવન! પંખીઓના પીંજરાઓ, અને માસાદિના ઉપયો! પાછળ એના પર પણ જુલમનો પાર નથી ત્યારે વાતવાતમા આજે દુઃખ! એમા ઢોરાની કઈ દશા? મરે ખુંટ એ તળાવના માછલાની કઈ દશા? પાણી તો સુકાવા આવ્યુ, પછી ગામના કુતરા અને ગીમના શીયાળીયા-ગીધડા તળાવ પર તૂટી પડે, ત્યા એ માછલાની કેવી કરુણ દશા! મરે! સાગ ગણાતા ઘોડાની પણ સાખી રાત ડામ મચ્છરથી ડસાવાની કેવી દુઃખદ દશા! ગુલામ માનવ પ્રાણીની પણ કેવી કરુણ સ્થિતિ!

આ તો દુઃખની દૃષ્ટિએ જીવન જોયાં પણ જીવનમા પાપાચરણ કેવા તે જુઓ એ પશુ પંખી, કે અનાર્ય મનુષ્યોને કોઈ વિવેક ખરા? ના, જીવન આખુ પાપથી ખદબદતુ? બિલાડીને શરીર પર લાકડી પડતી હોય છતા પકડેલા ઉંદરને નહિ છોડે ઘોડો મરે કે ન મરે પણ સડેલા ચણા ભેગી જીવાત પણ ચાવી નાખવાનો. ત્યારે પશુઓ ધર્મ તો શુ જ કરે? કા તો ગામડા-તૂટ વેઠમા હોય, ના નવરો પડ્યો અજ્ઞાન અને અવિવેકમા સમય ખરચા કરતો હોય, ધર્મનુ નામ નહિ, એને એક સહેલામા સહેલા પરમાત્માના જાપનો ધર્મ પણ નહિ! કેવા જીવન આ!

<u>ધર્મસામગ્રી અને ધર્મસમજ એ અલૌકિક છે</u> —આ વર્તમાન માનવ જીવનમા પણ કે અનેક જાતના જીવન દેખાય છે, એ બધા જીવનમા શી બહુ સગવડ મળે છે? કાઈ બહુ નહિ છતા એ બધાય જીવન લૌકિક આહારાદિના ધોરણ પર ચાલનારા છે તેમા ફક્ત તમારુ માનવ-જીવન જ અલૌકિક ધર્મસામગ્રી અને ધર્મ-સમજવાળુ છે તો એ અલૌકિકતાથી જીવનમા અલૌકિક કાર્ય થવા જોઈએ તાકત ન હોય તો લૌકિકને એકદમ મૂકી દેવાનુ ? બને, પણ લૌકિક કાર્યમા અલૌકિકતા અવશ્ય ભળેલી રખાય ખાનપાન, પહેરવુ, ઓઢવુ, જડ પદાર્થો પર મમત્વ કરવુ, માતાપિતા બનવુ આ બધુ લૌકિક છે જીવન જો અલૌકિક બનાવવાનુ સમજતા હોઈએ

તો આના લૌકિક કાર્ય કરીને કેમ જ બેસી રહીએ ? તો પછી અલૌકિકતા આવે એ માટે અલૌકિક કાર્યવાહી જોઈએ

લૌકિકમાં અલૌકિકના ભેળવો —ખાવાની લૌકિક ક્રિયા કરતો કીડો ને ખાવાની લૌકિક ક્રિયા કરતો માનવ —એમાં ફરક કયા પડે ? માનવની લૌકિક ક્રિયામાં ભક્ષ્યાભક્ષ્યનો વિવેક તથા વૈરાગ્યાદિની અલૌકિકતા ભળેલી હોય, ને તેનું ભોજન પણ અલૌકિક કાર્ય માટે અર્થાત્ ધર્મ સાધના માટે હોય સ્વાર્થ લૌકિક ને પરમાર્થ અલૌકિક ! કદાચ મોહવશ સ્વાર્થ સાધે પણ અલૌકિક દાનાદિના પરમાર્થ ભેળવીને ભોગ લૌકિક ને ત્યાગ અલૌકિક છે ! ભોગવે ખરો પણ ત્યાગરૂપી અલૌકિકતા ભેળવીને ત્યારે કેટલાક લૌકિક તો બિલકુલ તજવાના જ હોય અનીતિ-જૂઠ લૌકિક, ને નીતિ-સત્ય અલૌકિક ! હિંસા લૌકિક ને દયા અલૌકિક ! તો આ લૌકિકને છોડી નીતિ, સત્ય, દયા વગેરે અલૌકિકને જ સાધવાના માનવ-જીવન અલૌકિક છે ! માટે માનવતા અલૌકિકતામાં રહેલી છે લૌકિક એટલે અજ્ઞાન લોક બહુ માને તે, અલૌકિક એટલે જ્ઞાનીએ ફરમાવેલી જીવજતના, પાપત્યાગ વગેરે વસ્તુ બાઈને ચૂલો સળગાવવો પડે તે લૌકિક, પણ દયાથી ઉપર ઢાંકવાનું રાખે તે અલૌકિક અહિંયા આ લૌકિકતા-અલૌકિકતાને સમજનારી બાઈ સમજે છે કે વધુ સળગાવું એટલે ઓલવવામાં વધુ પાપ ! તો કરવું શું ? વધારે અગ્નિ સળગાવવો જ નહિ, અને થોડું પણ કરવું પડે છે એમાં ય એ વિચારે છે કે 'અગ્નિ, વાયુ પાણી વગેરેને અડવું જ ન પડે તેવું ક્યારે પામું !' માણસ વિચાર કરે તો ખ્યાલ આવે કે 'મારું જીવન કેટલું પાપમય છે ! અલૌકિકતાને ભેળવું તો પણ કેટલી ? સામુલી !' છતાં પણ જો આવડે, તો અલૌકિકના કામ કેમ ન કરે ! શું મણ લોટમાં પાંચશેર-દસશેર ઈલાયચી હોય તો જ કામ કરે ? ના રે ! પાંચ તોલા વાટીને નાખી એને મઘમઘાટ ! તેમ આ અલૌકિકતાને ભેળવતા આવડે તો

આખા લૌકિક ઢાયને મઘમઘાટ કરી નાખે! ઈચ્છાયોગનો ધર્મ કરવો છે? તો આ બધું જ્રવુ પડે કોઈ પૂછે કે ધર્મક્રિયા શા માટે કરો છો? કહેવાનુ કે મારૂ જીવન લૌકિકમાંથી અલૌકિક બનાવવા માટે

એકલી લૌકિક પ્રવૃત્તિ ઝેરી જંગલી અને પાપમય — ભિખારીને શા માટે આપવું? કેમકે એકલા ખાઈએ તો તે લૌકિક જીવન બને, અને એને આપવુ તેથી અલૌકિક જીવન બને! એકલી લૌકિક પ્રવૃત્તિ એટલે? ઝેરી જંગલી ને પાપવાળી! ઝેરી એટલે કુસંસ્કારનુ ઝેર બ ગાર નાખી આપ તેવી જંગલી એટલે આત્મ રક્ષાના વિવેક વિનાની પાપમય એટલે જીવ પર પાપ લાદનારી એકલી લૌકિક પ્રવૃત્તિ એટલે આત્માની સ્મૃતિ વિનાની પ્રવૃત્તિ શુ કરે એ? કુસંસ્કારોના ઝેર વધારે, જ્ઞાનીઓના વિવેકને ન લેવા દે, આત્માને કર્મથી ભારે કરી નાખે! અમારુ જીવન માત્ર લૌકિક પ્રવૃત્તિથી ઝેરી, જંગલી ને પાપમય નથી બનાવવુ, એ માટે નમ કરીએ છીએ

શીલનો ઉદ્દેશ — હવે કહો ત્યારે શીલ પાળવુ શા માટે? ન પાળીએ તો મોટુ પાપ લાગે, માત્ર તેટલા માટે નહિ! કિન્તુ શીલ એ અમારા જીવનની અલૌકિકતા છે, સુગંધી છે તેવુ વિચારીને અશીલ મૈથુન એ લૌકિકતા છે, દુર્ગંધી છે સુગંધીને કોઈ મહાન દિવસેય ન લાવીએ તો વસવાયા ને અમારામા શો ફેર? માટે પર્વતિથિના બ્રહ્મચર્ય અમારુ ચાલે તો અમારા જીવનના પ્રત્યેક દિવસે પવિત્ર કરીએ મૈથુન, અબ્રહ્મ એ લૌકિકતા છે, અપવિત્રતા છે, બ્રહ્મચર્ય એ અલૌકિકતા-પવિત્રતા છે

ઇચ્છા માટે ગુણોની મર્યાદાની પકડમા પકડવુ પડે — ઇચ્છાયોગના ધર્મની પ્રવૃત્તિ કરતા જઈશું પણ આવી ચોક્કસ ઇચ્છાઓના સ્વરૂપનો ઇચ્છાયોગ જો નહિ આવે, તો પૂર્વભવની

જેમ આ ભવમાંય ઘણી ધર્મક્રિયાઓ દિવસાઉ ચાલ્યા કરવાનું ઇચ્છાયોગના ઘરની પ્રવૃત્તિ એવી શુદ્ધ ઇચ્છાએ બનવી જોઈએ કે "આત્માપરના વાસનાઓના અને વિકારોના બંધનમાંથી મુક્ત થવા માટે હું આ ધર્મ કરું છું! આ માની ગુણવિભૂતિની નજીક જવા માટે કરું છું! એ કરતો જાઉં એટલે મારા લૌકિક જીવનમાં અલૌકિકતા આવશે!" ધ્યાનમાં જ રાખવું કે જગતમાં દેખાતા બધા જીવનોમાં માનવજીવન અલૌકિક છે તો જીવનમાં અલૌકિકતા જોઈએ જ માટે જ અલૌકિક પ્રવૃત્તિ આદરવી જ અને એમાં રચ્યાપચ્યા રહેવું જોઈએ. લૌકિકજીવન એટલે પશુજીવન, સ્વચ્છંદ, મર્યાદા રહિત સ્વચ્છંદ જીવન ઇચ્છાયોગનો ધર્મ સિદ્ધ કરવો હોય તેને જ્ઞાનીઓએ દર્શાવેલ ગુણોની અને વિધિ મર્યાદાઓની પકડોમાં પકડાવું પડશે છૂટા નહિ ફરાય

અલૌકિકતા માટે વ્રતપચ્ચક્ખાણ-સંવેગનિર્વેગ —ક્યારે વિયોગ ઓછા નહોતા મળ્યા સતી સુરસુંદરીને! આપત્તિ આવી એટલે 'ઓ બાપ' નહિ કરવાનું પણ 'નમો અરિહંતાણં' કરવાનું એણે નક્કી કર્યું એણે શ્વાસોશ્વાસ પ્રાણ નહિ, શીલ પ્રાણ માન્યા હતા આને પરિણામે જીવનમાં અલૌકિકતા રાખી શકી અને અલૌકિક પ્રવૃત્તિ આચરી શકી. પૂર્વે એણે વધુ પડતા મોજ વિલાસ નહોતા કર્યા તેથી અત્યારે એ સારું કરી શકે છે બાકી સમાજના વધુ પડતા વૈભવ વિલાસો ભોગવવા એ આત્માનું કારમું મોત કરે છે એવું કદાચ અજાણતામાં ઘેરાઈ ગયું હોય તો એમાંથી બહાર નીકળી, બચાવ શોધવો જોઈએ, જેથી લાગેલા પાપ ધોવાય, તે ઉપરાંત દૃઢ થયેલા કુસંસ્કાર મંદ પડી જાય. જીવનને આ અલૌકિકતા તરફ લઈ જાય છે આના માટે વ્રત-પચ્ચક્ખાણભર્યું અને સંવેગ-નિર્વેગ ભરેલું જીવન બનાવી દેવું જોઈએ

ઇચ્છાયોગના દીર્ઘ અભ્યાસ જરૂરી —કોઈપણ ધર્મની કાર્યવાહી સફળ ક્યારે બને? જેની પ્રવૃત્તિ ઇચ્છાયોગાદિ ત્રણ યોગમાં

આવતી હોય તેમા શાસ્ત્રયોગ, સામર્થ્યયોગ ઉંચી ભૂમિકા માગે છે, જે આજે આપણામા દેખાતી નથી ઇચ્છાયોગમા શુ જોઈએ? જે ધર્મકાર્ય ઉપાડયુ તે ધર્મકાર્ય કરવાની શુદ્ધ ઇચ્છા, એ પહેલુ જરૂરી અને તેને માટે જરૂરી આગમનુ શ્રવણ અને તત્ત્વનુ જ્ઞાન પણ સાથે જોઈએ. આ ત્રણ વાતો જેનામા આવે, એની ધર્મપ્રવૃત્તિ ઇચ્છાયોગના ધર્મમા આવી શકે સાથે કહ્યુ ક પ્રમાદન વિકલ અર્થાત્ જીવન પ્રમાદી હોવાથી તે ધર્મયોગ ખોડખાપણવાળો છે, પણ ઉચ્ચ કોટિની જે ધર્મ સાધના કરવી છે તે માટે જે શુદ્ધ અને નિરતિચાર યોગ જોઈએ છે, તે આ ઈચ્છાયોગના દીર્ઘ અભ્યાસથી જ બની શકશે વિષયકષાયની પરાધીનતાવાળી પ્રમાદ દશા હોય એટલે અતિચાર કરી બેસે છે, છતાય પ્રબલ ધર્મેચ્છાદિવાળા એવાય ઇચ્છાયોગને ધર્મ-યોગ કહેવામા આવે છે પણ એ ઇચ્છાયોગ માટે ત્રણ વાત ઉપર જે કહી, તે ખાસ લાવવી જોઈએ ધર્મની શુદ્ધ ઇચ્છા, શાસ્ત્ર શ્રવણ અને તત્ત્વબોધ આ સાથેના ધર્મપુરુષાર્થ તે ઇચ્છાયોગ

ઉદ્દેશ નક્કી વિના ત્યાના ત્યા —શુદ્ધધર્મ આરાધવાની ઇચ્છા એ પહેલી શરત છે એટલે કોઈ પૂછે કે વ્યાખ્યાનનુ કેમ શ્રવણ કરો છો? કેમ પ્રભુ-પૂજા કરવા જાઓ છો? તો કહેવાનુ કે, 'મહાન પુણ્યે અમે શ્રાવક બન્યા છીએ એટલે એ બધુ કરવુ જ જોઈએ!' એમ જ ધર્મક્રિયા ચલાવ્યે રાખનારા ઘણા હોય છે, પણ એ વર્ષોને પરિણામે ધર્મક્રિયાઓ કરવા છતા ત્યાના ત્યાજ ઉભા રહે છે!

## 'ક્રિયાને પચાવતા શીખો'

ખાધુ પણ પચાવ્યુ નહિ તો શુ કામનુ? —વ્યાખ્યાન શા માટે સાભળો છો? કહો 'સારૂ મારે સાભળવુ છે!' કેમ સાભળવુ છે? એટલા માટે કે 'આત્મામાથી અજ્ઞાન ટળે, અજ્ઞાનનો અધકાર ફીટી સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ થાય, નવી ધર્મપ્રેરણા મળે, ધર્મમા

ઉલ્લાસ આવે, મોહ ઢીલો પડે! રાગ ઘટે, ને ધર્મવીર્ય સ્ફુરે!' માટે સાભળવા જાઉ છુ દુનિયાની કાર્યવાહીમા કેવુ કેવુ બને—વિચારો છે? ત્યારે શુ અહીં કઈ મને નહિ? તો મહાન ધર્મ સાધી મહાન ફળ લાવવાનુ છે આ ફળના હિસાબે ક્રિયા પચાવતા આવડવુ જોઈએ જેમ ખાવુ કેમ તે આવડવુ જોઈએ, અને વળી તેને પચાવવુ કેમ તે પણ આવડવુ જોઈએ, તેમ વ્યાખ્યાનશ્રવણાદિ ધર્મ ક્રિયા કરતા અને પચાવતા આવડવી જોઈએ પચાવવુ એટલે આત્માએ ને આત્મગુણોને સુંદર પુષ્ટિકારક પરિણામ આણવાનો પુરુષાર્થ છે ખાવુ તો માખીને પણ છે જોવાનુ તો એ પણ કરે છે પણ એને જોઈને પચાવતા નથી આવડતુ જોયા પછી નુકસાનમાથી પાછા હઠવાની ખબર નથી, કારણ કે બિચારી લૌકિક જીવનમા પડેલી છે! એટલે બેભાન છે કળકળતા દૂધમા કે ઘી તેલમા ત્યારે અલૌકિકતાના હિસાબે માનવને જોતા અને પચાવતા બન્ને આવડે લૌકિક ક્રિયા કરે તો પણ અલૌકિકની સાધના ત્યા સાથે જ આવે સ્વયં પેટ ભરવુ છે, ત્યા દાન સાથે જ રાખે જેટલા રસ મળે તેટલા ભોગવે તેમ નહિ એકાદ બેનો ત્યાગ કરે બાજુએ મૂકી દે, આ ત્યાગ અને દાન એ અલૌકિકતા મળેલુ ખાવુ જે તે એવુ ન ખાવુ જોઈએ કે શરીર પ્રકૃતિ બગડે, અને તેથી પછી મન પણ બગડે કેમકે શાતામા જેટલી સમાધિ ટકાવવી સહેલી છે, તેટલી અશાતામા નહિ રહે સુશક્ત શરીરે ક્રોધને જેટલો કાબુમા રાખી શકાશે, તેટલો અશક્ત શરીરે રાખવો મુશ્કેલ છે એટલે જ ખાવામા સાવધાન રહેવાની જરૂર છે કેમકે જો એ શરીરને બગાડી માંદુ અશક્ત કરે, તો ક્રોધને અવકાશ મળે એ સાવધાની એ અલૌકિકતા તો કહો, ખાવાની લૌકિક ક્રિયામા પણ દાન, ત્યાગ અને સાવધાનીની અલૌકિકતા આવી ત્યારે અલૌકિક એવી ધર્મક્રિયાનુ તો પૂછવુ જ શુ? હજી આગળ જુઓ લોકમા ખાઉધરામા ખપીએ તેમ ન ખાવુ જોઈએ એક સારી ચીજ પેટ

ભરીને ખાધા પછી પણ જો એની લગની ન છૂટે, તો પેટે તો વાત પતાવી દીધી, પણ મન બે બેહુબેહુ ચકાવે ચઢયા કરે કે 'કોણ જાણે શુ થયુ આજે ! તે બરાબર ખાઈ શકાયું નહિ. નહિતર કેમ તો ઝનજ હતા' ખરી રીતે વિવેક જોઈએ કે <u>'ખાઉં ખરો, પણ તેને સર્વસ્વ માનીને નહિ ! ભોગવુ ખરો પણ જીવનનુ સર્વસ્વ માન્યા વિના !'</u> જેટલી ચીજો પુણ્યના યોગ મળે છે, તેનો લાભ જે લેવાનો, તે એને નોકર તરીકે રાખીને, શેઠ તરીકે રાખીને નહિ ! આ વિવેક છે, આનો લાભ એ કે તમારી પાસે એ ઠાઠા ઠામ ન કરાવે, તમને સતાવે નહિ કે માથે ચઢી બેસે નહિ <u>વસ્તુનો ભોગવટો કરવામા આત્મરક્ષણની થોડી પણ ઉસ્તાદગીરી કરતા ન આવડે, તેનુ તો સસારમા મોત જ થઈ જાય !</u> સમકિતી જીવ આત્મરક્ષણ કરવામા આવો ઉસ્તાદ હોય ! એ સમજીને જ ચીજ વાપરે કે <u>"આ ચીજ એટલે જીવનનુ સર્વસ્વ નહિ અને જે એક જીવનનું સર્વસ્વ ન થઈ શકે, તે સનાતન કાળના આત્માનુ તો શુ સર્વસ્વ થઈ શકે ? માટે એની પાછળ ઘેલા નહિ થવાનુ ધ્યાન નહિ કરવાનુ</u> પછી એને પચાવતા આવડે

<u>પર્વતિથિએ ખાવાનુ પચાવ્યુ</u> —કૂરગડુ મુનિ પર્વ તિથિના દિવસે પણ ઘડો ભરીને કૂર લઈ આવતા હતા એમને એટલી બધી ભૂખ લાગતી, પણ શુ ખાતા હતા ? કૂર ! કૂર એટલે શુ જાણો છો ? ઘેબર જેવો ઘી નીતરતો આહાર નહિ, ઘી દૂધથી તરબોળ નહિ, કિંતુ સુકાલુખા ભાત જેવુ ભૂખ્યા રહી શકાતુ નહોતુ એટલા માટે લાવતા હતા એકવાર પર્વ દિવસે પણ લાવ્યા બીજા સાધુઓ ઉપવાસી હતા આ તો ભક્તિ માટે બીજાઓ પાસે ગયા અને કહે 'આમાથી ભીક્ષારી મને લાભ આપો' ત્યારે બીજા સાધુઓએ શુ લાભ આપ્યો ? લેવાનો નહિ, આપવાનો ! પણ શુ ? થૂક ! 'આજેય ખાવાનુ સૂઝે છે' એમ કહી પાતરામા થૂક્યા ! લ્યો, લાભ

આપ્યો ! હજુની ઘડી સુધી આ મુનિ કેવા ગળિયા હતા ? સના થી ઉઠે ત્યારની ભૂખ લાગે ! પણ હવે ક્ષણ પછી આ મુનિ કેવા બળીયા આત્મા થઈ ગયા, તે જુઓ ખાતા મુનિએ વિચાર્યુ 'અહો હુ કેવો પામર ! પણ આ તપસ્વીનુ સુખામૃત મારી ભૂખ મિટાડશે ! તપ અને અનાહારીપણુ આપશે ! અહો, કયાર હુ પરની લતથી છૂટુ ! ' એમ ભાવનામા ચઢી ક્ષપક શ્રેણીએ મુનિ વીતરાગ કેવળ જ્ઞાની થયા ! દેવ ઉતર્યા, સોનાનુ કમળ રચાર્યું, ને મુનિને તેના પર બિરાજમાન કરી કેવળજ્ઞાનનો ઉત્સવ કર્યો ઘડી પહેલાના નિબળ એ ઘડીમા બળિયા બની ગયા ! શુ આ ? પર્વતિથિએ પણ ખાવુ પડતુ, તેને પચાવતા આવડતુ મુનિના થુકને ય પચાવ્યું !

<u>દિવસમા બે-ત્રણ કલાક પણ જગતના વિચારથી બચી શકો ?</u> — આત્મા જે ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોચી જાય છે તે શાના યોગે ? શુદ્ધ વિચારધારાની બળવત્તાના યોગે એમા એ તાકાત છે કે ઘડી પહેલા ઠેઠ નીચે રહેવાને એકદમ ઊંચે ચઢાવી દે ! મૂળમા શુભ વિચારણાએ મન જીવને કહે છે કે <u>'જગતની કોઇ ચીજ તારી નથી ' બસ તેના પર પછી ભાવનાના ફુવારા છૂટે છે</u>, એમા આગળ વધતા કેવળજ્ઞાનની ય શી વાર ?

<u>નિયોગ કરવાના નહિ</u> —<u>એટલુ તો નક્કી કરો કે ચોવીસે ય કલાક જગતના વિચાર નહિ, બે ત્રણ કલાક તો માત્ર ધર્મના વિચાર</u> 'ના' કહે છે 'નક્કી થાય એવુ નથી !' કેવી કગાળ દશા ! કયાથી હવે અપૂર્વ અલૌકિક જીવન આવે ? જીવન કેવુ મળ્યુ છે ? લૌકિક કે અલૌકિક ? સવારથી માડી સાજ સુધી થતી એ કડો પ્રવૃત્તિમા ખબ ખૂબ અલૌકિક મનની વૃત્તિ અને અધિક પ્રવૃત્તિ ભેળવવી એ ભાર જરૂરી છે આ ફરી ફરી યાદ કરાવી ભારપૂર્વક એટલા માટે કહેવાય છે કે હજી જીવનમા તેવી અલૌકિકતા નથી દેખાતી. અલૌકિક જીવનની જરૂર ગમે તેટલી

હોય, એને જાળવવાનુ પણ બન્યુ હોય પણ તમને તો જાણે અત્યાર એમ જ લાગે છે ને કે એને જીવનમા નભાવાય એમ નથી? અને લૌકિકને છોડાય એમ નથી? માટે જ અમારો આગ્રહ છે અલૌકિક તરીકે સર્વત્યાગ તો કદાચ નહિ, પણ આજે થોડો પણ ત્યાગ જો નથી કર્યો તો ક્યાથી આગળ ઉપર પણ સર્વત્યાગ કરવાના? જેને ત્યાગની ઈન્તજાર નથી, તેને પછી આગળતો વધવાની વાત જ ક્યા?

મોક્ષમા તો યાવત્ શરીરનો પણ ત્યાગ છે, તો શરીર માટે જે અહંકાર છે, પાચ ઇન્દ્રિયના વિષયસુખો છે, રાગ, પ્રપચ, તૃષ્ણાઓ આ બધુ જે શરીર સાથે છે, તેનો ત્યાગ તો મોક્ષમા હોય જ ને? તો કહો, કેવો મોક્ષ જોઈએ છે? એ બધાના ત્યાગવાળો? કે ત્યાગ વિનાનો? એમ થાય છે ખરુ કે મોક્ષતો સવના ત્યાગવાળો છે, તો એના હિમાયતી મારે થોડો પણ ત્યાગ કરવો જ જોઈએ? દિનપ્રતિદિન ત્યાગમા આગળ વધવુ જ જોઈએ? એટલે માનવ જીવનમા વિરાગનો અભ્યાસ સતત જોઈએજ, ત્યાગનો અભ્યાસ જોઈએ જ એટલા માટે દાન જોઈએ, શીલ જોઈએ, તપ જોઈએ જો દાન શીલ વગેરે નહિ તો પુણ્યાનુબધી પુણ્ય ન બધાય મળતા ભોગોમાથી ધર્મ બુદ્ધિએ જ ત્યાગ કરતો જાય એટલે પરભવ સલામત મળે ત્યા દેવગુરુના સયોગ મળે, એ સયોગ મળે એટલે વિવેક આવે એની સાથે ઉદારતા આવે આ ત્યાગની વૃત્તિ અને પ્રવૃત્તિ જ્યારે ભોગની સાથે મળે, એટલે તો લૌકિકતામા અલૌકિકતા મળી કહેવાય મનુષ્યનુ ખોળિયુ ઘણાના હાથમા નથી આવતું અસખ્ય દેવો, તિર્યંચો, નારકો સામે મનુષ્યની સખ્યા બિલ્કુલ મામુલી છે

લૌકિક જીવનના સ્વરૂપ—એટલે જ દેખાઈ આવે છે કે મનુષ્ય જીવનની કિંમત વધુ છે એવા કિંમતી જીવનમા 'જેટલુ મળે તેટલુ ભોગવી લેવુ, જેટલુ ખાઈ પી શકાય એટલુ ખાઈ-પી …ટલુ ભેગુ કરાય એટલુ ભેગુ કરી લેવુ, એ માટે પૂરતા કમાવો

કરી લેવા, અને થાક્યા એટલે ઉધી જવું', એમ ? એ લૌકિક જીવન છે ક્રોધ-માન-માયા, અને લોભમય જીવન પણ લૌકિક જીવન છે ઋદ્ધિ, રસ અને શાતાની આસક્તિ પણ લૌકિક જીવન છે માયા શલ્ય, નિયાણાશલ્ય, મિથ્યાશલ્ય, આ પણ લૌકિક જીવન છે પુદ્ગલની જ આશ સા અને આસરવાસર, આ બધું ખતરનાક લૌકિક જીવન છે જગક ઠીમ્ઠીક મ'યુ તેના પર મન્તાન થવુ, મન-વચન-કાયાથી અઢાર પાપસ્થાનકની પ્રવૃત્તિમા ઉજમાળ રહેવુ, પાપસ્થાનક એકપણ બાકી ન રાખવુ, આ ભયંકર લૌકિક જીવન છે પતંગિયુ દીવામા ઝુકીને પોતાના જ જીવનનો નાશ કરે છે પણ તે એક જ જીવનનો અને તમે? સસારના ક્ષણિક ને દુન્યવી સુખોમા ઝુકીને અનેક જીવનોનો નાશ કરો એ જતુ પામે તો અલૌકિક જીવનનો માર્ગ નથી, માટે તેમ થાય છે, પણ તમારી પાસે અલૌકિક જીવનની ભરપુર સામગ્રી અને આવડત છે, તે મૂકી એકલા લૌકિકમા જાઓ તે કેટલુ ખેદ અને શરમજનક? ગટરનો કીડો ગટરમા જ રહેવા સર્જાયો તેને કોઈ ખીરનુ કુડુ ધરવા ન જાય પરન્તુ ભૂડને તો કદાચ કોઈનાર કોઈ દયાળુ ખીરનુ કુડુ ય ધરે, તો પણ એ ગટરમાજ મો ઘાલતા જાય એ ખીરને અડે નહિ ! તો કીડા કરતા ય એ કેવુ મૂર્ખ? અસન્ની પચેન્દ્રિય સુધીના જીવો અલૌકિક જીવનની સામગ્રી અને સમજના અભાવે બિચારા ગણાય પણ સની મનુષ્ય તો અલૌકિક જીવન ન ઘડે તો બેવકૂફ ગણાય ! જીવો જીવનમા ધર્મની સામગ્રી મેળવ્યા છતા લૌકિકમાજ ઘસડાય છે એટલે પરભવમાય ધર્મને મોઘો કરી નાખવાના ! કેમકે લૌકિકમા ક્યાથી સુસસ્કાર કમાવાય ? લૌકિકની વધુ પડતી લતમા બોધિ દુર્લભ થાય છે, એટલે ભવાતરે ધર્મની સરાસર નાનાવકતા ! જૈન ધર્મનુ મો જોવા ન મળે ! આવુ માનવ કરી શકે, કીડા નહિ એ તો બિચારા પૂર્વનુ પાપ ભોગવે ! ત્યારે ભૂલેલો માનવ આગામી અનેક ભવોમા નરકુ ભોગવવાનુ તૈયાર કરી મૂકે છે !

પૂર્વે અને આજ —પૂર્વ ના કાળમા લોકો આપત્તિમા પણ પણ પરમાર્થ કરવા તૈયાર હતા, આજે સપત્તિમા પણ સ્વાર્થ ની જ સાધના ચ્ચ છે ! કેમ આમ ? લૌકિક જીવન સુસ્તભર્યુ નથી તેથી ઉત્તમ આત્માઓને વિષયો મલે ઉત્તમ કોટિના, પણ ત્યા ! ઉત્તમ કેળવે, અને અધમ કોટિના આત્માઓને વિષયો મને કુચા જેવા, પણ ત્યાગનુ નામ નહિ ! ઉત્તમ બનવુ હોય તો ત્યાગની અલૌકિકતા ઉપર બનાય યુગલિકના કાળમા જમીન જે હતી તે પણ સાકર જેવી ! આયુષ્ય કટલા મોટા ! પહેલા આરામા અસખ્ય વર્ષોનુ, છતા ખાવાની ક્રિયા ત્રણ દિને કરે ! ને ખાવાનુ કેટલુ ? ચણાના દાણા જેટલુ ! શરીર કેવડુ મોટુ ? ત્રણ ગાઉનુ ! વિષયો કેવા મળતા હતા ? ઉચી કોટિના ! પણ લાલસા કેટલી ? નહિવત્ ! આજે આપણને વિષયો કેવા ? નહિવત્ ! ને લાલસા કેટલી ? ઉચી કોટિની !! વિચારો ફરક પૂર્વે ઉચા વિષયોમા પણ નહિવત્ ભોગ ! અહિના કચા જેવા વિષયમા ભોગવૃત્તિ એવી જોરદાર કે તમારી પાસે અમારે ત્યાગ કરાવવો હોય, તો નવ નેજે પાણી ઉતરે ! એનુ નામ લૌકિકમા ગળાબૂડ ડુબામણ છે

અલૌકિક કોટિની ધર્મક્રિયાઓ શુ એવી હોય કે હજારો વાર કરીએ છતા આત્મામા ઓજસ ન આવે ? આત્મા ગુણમા પ્રગતિ કે વિકાસ ન સાધે ? આજે તો આપણે પ્રભુદર્શન કરતા ટોઈએ તે જાણે લૌકિક અને કોઈ રોહી નણધીના દર્શન થ ર તે જાણે અદ્ભુત ! સામાયિક એટલે રસ વિનાનુ, અને વિકથા એટલે કસવાળી ! પ્રભુની ભક્તિ એટલે માલ વિનાની ને સિનેમા નાટક ખૂબ રસ સાથે ! આ એવુ બનાવી દીધુ છે, માટે જ કસવાળી આરાધના કે જોરદાર આરાધના થતી નથી આ ાધનાનો આન૦ વર્ષો સુધી ટકતો નથી એ તો અલૌકિક કોટિનો ધર્મ બનાવીએ તો એ અજબ ગુણવિકાસ કરી આપે ત્યારે કહો કે ઇચ્છાયોગની પ્રવૃત્તિ બનાવવા માટે જીવનમા અલૌકિકતા ઝગમગાવવી જોઈએ એનાથી ગુણો ખૂબ ખીલશે

મહાન સંપત્તિવાળાને આપણી આગળ ઝૂમવાના જે કા. હોય તો આપણા આત્માના શીલ વગેરે ગુણો છે. અલબત પુણ્યનો ઉદય પણ મહાન દુશ્મની આગળેય લોકોને ઝુકાવે છે ખરો, પણ તે પુણ્ય એને સહાય કરે ત્યાંસુધી. બાકી પુણ્ય ખતમ કે એ જ લોક બારોબાર નિંદા કરે ! એટલે કોઈને લોક ઝુકે છે કે નિંદે છે એના પર એના ગુણ અવગુણના ધોરણ ન બંધાય. સાચા ગુણ પ્રત્યેના નમન અને પુણ્યશક્તિ પ્રત્યેના નમન જુદા. ત્યારે એના આકર્ષણ પણ જુદા. ગુણ પ્રત્યેનો ઝુકાવ કે આકર્ષણ, પુણ્ય કે કોઈની સહાય નથી માગતું.

ગુણરક્ષામાં જ જીવનની ધન્યતા :—સતી સીતા અને બીજા મહાપુરૂષોના દાખલા શિખવે છે કે, ભયંકર આપત્તિમાં પણ ગુણનું રક્ષણ, ધીરતા, વીરતા અને સ્થિરતા રાખીને કરવાનું. એ માનતા કે જો એ રીતે ગુણરક્ષાનો જ માત્ર માર્ગ ખુલ્લો રાખ્યો, જો દુઃખની ઝડી વરસતા છતાં લૌકિક જીવનમાં અલૌકિકતા બરાબર ટકાવી રાખી, તો અમારે બીજી કોઈ ચિંતા નથી 'માનવ એવા અમે ગુણરક્ષા માટે આ બધું સહન કરીએ, તેમાં શું નવાઈ? અવશ્ય સહન કરવું જોઈએ. નહિતર જૈન શાસન પામી અમે શી વિશેષતા કેળવી ?' સુરસુંદરીએ એમ જ શીલરક્ષા કરી. સ્ત્રીજાતિ, અને કેટલી વીરતા ! ત્યારે મરદનું ખોખું ધારણ કરી અંતરથી કાયર અને નિઃસત્ત્વવૃત્તિમાં રમનાર તથા અંતરમાં પશુ સુધીના વાસના-વિકારોનું જ જીવન જીવનાર એ સાચા મરદ શાના? સુરસુંદરીને માનવના ખોખાવાળા બે માણસો મળ્યા જો કે પોતે તો માનવ એ જ છે. પણ રાજાની કઈ દૃષ્ટિ થઈ? ને વિદ્યાધરની દૃષ્ટિ કઈ થઈ? રાજાને પત્ની કરવી હતી, વિદ્યાધરે બેન ગણી.

મનમાં જેવી જાતના વિકલ્પોનો અભ્યાસ હોય છે, પછી સંયોગ મળતા તેના પ્રકારનું આત્માનું વલણ બને છે. તેમ

આત્મા જેવા જેવા વ્યવહારવાળો બને તેવા તેવા વિકલ્પોમાં રમતો રહે છે. આમાં પૂર્વના સંસ્કાર પણ કામ કરે છે. રસ્તે ભિખારી ઉભો છે, એને જોતાં આપણાને દયા શાથી કેમ આવી? ભીખારીએ દયા નથી કરાવી, દયાના સંસ્કારે દયા કરાવી. દયાના સંસ્કાર દયાના વિચારોના અભ્યાસને પ્રતાપે છે. આ માનુષ્ય વગેરે પણ દયા સ્થપાયેલ હોવાથી અવસરે દયા ઉભરાઈ આવે છે. એથી ઉલટું જો દયાના સંસ્કાર નહિ અને બાજુમાં વ્યાપાર જતો હોય અને ૫-૨૫ ભીખ માગતા માનવીને જુએ તો તરછોડી મૂકે! 'આ લોકોને મહેનત કરવી નહિ અને મફતનું ખાવું છે' આવું વિચારનારા પણ હોય છે. સંભવ છે કે એવા પ્રકારના માણસ પણ હોય, પણ આપણે જો દયાના સ્થાનમાં નિર્દયતાનો વિચાર કરવા ટેવાયા, તો આપણને દયાના સાચા સ્થાન પ્રત્યે પણ નિષ્ઠુરતા આવે.

## શાસ્ત્રયોગ

કાઉસ્સગ્ગમાં શરીરના હલનચલનનો ત્યાગ, અને આત્માનું એક ધ્યાન હોય, છતાં ત્યાં શાસ્ત્રયોગ ક્યારે ગણાય? શાસ્ત્રયોગના સ્વરૂપ માટે [૧]યથાશક્તિ અપ્રમાદ, [૨]વચન અનુસાર અવિધિનો ત્યાગ, [૩]પૂર્ણ શ્રદ્ધા અને [૪]તીવ્ર બોધ જોઈએ. તપાસો એ ત્યાં છે?

પ્રશ્ન—કોઈ પૂછે કે ભલે ચૈત્યવંદન પ્રતિક્રમણ આખામાં આ શાસ્ત્રયોગ નથી રહેતો, પણ કોઈ અંશમાં ખરો કે નહિ? પ્રતિક્રમણ બરાબર સંધ્યા કાળે કરે, એમાં સૂર્ય ડૂબુ-ડૂબુ થાય ત્યારે પ્રતિક્રમણ સૂત્ર આવે, વાંદણાના બરાબર પચીસ આવશ્યક અને સત્તર સંડાસા સચવાય, શ્રદ્ધાપૂર્ણ હોય, મનનો ઉપયોગ તીવ્ર હોય, કાઉસ્સગ્ગમાં ઓગણીસેય દોષ ટાળી, મન વચન કાયા બરાબર નિયમિત કરે,—તે બધું કદાચ ન થવા પામે એટલે શાસ્ત્રયોગ આખી ક્રિયા માટે નહિ, પણ તેમાની કોઈ એક ક્રિયામાં બને કે નહિ? દા. ત. 'શક્રસ્તવ' બોલવાનું કે 'નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વ

સાધુભ્ય ' આટલું જ બોલવાનું આમા પણ બરાબર વિધિપૂર્વક બોલવા છતા શાસ્ત્રયોગ કેમ નહિ ? ભલે અખંડ ક્રિયા નહિ પણ કોઈ અંશ તો શાસ્ત્રયોગમા આવે કે નહિ ? કાઉસ્સગ્ગ પારતા 'નમો અરિહંતાણં' કહ્યુ, એટલી જ ક્રિયામા શાસ્ત્રયોગ કેમ નહિ ? જો એ શાસ્ત્રયોગ બને તો ગ્રંથકર્તા કેમ પોતાને ઇચ્છાયોગના જ સાધક ગણાવે છે ?

ઉ૦ આનો ઉત્તર એ છે કે પહેલું તો જ્ઞાની છતા જે આત્મા પ્રમાદી છે, તેનો ધર્મયોગ, તે ઇચ્છાયોગ એક મુખ્ય ક્રિયા આદરી તેના મોટા ભાગમા શું ? એમા વધુ પ્રમાદ છે કે અપ્રમાદ ? વિધિ કે અવિધિ ? ખોડખાપણ વધુ કે અખડતા વધુ ? તે જોવા જાઓ તો દેખાશે કે અવિધિ, પ્રમાદ, ને ખોડખાપણ વધારે છે, માટે તે શાસ્ત્રયોગ નહિ. વિધિમા યોગ્ય કાળે જ ક્રિયા જોઈએ, એના વિહિત આસન મુદ્રાદિ બરાબર સાચવીને, સંશયાદિ આઠે પ્રમાદ તજવા જોઈએ તાત્પર્ય કે પ્રમાદના ત્યાગ માટે આત્મા સાવધાન જોઈએ એક નવકારવાળીના ૧૦૮ પારા ફેરવવામા સમય તો જવાનો જ છે હવે જો પાર જલદી ઉથલાવી જવા જેવું કરે તો ય પ્રમાદ, અને ધીરે ચલાવતા બીજું ત્રીજું વિચારો તો પણ પ્રમાદ ! પણ જો હાથમા લીધેલા જાપપર જ જો ઉપયોગ, એના શબ્દ અને અર્થનો જ ખ્યાલ, તો એ પ્રમાદથી બચ્યા એમા સાથે તીવ્ર ઉપયોગ, અને શ્રદ્ધાભાવ રાખી આસન, મુદ્રા વગેરે વિધિ બરાબર શાસ્ત્રાજ્ઞા મુજબ સાચવીને શુદ્ધ ગણો તો તે શાસ્ત્રયોગ બને

<u>નાની શી ક્રિયામા મહાન લાભ</u> ! — જાવંતિ ચેઇઆઈ, જાવંત કેવિસાહૂ, જયવીયરાય–આ ત્રણ સૂત્રમા મુક્તાસુક્તિ મુદ્રા છે, એટલે કે અંજલિ અણવિકસ્યા કમલના ડોડા જેવી રાખવાની અહીં જો ઉપયોગ બરાબર હોય, તો જુઓ કેવો લાભ મળે છે જાવંતિ ચેઇઆઇંમા ' અધો-મધ્ય ને ઉર્ધ્વલોક, અર્થાત્ [illegible]ની નીચે સુધી બધા ક્ષેત્રમા જેટલા ચૈત્ય હોય તે સર્વેને

હુ અહિં રહેવો વાદ છુ ' ત્રણેય લોકના ચૈત્યો તરફ આંતર દૃષ્ટિની અનાગત એકાગ્રતા હોય તો આ વદનનો અનુપમ લાભ મળે લોકના સમગ્ર ચૈત્યોને વાંદવાનો લાભ કેટલો બનો! જાવંવ કેવિસાહુમા ભરત-મહાવિદેહ વગેરે અઢી દ્વીપમા રહેલા મુનિ, જે ત્રિવિધે મન-વચન કાયાના દંડથી વિરામ-પામેલા છે, તેમને વંદન કરાય છે જુઓ ઘેર બેઠા કેવા વિપુલ લાભ મળે એવા સૂત્ર અને ક્રિયા આપણને મળ્યા છે! એ બધી ક્રિયા અને સૂત્રોચ્ચાર ખૂબ જ વરશથી કરો, પણ જો પ્રમાદમિશ્રિત હોય તો ઇચ્છા યોગ ગણાય, શાસ્ત્રયોગ નહિં આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ જેવા પણ શાસ્ત્રયોગનો દાવો નથી કરતા, એ સામાન્ય જેવી ગણાતી નમસ્કાર ક્રિયા પણ ઇચ્છાયોગે કરે છે એનો અર્થ એ કે એમને એ ક્રિયાથી સંતાપ નથી વળી જતો કે 'બધુ બરાબર થયુ કે પુરૂ થઇ ગયુ' તો તમે મોટી ક્રિયા જે ચૈત્યવંદન, પ્રતિક્રમણ વગેર કરો છો તેમા કેમ સતોષ માનો છો કે 'બરાબર થયુ?' ઇચ્છાયોગમા અનુષ્ઠાન ચાલુ છે તેનુ જે તત્ત્વ છ તે પણ આગમ સાભળીને જાણ્યું છે, છતા પ્રમાદના કારણે વિકલ-અપૂર્ણ યોગ કહી દીધો, ત્યા બરાબર કે પૂર્ણ હોવાનો સંતોષ કેમ રખાય? એ રખાય છે તે 'ક્યા ઉભા છીએ? ક્યા જવુ છે?' એનો ખ્યાલ નથી માટે ધર્મના નામે કેવુ ઘસડી રહ્યા છીએ, અને ખરેખર કેવુ આરાધવાની જરૂર છે, તેનો વિચાર નથી એટલે આંખો મીંચીને જ ચલાવે જઇએ પછી અરસાજે શુ મળવાનુ? આત્માની પ્રગતિ નહિ ભવિષ્યમા નક્કર જવાબ પણ નહિ! તેથી જ

જાતને માટે હમેશા 'હું ક્યા ઉભો છુ,' એ ખ્યાલ રાખો. વિચારો કે કેવળજ્ઞાનીની અપેક્ષાએ જ્ઞાનમા ક્યા? વૈરાગ્યમા શાલિભદ્રની અપેક્ષાએ ક્યા? શ્રદ્ધામા સુલસાની દૃષ્ટિએ ક્યા? ક્ષાયિક સમકિતી શ્રેણિક-કૃષ્ણ મહારાજની દૃષ્ટિએ ક્યા? ને નિર્વિકાર અનુત્તરવાસી દેવની દૃષ્ટિએ ક્યા? તપની દૃષ્ટિએ

નંદનઋષિ કે ધન્ના અણગારની સામે કેટલે ? મહા ક્ષમાસાગર મહાવીર ભગવાનની અપેક્ષાએ ક્ષમામા કયા ? ક્ષમા ન બને, તો નેવામા કેટલે ? શાસનના પૂર્વ મહાપુરુષોને સાંભળ્યા છે ને ? તો આપા વ્યવહારમા બધી ખબર રહે છે કે 'પોતે લક્ષ્મીમા કેટલો ? સત્તામા કયા ? પરિવારમા કેટલો ? તબીયતમા કયા ?' અહીં જ ખબર નથી કયા ઉભો છુ—એનો ખ્યાલ ચોક્કસ હોય તો માણસને પોતાને યોગ્ય અને શક્ય લાગતા કર્તવ્ય બજાવ્યા વિના રહે નહિ તેથી અહિયા જાણે બધા કર્તવ્ય સમાપ્ત થઈ ગયા ! અથવા જાણે કઈ કર્તવ્ય જ નથી ! એમને ? એક બે ત્રણ સામાયિક કર્યા, પણ શુ પછીય મનને કહ્યુ કે સામાયિકના સૂત્રના અર્થ તો જાણ ? કહો, સમતાના સ્થાનનો લાભ ક્યારે ? આત્મા ઓતપ્રોત થાય ત્યારે તે ક્યારે ? સૂત્રનો અર્થ જાણી અંતરમા ભાવિત કરે ત્યારે 'ઇરિયાવહિયા શુ ? કરેમિભંતેની પ્રતિજ્ઞા શુ ? એ ન સમજાય તો શા ભાવ પ્રગટે ?

સવ્વસ્સવિ નો ભાવ— કહો જોઈએ 'સવ્વસ્સવિ દેવસિઅ ' સૂત્રથી શુ કરવાનુ છે ? જાણો છો ? ગુરુ પાસે સઘળા દૈવસિક મન વચન-કાયાના પાપનુ પ્રાયશ્ચિત માગવાનું છે 'હે ભગવંત ! દિવસ કે રાત્રિ સબંધી મે જે પ્રકારનુ જે મનથી ખોટુ વિચારેલ, વચનથી ખોટુ બોલેલ અને કાયાથી બગાડ આચરેલ તેના માટે હે ભગવંત ! શુ હુ પ્રાયશ્ચિત કરૂ ?' આમ શિષ્ય પૂછે છે, ત્યા ગુરુ તત્કાળ પુરતુ પ્રતિક્રમણ નામનુ એક પ્રાયશ્ચિત્ત કરવા કહે છે,—'पडिक्कमेह—તુ પ્રતિક્રમણ પ્રાયશ્ચિત કર ' અર્થાત્ હૃદયથી તુ મિચ્છામિદુક્કડ કહે પછી શિષ્ય 'મિચ્છામિદુક્કડ ' કહે છે અહીં જો આ વસ્તુ ખબર હોય તો આ સૂત્ર અને આ ક્રિયામા કેવા ઊંચા ભાવ આવે ! હૃદયામા પશ્ચાત્તાપનો કેવો દાવાનળ સળગે !

સુખ' સુત અનાદિના કર્મની હોળી જોતા નથી ! — આ બધુ ક્યારે બને ? કર્મની ભયંકરતા સમજાય અને એટલુ જ નહિ પણ એના તરફ સતત નજર રહે ત્યારે પણ અફસોસની એ છે કે

હું અહિં રહેલો વાંદુ છું' તીર્છા લોકના ચૈત્યો તરફ આંતર દૃષ્ટિની ભરાવટ એ ભરતા હોય તો આ વંદનનો અનુપમ લાભ મળે લોકના સમગ્ર ચૈત્યોને વાંદવાનો લાભ કેટલો બધો! ભગવંત કેવિસાહુમા ભરત-મહાવિદેહ વગેરે અઢી દ્વીપમા રહેલા મુનિ, જે ત્રિવિધે મન-વચન કાયાના દંડથી વિરામ-પામેલા છે, તેમને વંદન કરાય છે કેવો ઘેર બેઠા કેવા વિપુલ લાભ મળે એવા સૂત્ર અને ક્રિયા આપણને મળ્યા છે! એ બધી ક્રિયા અને સૂત્રોચ્ચારણ ખૂબ જ ધ્યાનથી કરો, પણ જો પ્રમાદમિશ્રિત હોય તો ઇચ્છાયોગ ગણાય, શાસ્ત્રયોગ નહિ આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ જેવા પણ શાસ્ત્રયોગનો દાવો નથી કરતા, એ સામાન્ય જેવી ગણાતી નમસ્કાર ક્રિયા પણ ઇચ્છાયોગે કરે છે એનો અર્થ એ કે એમને એ ક્રિયાથી સંતોષ નથી વળી જતો કે 'બધું બરાબર થયું કે પુરૂં થઇ ગયું' તો તમે મોટી ક્રિયા જે ચૈત્યવંદન, પ્રતિક્રમણ વગેરે કરો છો તેમા કેમ સંતોષ માનો છો કે 'બરાબર થયું?' ઇચ્છાયોગમા અનુષ્ઠાન થાય છે તેનુ જે તત્ત્વ છે તે પણ આગમ સાંભળીને જાણ્યું છે, છતા પ્રમાદના કારણે વિકલ-અપૂર્ણ થાય છે. કરી દીધો, ત્યા બરાબર કે પૂરા હોવાનો સંતોષ કેમ મનાય? એ મનાય છે તે 'ક્યા ઉભા છીએ? ક્યા જવુ છે?' એનો ખ્યાલ નથી માટે ધર્મના નામે ઠેઠ ઘસડી રહ્યા છીએ, અને ખરેખર કેવું આરાધવાની જરૂર છે, તેનો વિચાર નથી એટલે આંખો મીંચીને જ ચલાવે જઇએ પછી નરકાળે શું મળવાનું? આત્માની પ્રગતિ નહિ ભવિષ્યમા નક્કર જમાવ પણ નહિ! તેથી જ

જાતને માટે હમેશા 'હુ ક્યા ઉભો છુ,' એ ખ્યાલ રાખો વિચારો કે કેવળજ્ઞાનીની અપેક્ષાએ જ્ઞાનમા ક્યા? વૈરાગ્યમા શાલિભદ્રની અપેક્ષાએ ક્યા? શ્રદ્ધામા સુલસાની દૃષ્ટિએ ક્યા? ક્ષાયિક સમકિતી શ્રેણિક-રાજા મહારાજની દૃષ્ટિએ ક્યા? ને નિર્વિકાર ભાવમા અનુત્તરવાસી દેવની દૃષ્ટિએ ક્યા? તપની દૃષ્ટિએ

નદનઋષિ કે ધન્ના અણગારની સામે કેટલે ? મહા ક્ષમાસાગર મહાવીર ભગવાનની અપેક્ષાએ ક્ષમામા ક્યા ? ક્ષમા ન બને, તો નવામા કેટલે ? શાસનના પૂર્વ મહાપુરુષોને સાભળ્યા છે ને ? તો માપો વ્યવહારમા બધી ખબર પડે છે કે 'પોતે લક્ષ્મીમા કેટલો ? સત્તામા ક્યા ? પરિવારમા કેટલો ? તબીયતમા ક્યા ?' અહીં જ ખબર નથી ક્યા ઊભો છુ-એનો ખ્યાલ ચોક્કસ હોય તો માણસને પોતાને યોગ્ય અને શક્ય લાગતા કર્તવ્ય બજાવ્યા વિના રહે નહિ તેથી અહિંયા જાણે બધા કર્તવ્ય સમાપ્ત થઈ ગયા ! અથવા જાણે કઈ કર્તવ્ય જ નથી ! એમને ? એક બે ત્રણ સામાયિક કર્યા, પણ શુ પછીય મનને કહ્યુ કે સામાયિકના સૂત્રના અર્થ તો જાણ ? કહો, સમતાના સ્થાનનો લાભ ક્યારે ? આત્મા ઓતપ્રોત થાય ત્યારે તે ક્યારે ? સૂત્રનો અર્થ જાણી અતરમા ભાવિત કરે ત્યારે 'ઇરિયાવહિયા શુ ? કરેમિભતેની પ્રતિજ્ઞા શુ ? એ ન સમજાય તો શા ભાવ પ્રગટે ?

'સવ્વસ્સવિ' નો ભાવ — કેટલાને 'સવ્વસ્સવિ દેવસિઅ' સૂત્રથી શુ કરવાનુ છે ? જાણો છો ? ગુરૂ પાસે સઘળા દૈવસિક મન વચન-કાયાના પાપનુ પ્રાયશ્ચિત માગવાનુ છે 'હે ભગવત ! દિવસ કે રાત્રિ સબધી મે નવ પ્રકારનુ જે મનથી ખોટુ વિચારેલ, વચનથી ખોટુ બોલેલ અને કાયાથી ખરાબ આચરેલ તેના માટે હે ભગવત ! શુ હુ પ્રાયશ્ચિત કરૂ ?' આમ શિષ્ય પૂછે છે, ત્યા ગુરુ તત્કાળ પુરતુ પ્રતિક્રમણ નામનુ એક પ્રાયશ્ચિત્ત કરવા કહે છે,-'**पडिक्कमेह**-તુ પ્રતિક્રમણ પ્રાયશ્ચિત કર' અર્થાત્ હૃદયથી તુ મિચ્છામિદુક્કડ કહે પછી શિષ્ય 'મિચ્છામિદુક્કડ' કહે છે અહીં જો આ વસ્તુ ખબર હોય તો આ સૂત્ર અને આ ક્રિયામા કેવા ઊચા ભાવ આવે ! હૈયામા પશ્ચાત્તાપનો કેવો દાવાનળ સળગે !

સુખ જીવ અનાદિનો કર્મની હોળી જોતા નથી ! — આ બધુ ક્યારે બને ? કર્મની ભયકરતા સમજાય અને એટલુ જ નહિ પણ એના તરફ સતત નજર રહે ત્યારે પણ અફસોસની એ છે કે

હું અહિં રહ્યો વાંદુ છું ' તેણેય લોકના ચૈત્યો તરફ આંતર દૃષ્ટિની ઉપરાંત એકાગ્રતા હોય તો આ વંદનનો અનુપમ લાભ મળે લોકના સમસ્ત ચૈત્યોને વાંદવાનો લાભ કેટલો બધો ! જાવંત કેવિસાહૂમાં ભરત મહાવિદેહ વગેરે અઢી દ્વીપમાં રહેલા મુનિ, જે ત્રિવિધે મન-વચન કાયાના દંડથી વિરામ-પામેલા છે, તેમને વંદન કરાય છે જુઓ ઘેર બેઠા કેવા વિપુલ લાભ મળે એવા સૂત્ર અને ક્રિયા આપણને મળ્યા છે ! એ બધી ક્રિયા અને સૂત્રોચ્ચારણ ખૂબ જ ધગશથી કરો, પણ જો પ્રમાદમિશ્રિત હોય તો ઇચ્છા યોગ ગણાય, શાસ્ત્રયોગ નહિ આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ જેવા પણ શાસ્ત્રયોગનો દાવો નથી કરતા, એ સામાન્ય જેવી ગણાતી નમસ્કાર ક્રિયા પણ ઇચ્છાયોગે કરે છે એનો અર્થ એ કે એમને એ ક્રિયાથી સંતોષ નથી વળી જતો કે 'બધું બરાબર થયું કે પૂરું થઈ ગયું' તો તમે મોટી ક્રિયા જે ચૈત્યવંદન, પ્રતિક્રમણ વગેરે કરો છો તેમાં કેમ સંતોષ માનો છો કે 'બરાબર થયું?' ક્ષયોપશમમાં અનુમાન ચાલુ છે તેનું જે તત્ત્વ છે તે પણ આગમ સાંભળીને જાણ્યું છે, છતાં પ્રમાદના કારણે વિકલ-અપૂર્ણ યોગ કરી દીધા, ત્યાં બરાબર કે પૂર્ણ થવાનો સંતોષ કેમ રખાય ? એ રખાય છે તે 'ક્યાં ઊભા છીએ ? ક્યાં જવું છે ?' એનો ખ્યાલ નથી માટે ધર્મના નામે કેવું ઘસડી રહ્યા છીએ, અને ખરેખર કેવું આરાધવાની જરૂર છે, તેનો વિચાર નથી એટલે આંખો મીંચીને જ ચલાવે જઈએ પછી વરઘોડે શું મળવાનું ? આ માની પ્રગતિ નહિ ભવિષ્યમાં નક્કર જવાબ પણ નહિ ! તેથી જ

જાતને માટે હંમેશા 'હું ક્યાં ઊભો છું,' એ ખ્યાલ રાખો વિચારો કે કેવળજ્ઞાનીની અપેક્ષાએ જ્ઞાનમાં ક્યાં ? વૈરાગ્યમાં શાલિભદ્રની અપેક્ષાએ ક્યાં ? શ્રદ્ધામાં સુલસાની દૃષ્ટિએ ક્યાં ? ક્ષાયિક સમકિતી શ્રેણિક-કૃષ્ણ મહારાજની દૃષ્ટિએ ક્યાં ? ને નિર્વિકાર દશામાં અનુત્તરવાસી દેવની દૃષ્ટિએ ક્યાં ? તપની દૃષ્ટિએ

નંદનઋષિ કે ધન્ના અણગારની સામે કેટલે ? મહા ક્ષમાસાગર મહાવીર ભગવાનની અપેક્ષાએ ક્ષમામા ક્યા ? ક્ષમા ન બને, તો નમ્રતામા કેટલે ? શાસનના પૂર્વ મહાપુરુષોને સાભળ્યા છે ને ? તો આપો વ્યવહારમા બધી ખબર રહે છે કે 'પોતે લક્ષ્મીમા કેટલો ? સત્તામા ક્યા ? પરિવારમા કેટલો ? તબીયતમા ક્યા ?' અહીં જ ખબર નથી ક્યા ઉભો છુ—એનો ખ્યાલ ચોક્કસ હોય તો આત્માને પોતાને યોગ્ય અને શક્ય લાગતા કર્તવ્ય બજાવ્યા વિના રહે નહિ તેથી અહિંયા જાણે બધા કર્તવ્ય સમાપ્ત થઈ ગયા ! અથવા જાણે કંઈ કર્તવ્ય જ નથી ! એમને ? એક બે ત્રણ સામાયિક કર્યા, પણ શુ પઠીય મનને કહ્યુ કે સામાયિકના સૂત્રના અર્થ તો જાણ ? કહો, સમતાના સ્થાનનો લાભ ક્યારે ? આત્મા ઓતપ્રોત થાય ત્યારે તે ક્યારે ? સૂત્રનો અર્થ જાણી અતરમા ભાવિત કરે ત્યારે ઇરિયાવહિયા શુ ? કરેમિભતેની પ્રતિજ્ઞા શુ ? એ ન સમજાય તો આ ભાવ પ્રગટે ?

'સવ્વસ્સવિ નો ભાવ— કહોને 'સવ્વસ્સવિ દેવસિઅ ' સૂત્રથી શુ કરવાનુ છે ? જાણો છો ? ગુરૂ પાસે સઘળા દૈવસિક મન વચન-કાયાના પાપનુ પ્રાયશ્ચિત માગવાનુ છે 'હે ભગવત ! દિવસ કે રાત્રિ સબધી મે સર્વ પ્રકારનુ જે મનથી ખોટુ વિચારેલ, વચનથી ખોટુ બોલેલ અને કાયાથી ખરાબ આચરેલ તેના માટે હે ભગવત ! શુ હુ પ્રાયશ્ચિત કરૂ ?' આમ શિષ્ય પૂછે છે, ત્યા ગુરુ તત્કાળ પુરતુ પ્રતિક્રમણ નામનુ એક પ્રાયશ્ચિત્ત કરવા કહે છે,—' पडिक्कमेह—તુ પ્રતિક્રમણ પ્રાયશ્ચિત કર ' અર્થાત્ હૃદયથી તુ મિચ્છામિદુક્કડ કહે પછી શિષ્ય 'મિચ્છામિદુક્કડ' કહે છે અહીં જો આ વસ્તુ ખબર હોય તો આ સૂત્ર અને આ ક્રિયામા કેના ઊચા ભાવ આવે ! હૈયામા પશ્ચાત્તાપનો કેવો દાવાનળ સળગે !

મુર્ખ જીવ અનાદિના કર્મની હોળી જોતો નથી ! — આ બધુ ક્યારે બને ? કર્મની ભયંકરતા સમજાય અને એટલુ જ નહિ પણ એના તરફ સતત નજર રહે ત્યારે પણ અફસોસી એ છે કે

અનાદિકાળથી હોળી નાચી આવી છતા મૂર્ખ આત્માએ તે તરફ દૃષ્ટિ રાખી નથી કરી ! નહિતર આ દશા ન હોય કેઇ આત્માઓએ એ હોળી તરફ નજર નાખી તમારા જેવા સસારમાથી કર્મને કાઢી પોતાના આત્માને ઉદ્ધર્યા છે આત્મા સસારમા છે માટે કર્મ લાગે જ તેવુ નથી તમે કર્મને દ્વાર બધ કરી આપો તો કર્મ અદર પેસી જાય

કર્મ દરેકના જુદા —ધરતી પર ધર્મી અને પાપી બને રહે છે કસાઇ અને દયાળુ બને જીવે છે ધર્મીને કે દયાળુને રહેવા નથી મળતુ કે જીવવા નથી મલતુ એવુ નથી જગતમા વિવેકથી જીવે એને કર્મ ઓછા લાગે કર્મના પુદ્ગલના ભડાર છે એ જો એમને ચોટ્યે જ રહે, તો તો ધર્મી અને પાપી બનેને સરખી રીતે ચોટયા જ કરે પણ એવુ નથી બનેને પાપ પુણ્ય સરખુ નથી ચોટતુ તફાવત આખે ન દેખાય, પણ એ વસ્તુ ફલથી દેખીએ છીએ એક ઘરમા દશ માણસ હોય છે દરેકના ભોગફળ જુદા દેખાય છે કોઇ બિમાર, કોઇ નિરોગી, કોઈ બુદ્ધિમાન કોઈ મૂર્ખ, કોઇ બળવાન કોઇ નિર્બળ, એમ સૌના દેહ–બુદ્ધિ–બળ–સુખદુઃખ જુ । શાથી ? સૌના કર્મ જુદા છે માટે કર્મ પુદ્ગલ આત્માને દેખે કે ચોટીજ પડે તેવુ નથી અમુક પ્રકારનુ આત્માનુ વલણ કરો તે મુજબ અમુક પ્રકારના કર્મ ચોટે આત્માની મનોવૃત્તિ પર જ કર્મનો આધાર આત્માને મિથ્યાદૃષ્ટિમાથી સમ્યગ્દૃષ્ટિ બનાવો, પછી જગતના પ્રસગમા પોતાના આત્માનુ વલણ કેવુ રહેવાનુ ?

સમ્યગ્દૃષ્ટિની દૃષ્ટિ કેવી ? "હુ સસારમા રઝળવાવાળો નહિ, મોક્ષમા મહાલવાવાળો છુ એ સ્વરૂપ પ્રગટ કરવા માટે તો આ જન્મ મળ્યો છે તેથી આ જીવન લૌકિક નહિ, અલૌકિક જીવવાનુ હુ કર્મનો એવો ગુલામ નહિ કે એના પ્રભાવમા અજાઇ, દબાઇ કે દીનદુઃખી બનુ મોહની લાગણીઓ હાલતા ચાલતા મને ફસાવી

ન જાય હું અનંતબળી, એ ભલે ઢકાએલું ભલે હોય, પણ હું વીતરાગનો અનુયાયી, નિર્ગ્રંથ ગુરુને માનનાર, જગતના ઊંચા સુખને પણ દુઃખ લેખનાર" જ્યાં આવી માન્યતા ઘડી, પછી તો ગમે તે પ્રસંગે સમાધિનું વલણ સહેજે રહે તેથી કર્મબંધ બહુ જ ઓછા થાય એમ કરતાં સમ્યક્ત્વથી આગળ વધી ક્રમશઃ વિરતિ-વીતરાગતા અને અયોગમાં ચઢે, તો કર્મનો લેપ તદ્દન અટકે પછી તરત મોક્ષ

આરાધનાનું માપક યંત્ર —કેવળજ્ઞાન સામર્થ્યયોગથી મળે એ સામર્થ્યયોગની વાત દૂર રહી પણ એની નીચેનો શાસ્ત્રયોગ તે પણ હરિભદ્રસૂરિ મહારાજ જેવાને દૂર દેખાય છે ! એ હજી શક્ય બન્યો નથી લાગતો, એટલે મુક્તિ તો એમને કેટલીય દૂર લાગતી હશે ! ત્યારે આપણી વાત વિચારો કે જ્યાં આપણામાં સુંદર ઇચ્છાયોગના પણ ઠેકાણાં નહિ, ત્યારે આ ભવમાં તો નહિ પણ આવતા ભવમાંય તુરત મુક્તિ જ થશે, એમ કેમ મનાય ? જૈનશાસનમાં આરાધનાનું માપ ઘસેડપટ્ટીની ક્રિયા પર નથી, તેમ કોરી વિદ્વત્તા કે જ્ઞાન પર નથી પણ હૃદયની પરિણતિ કેવી છે તેના પર છે પછી એ પરિણતિ શિષ્યની વધી જાય, તો ગુરુ અધિક જ્ઞાની છતાં ઉભા રહી જાય, ને શિષ્ય કેવળજ્ઞાન પામી સંસારમાંથી વહેલો છૂટે ! એ વાત આપણને આશ્વાસન આપે છે કે 'મારામાં મહાપુરુષો જેટલું જ્ઞાન નથી, છતાં તેમણે ઉપદેશેલી પરિણતિ તો જરૂર લાવી શકું ' આંતર પરિણતિ જેટલી કુણી, સતેજ, અને જ્ઞાનીના માર્ગ તરફ ઝુકેલી રહેશે, તેમજ માત્ર તત્ત્વનો પક્ષપાત કરનારી બનશે, એટલા પ્રમાણમાં પ્રગતિ સધાશે

ઇચ્છાયોગ શું બહુ માગે છે ' એ આસન, કાળ, મુદ્રા, વિધિ બરાબર જોઇશે જ એવું નથી કહેતો હા, એનું લક્ષ્ય રાખવાનું કહે છે પરંતુ એ 'આની ક્રિયામાં તો અવિધિ છે, પ્રમાદ છે, માટે આ

ઇચ્છાયોગમાં નહિ,'-એમ નથી કહેતો કાઉસ્સગ્ગમાં કેમ ઝોકું ? જાઓ રખડી મરો ! એમ નથી કહેતો વિકલતાને અર્થાત્ ખોડ ખાંપણને શાસ્ત્ર બચાવમાં લે છે શાસ્ત્રની આવી દયા ! તો શાસ્ત્રે શું માગ્યું ? (૧) 'જે કરો તે શુદ્ધ ઇચ્છાથી કરજો પગલે ને ઠોકરૂપે નહિ કરતા (૨) તે ગુરુ પાસે શ્રવણ કરી, શ્રદ્ધા કરી કરજો, આપમતિએ નહિ કરતા. (૩) તે સમજીને કરજો પણ મૂઢની જેમ નહિ કરતા.' આમાં શાસ્ત્ર શું બહુ માગે છે ?

ધર્મ શ્રવણની ગંત —શ્રવણ કરવા તો આવો જ છો, હવે સમજ કરજો શ્રવણ કરતા ચિત્ત ચંચળ ન બનાવતા કે જેથી શ્રવણ કરો તે બનમર ન સમજાય જે સાંભળો તે કનાય વિસ્તારથી નહિ સહી, તો છેવટે સારરૂપે પણ લઇ જજો ત્રણ હજાર શબ્દોમાંથી ત્રણસો, ત્રણસો નહિ તો સો, પચાસ, પણ લઈ જશોને ? અહીંથી ઉઠીને બહાર ગયા ને કોઇએ પૂછયું, શું સાંભળ્યું આજે ? કહેશો 'ભૂલી ગયો,' એમ ? કેમ ભૂલ્યા ? જરૂર નહોતું ? 'હતું પણ સ્મરણશક્તિ બનાખર નહિ,' તો ડાયરી રાખી નોંધી લેવું હતું આજના પોતાને હોશિયાર માનનારા માણસો તો વાતવાતમાં ડાયરી કાઢે છે ! 'ક્યારે કઈ એપોઇન્ટમેન્ટ છે ? ક્યું ક્યું કામ છે ?' બધું ડાયરીમાં નોંધેલું જુએ તેની જરૂર ને કુરસદ પણ ખરી, તો આખા વ્યાખ્યાનમાંથી પાંચ પોઇન્ટ નોંધાય નહિ ? તેને દિવસમાં પાંચ વાર ન જોવાય ? એવી રોજની પાંચ વાત યા૦ રાખતા નહિને ?

ક્રિયા માટે ઇચ્છાનું સ્વરૂપ —વ્યાખ્યાન સાંભળો છો ? શા માટે સાંભળવું જ જોઈએ વ્યાખ્યાન કેમ સાંભળો છો ? આત્માને સત્સાધનામાં જોડયો રાખવા તે વગર ન ચાલે ! નવકારવાલી કેમ ગણો છો ? ગણવી જ જોઇએ જેમ પાણી કેમ પીઓ છો ? કહો ને તરસ લાગી છે માટે ખાવું શા માટે ? ભૂખ લાગી છે માટે તેમ આ ધર્મક્રિયા શા માટે કરવાની ? આત્મકલ્યાણની ભૂખ અને તૃષા છે માટે એ ભૂખ ન હોય તો જગાડવાની તો જ ઇચ્છા

યોગની પ્રવૃત્તિમાં અવાય ઇચ્છા આવી કરવાની કે 'જડહિતની દુનિયાની જપમાળા ગણતા ગણતા થાકી ગયો, હવે આત્મહિતની ભૂખ લાગી છે, લાવ નવકારવાળી દુનિયાની ધાધલ સંભાળતા સંભાળતા હું વેઠિયો મજુર થઈ ગયો, હવે તો મને ધર્મની રુચિ થઈ છે, તો લાવ ધર્મનુ પુસ્તક સંભાળુ, સામાયિક કરૂં' સાચી ભૂખથી થતી ક્રિયા તે ઇચ્છાયોગ કાઉસ્સગ્ગ પારતા જો 'નમો અરિહંતાણં' બોલવામાં અરિહંતને નમસ્કારનો ખ્યાલ હોય ને બોલો, તો ઇચ્છાયોગમાં ખાદી ગણેતા મુજબ સમૂર્છિમની જેમ બોલી જતો તો ઇચ્છાયોગમા નહિ

(૧) મનમા ૠજુતા નાનોના ઢચરા અને (૨) ઉપયોગ શૂન્યતાથી ધર્મક્રિયા એળે' —સંસારમા ઘણી ક્રિયા સ્વાભાવિક થાય છે, છતા ઉપયોગ રહે છે ખાવાનુ હજારો દિવસ હજારો ટંક સહેજે થાય છતા કોળિયો મોને બદલે નાકમા નથી પેસતો ! મોમા નાખતા માખી દેખાય તો તરત ઓટી નખાય છે, પછી ભલે મગજમા કોઈપણ વિચાર ચાલતા હોય તેમ ધર્મક્રિયા કરતા જાગ્રત લક્ષ જોઇએ 'નવકાર' બોલો છો, 'નમો અરિહંતાણ' બોલો છો, તો તેમા ધ્યાન રાખો આત્મ-કલ્યાણ અર્થે નવકાર ગણવાની ઇચ્છા સાચી હશે તો ખ્યાલ જાગતો રહેશે ધર્મસાધનાની આવી ઉત્તમ વસ્તુ તે મનનો ઉપયોગ વિના સિદ્ધ નહિ થાય વાસ્તવિક રીતે ધર્મક્રિયાના ફળનો અધિકારી કોણ ? જે એમા મનનો ઉપયોગ રાખે તે ઉપયોગ વગરની ક્રિયા અધિકારની નહિ પણ વેઠની ગણાય. ઉપયોગ વિનાની ક્રિયા સફળ નહિ પણ નિષ્ફળ જાય હજારો દિવસના અભ્યાસ છતા ચિત્તની ચંચળતા કેમ મટતી નથી ? ધર્મ સાથે આત્મા કેમ એકાકાર નહિ ? તેના સંસ્કાર કેમ ગાઢ નથી પડતા ? કહો, ઉપયોગ શૂન્ય હવકાર્યે રાખ્યું માટે આ ઉપયોગ શૂન્યતાનુ શું કારણ ? કહો કે દુનિયાની મામુલી વાતોએ આપણા મનનો જે

કર્ણજો મેળવ્યો છે એવો આ ધર્મક્રિયાઓએ નથી મેળવ્યો. એથીજ છતી ધર્મક્રિયાએ ઇચ્છાયોગની ખામી ! શું નથી સમજાતુ કે આ માની આ મહા અજ્ઞાન અને કંગાલ દશા છે? શું સામાયિકમા એ તાકાત નથી કે એ દુનિયાની વાતને ભૂલાવી દે? ત્યારે શું જગતની એક એક વાતમા એવી તાકાત છે કે સામાયિક પૌષધમાંય એ મનને પકડે? અથવા તદ્દન સામાયિક પૌષધ ભૂકાવે અને ચારિત્રને તો અવસરેય સ્મરણમાંય ન આવવા દે? માટે જગતની બહુ વાતોના કચરા તમારા પવિત્ર હૃદયગૃહમા ન ભરો તો ધર્મ સ્ફુરશે અને ટકશે

અંતરમા ભાવ ન હોય છતા ભાવ જગાડવા ક્રિયા કરો —

કુટેવથી એ વિચારો એકદમ નથી છૂટતા, તેથી જ ધર્મક્રિયામાં સાચો રંગ અને એકાકારતા નથી આવતી, છતા ધર્મ સાધવામા પવિત્ર ભાવ જગાડવાનુ લક્ષ ચોક્કસ કરવુ અને સાચવવુ જોઈએ દા. ત પ્રભુદર્શનની ક્રિયામા પ્રભુ આગળ એમ પ્રાર્થાય કે 'હે નાથ! સંસારમા અમે તપી ગયા હતા, મળગી ગયા હતા, હવે હે ભગવાન ! તારી પાસે ઠરશું અહો ! કેવી અદ્ભુત તારી કરણી ! કેવા અનુપમ તારા ગુણ ! કેવુ આદર્શ તારુ જીવન !' આ ચિંતન દ્વારા હૃદયને ભાવભીનુ કરવાનુ ક્રિયાનો જે ભાવ જોઇએ, તેનુ લક્ષ કરવાનુ, તેની કામના કરવાની. ઉપવાસની ક્રિયામા ભાવ શાનો જોઈએ? આહારસંજ્ઞાના કાપનો દાનમા? પરિગ્રહસંજ્ઞાના કાપનો. શિયળમા? વિષયસંજ્ઞાના કાપનો શીલ લીધુ છતા વિષયસંજ્ઞા મુંઝવે તોપણ જો પ્રયત્ન તે સંજ્ઞા કાપવા માટેનો હોય, તો એવાને હજુ શાસન નભાવે, તેમ, ધીમે ધીમે સંજ્ઞા કપાતી આવે એવી રીતે પાપ વિચારવ્યાકુળ્વાળુ સામાયિક પણ જો પાપ વિચારને તોડવાની ધગશથી કરો, તો લેખે છે એ ધગશથી લાંબા અભ્યાસે જ પાપ વિચાર અટકવાના. ધર્મક્રિયા સેવતા ગુણસ્થાનકના ભાવની

જે ભિનાશ જોઈએ, તે કદાચ ન આવે, પણ કરતા કરતા હૃદય ભીનુ બનાવવાનુ લક્ષ તો રાખવુ જ તેથી ગુણસ્થાનકોની સાચી સ્પર્શના થાય. ભાવ જગાડવાની ઇચ્છા એ પણ ભાવ છે

<u>ભાવ જાગવાના અવસરે ક્રિયા છોડી ન દો</u> —મંદિરે પગ મૂક્યો, ત્યા પ્રભુને જોતા જ ઝણઝણાટી થવી જોઈએ. મૂર્તિ દેખતા હૃદયમાથી જાણે ભક્તિરસના પાણીનો પ્રવાહ આખ દ્વારા છૂટે ! સ્તુતિમા હૈયું નાચે ! તેવુ કરવાની ઇચ્છા જોઈએ, ભાવ જોઈએ, એટલે ઇચ્છાયોગ વિક્રમે ચૈત્યવદન કરે, એક સ્તવન બોલે, ત્યા જો હૃદય ભીનુ ન થયું, તો મનને કહે 'ચાલ, બીજુ બોલ' એમા વળી કોઈ કડી આવશે, ત્યા મન બેસશે તો દીલ ભીનુ થશે નવકારવાળી એક ગણી પણ ચિત્ત ચોટયુ નહિ, તો બીજી નવકારવાળી ગણવાની અથવા નવકારવાળી પુરી થતા પહેલા કેટલીક અસ્થિરતામા ગઈ, હવે છેલ્લા પારા આવ્યા ત્યા ખ્યાલ આવ્યો તો એમ થાય કે 'ઘણુ રખડી આવ્યો હવે તો સ્થિર થા. ચાલ હવે બાકીની બરાબર ભાવ પૂર્વક ગણુ ' એમ મનનો ખ્યાલ કરો, એટલે છેલ્લા પારામા ભાવ જાગ્રત રહેશે <u>ક્રિયા કરતા કરતા ભાવ આવે ખરા, પણ ભાવ લાવવા માટે ક્રિયા કરો તો આવે</u> તેથી જ સમજો કે એક નવકારવાળી ગણી, અને અતે ભાવ જાગવાનો અવસર આવ્યો, તો ફેર બીજી આખી નવકારવાળી ગણવી જોઈએ <u>આ તો એક સ્તવન કે નવકારવાળીમા ભાવ જાગવાની હજી તૈયારી થઈ, ત્યા સમાપ્તિ કરી દે છે ! પછી ભાવમા ઝીલવાનો અવસર ક્યો ?</u> એટલે જો હવે બીજુ સ્તવન કે બીજી માળા શરૂ કરે, તો તેમા ભાવમા ઝીલવાનુ થાય, ચિત્તની સહેજે સ્થિરતા થાય, શુભ ઉપયોગ વધે, સાવચેતી વધે, આત્માનદ વધે ! પ્રભુ આગળ બે મિનિટ ઉભા રહી આખથી પ્રભુને દેખતા હતા ત્યા પણ આખ જરા મીંચી અવધારણ કરવાનુ કે પ્રભુ બરાબર દેખાય છે કે કેમ ? એમ પ્રભુનુ દર્શન કરી

ખસવાના પ્રસંગે ખ્યાલ આવ્યો, કે હવે હૃદયથી મેળાપ થાય એમ લાગે છે, તો પછી, કહો, ત્યાંથી ભાગવાનું કે બે મિનિટ વધારે ઉભા રહેવાનું? ત્યાં હવે બે મિનિટ વધુ થોભો એટલે પ્રભુ સાથે હૃદય ભળવા માંડે કદાચ આનો ખ્યાલ ન આવ્યો, કિંતુ બહાર નીકળતા પણ આવો વિચાર આવે તો ફરીથી દર્શને જવું એમાં શું વાંધો? એમ ન બન્યું તો મનને એટલુંય થવું જોઈએ કે ધક્કો નિષ્ફળ ગયો

<u>ક્રિયામાં મનના ઉપયોગથી શ્રદ્ધાબલ અને સંયમબલ તથા ધર્મધ્યાન વધે</u> —વિમાનમાં બેઠા, વિમાન ઉપડ્યું ચાલે છે કે નહિ તેની ખબર નથી બહાર જોવા ડોકું કાઢ્યું ત્યાં ખબર પડે કે સો બસો માઈલ તો કપાઈ ગયા! એમ ઈરિયાવહી, કાઉસ્સગ્ગ, કે નવકારવાળી શરૂ કરી પણ સાથે વેશવસ્તુ ઠીક ઠીક કરવામાંથી ઉંચો આવ્યો, ત્યાં જુએ તો એ પુરું થવા આવ્યું હોય! આવી વૈમાનિક વેગથી ક્રિયા થાય, એવી ભલે હજાર વાર થાય, પણ આગળ નહિ વધાય ઈચ્છાયોગ એમ નહિ સધાય ખ્યાલ આવે કે 'થોડી પણ ઉપયોગથી ક્રિયા કરું, ઉપયોગ વિના ચાલ્યું ગયું તો ચાલો ફેર સૂત્ર ભણું ફરી કાઉસ્સગ્ગ, ફરી નવકારવાળી, ફરી ક્રિયા કરું,' અને તેમ કરાય તો એમ કરતા એક દિવસ એવો આવે કે એક પણ 'નમો અરિહંતાણં' પદ જેવુંય મનના ઉપયોગ અને હૃદયના ભાવ વગર નહિ ચાલ્યું જાય! એ એક નમસ્કારમાં અનંતા અરિહંતને નમસ્કાર કર્યાનો લાભ, તમામમાં લાયકાત અને ઉપયોગ હોય, તો થાય! ઈચ્છાયોગની સાધના બરાબર કરવા કટીબદ્ધ થાઓ તો જુઓ કે આ સામાં ઉપયોગ શું કામ કરે છે એ ઉપયોગથી હૈયામાં શ્રદ્ધાબલ વધી જાય પછી તો એમ થાય કે <u>પ્રભુ પાસેથી ગૌતમ સ્વામીએ દ્વાદશાંગી જ્ઞાનથી લીધી, મેં એ સમ્યગ્ દર્શનથી લીધી,</u> આટલો જ ફેર" આ ક્યારે કે જો દ્વાદશાંગી શબ્દ સાંભળી દિલમાં અપૂર્વ શ્રદ્ધાનો ઉપયોગ સ્ફુરે તો.

એમ કોઈ વસ્તુ વાપરતા પહેલા જો ઉપયોગ રાખી નજર નાખે કે 'કોઈ જીવ બિચારો આમાં ભૂલો તો નથી પડ્યો ને?' તો

ત્યાં સંયમ વધે, શુભ ધ્યાન વધે કેમકે આ શું કર્યું ? નિર્દોષ જીવ બિચારો મરી ન જાય, એની શુભ ચિંતા કરી અને હોય તો એની રક્ષા કરી એટલે આ સારની ક્રિયામાં પણ ધર્મધ્યાન અને સંયમની કમાણી ! એથી ઉલટું પડિલેહણ વગેરે ધર્મક્રિયામાં ચિત્ત ચોંટેલું ન હોય, ને જીવની જતના ન કરે તો ધર્મની ક્રિયામાં અશુભ ધ્યાન તથા અસંયમરૂપી પાપની કમાણી કરાવે ઉપયોગ વગરની ધર્મક્રિયામાં શું કમાણી ? પછી એવા પ્રકારની ધર્મના ઉપયોગ વિનાની ક્રિયાઓ કરવામાં વર્ષો વીતે છે ! ત્યારે બીજી બાજુએ જીવનભ-સામાજિક વાતોના ઉપયોગ ખૂબ ફાલેફૂલે છે, અને મનમાં રાત ને દિ' એનાજ વિકલ્પો અને કલ્પનાઓ આવ્યા કરે છે !!

ખોટા વિકલ્પોની વ્યાપકતા અને ભયાનકતા —મનમાં જે જાતિના વિકલ્પના અભ્યાસ રહે છે, આત્માના વલણ પણ તેવા જ પ્રકાર ઘડાવાના બિલાડીને મળે કાંઈ નહિ પણ જન્મથી મનમાં ઉંદર મારવાના ગાઢ વિકલ્પ ! ઉંદર ક્યારે મળે ને ઝડપું, એ લેશ્યા સતત ! પછી પઠ્ઠાયો દેખાય તો પણ 'ઝડપી લઉં ? હમણા મારી નાખું,' એવા જ વલણ રહ્યા કરે ! વિકલ્પ બહુ ખોટી ચીજ છે ખરાબ ચીજ છે વિકલ્પના જોરે સંસારના પદાર્થોને જોવા માત્રમાં ભયંકર વલણ થાય છે વળવાનું કંઈ ન હોય છતાં વિકલ્પના ઘસારા જીવની કતલ કરી નાખે !

તંદુલિઓ મચ્છ, "મોટા મગરમચ્છના મોમાથી નિકળતા નાના મચ્છો કેવા ભાગ્યશાળી, કે બિચારા બચી ગયા," આની વિચારણા ન કરી શકે અથવા "આ મોટો મગરમચ્છ કેટલી તૃપ્તિવાળો ! અહો 'માલ મળે છે, તો ખાધે રાખો ! આપણા કબજામાં છે તો કોડીમાં ઓર રાખો,' એમ એને નથી થતું" આવી વિચારણા તંદુલીયાને નહિ. જો કે મોટો મચ્છ એક વખત પેટ ભરી લીધા પછી કાંઈ જુએ નહિ કે મોની અંદર માછલા

પેઠા છે, પણ તંદુલીયાને ખોટા વિકલ્પનો અભ્યાસ મોટો, તેથી એ વિચાર કર ઉલટો, એ જ કે "હું હોઉં તો એક ન છોડું!" બસ, માત્ર આ ખોટા વિકલ્પના અપરાધે તંદુલિયો નરકમાં જાય છે! ઓછું મળે તોપણ વિકલ્પ ન કરતા, વધુ મળે તોપણ વિકલ્પની ચુંગાલમાં ફસાતા નહિ "શ્રીમંતો ગરીબના લોહી પી જાડા થયા છે,"–આવા આવા વિચાર એ ખોટા વિકલ્પ છે તેમાં જો કોઈ સામે શ્રીમંત મળે તો કદાચ દ્રવ્યથી નહિ, તો ભાવથી તો તેનું ખૂન એ કરી નાખશે! આ વિકલ્પના પાપ! દયાના વિકલ્પ રાખે તો દયા વરસે હિંસાના વિકલ્પ દયા ભૂલાવશે લડાઈ વીતી ગઈ ખોટા વિકલ્પના અભ્યાસવાળાઓએ ભયંકર પાપકર્મ બાંધ્યા, પણ દયા ન ચિંતવી હજીય કોઈને આનંદરૂપે, તો કોઈને પશ્ચાત્તાપરૂપે પાપ વિકલ્પો ચાલુ હશે! લડાઈ પતી પણ વિકલ્પ ન પત્યા!

<u>વિકલ્પથી નુકસાનો</u> —વિકલ્પ એ જાણે ક્ષયનો જંતુ છે એ એક મનમાં પેઠો કે બીજા અનેક વિકલ્પ-જંતુઓ ઉત્પન્ન કરે છે એથી વળવાનું કશું જ ન હોય, છતાં એ એટલી ભયંકર સ્થિતિએ પહોંચી જાય છે, કે હૃદયને કાળું મેશ કરી મૂકે, મગજને તપાવી દે, અને રૌદ્ર ધ્યાનમાં ચઢાવી નરકના ભાતા ભેગા કરાવે! લ્યો શો સાર કાઢ્યો? પ્રસન્નચંદ્ર રાજર્ષિને સાતમી નરકના ભાતા ભેગા થયા શરીરની ધાતુઓને એ ઉત્કેરી મૂકે છે, તેથી આયુ ય ઘટતર કરી જાય છે પછી તો એ વિકલ્પોની આવૃત્તિ ચાલ્યા કરે છે, તે સહજ ભાને વિકલ્પોના કાળ દરમીયાન સારી ભાવનાઓ, તત્ત્વના ચિંતનો, મહાપુરુષના જીવન-સ્મરણો કે માત્ર પ્રભુના નામજાપને પણ અવસર રહેતો નથી તેથી માનવજીવનનો અમૂલ્ય સમય, વિના સુકૃત-કમાઈએ વેડફી નાખવાનું થાય છે! બીજું એક નુકસાન એ પણ છે કે સારામાં સારા સ્નેહી માટે પણ જો આપણે ખોટા વિકલ્પમાં ચઢ્યા, તો એ દુશ્મનરૂપ લાગશે, અને પછીના આપણા એવા વર્તાવ થશે કે ખરેખર એ દુશ્મન બની જાય

ત્યારે વિકલ્પને જો મૂળમાંથી રોકીએ તો કેટલીય મારા પુરુષાર્થની કરણીને અવકાશ છે. માત્ર આપણા કર્મના ઉદયની વિચારણા અને સામા તરફ મૈત્રી ભાવના-આ બે જાગ્રત જોઈએ, તો વિકલ્પ અટકે. પછી તો જુઓ કે વિકલ્પ વિનાના મસ્ત મનથી કેવી કમાઈ!

પ્રસન્નચંદ્ર અને કુમારપાલ —પ્રસન્નચંદ્ર રાજર્ષિ વિકલ્પમાંથી પાછા હટ્યા અને શુભ ભાવનામાં ઊંચે ચઢ્યા, તો ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોંચી ગયા. મહારાજા કુમારપાળે ધર્મ પામ્યા પછી વિકલ્પો ત્યજ્યા, અને પવિત્ર વિચાર-વાણી-વર્તાવનું જીવન ઘડ્યું. ઘોડા પર બેસી લડાઈ લડતા કેઈક પંચેન્દ્રિય માનવોની હિંસા પણ થતી હશે, છતાં ઘોડા પર બેસતાં પહેલાં પલાણ પ્રમાર્જે પુંજણીથી!! આમાં આયુષ્ય બંધાય તો કામજ થઈ જાય ને? આયુષ્ય ન બંધાય તો પણ બીજો પુણ્યબંધ કેવો! અગીઆર લાખ ઘોડાને પાણી ગળેલું પીવડાવવાનું!

શુભ ભાવનો પ્રભાવ —ગોશાળો કેવો? તેને પશ્ચાતાપ થયો. પ્રાયશ્ચિત્ત નથી લીધું પણ શિષ્યોને કહે છે 'હું ભયંકર પાપી છું ઠગારો-ઢભી છું. તમને બધાને મેં ઠગ્યા છે, પણ હવે હું મરું છું તો મર્યા પછી મારા મડદાને કુતરાના હાલે નગરમાં ઘમડજો તે મૌનપણે નહિ, ઢંઢેરો પીટાવી કહેજો કે 'સાચા જિન મહાવીર છે, આ તો ગોશાળો મંખલીપુત્ર ખોટો જિન! તેના અહિં પણ આ હાલ, તો પરલોકમાં કેવા?'' આવો પશ્ચાતાપ એકવાર તો એને સીધો બારમા દેવલોકે લઈ જનાર બન્યો! જો કે જીવનના ભયંકર પાપ એને સાતમી નરકમાં બે બે વાર, પૃથ્વી-અપ-તેઉ-વાઉમાં બે બે વાર વગેરે વગેરે ઘણું ઘણું ભટકાવશે પણ પછી પેલા પશ્ચાત્તાપનો સારો જવાબ મળશે. ઘોર પાપી અગ્નિશર્મા નવ નવ ભવમાં સમરાદિત્યની પાછળ પડેલ, છતાં છેવટે 'અહો! આ કોઈ મહા પ્રભાવી પુરુષ છે', એ વિચાર આવ્યો, તો અનંતકાળ પછી પણ એને એ વિચાર સારો જવાબ આપશે!

શ્રેણિક શુભ ભાવથી જગદ્‌ગુરુ —હવે વિકલ્પની જગાએ સારા ભાવ આવી જવાથી જે ઉચ્ચ સ્થિતિ થાય છે, તેનો પ્રભાવ જુઓ પદ્મનાભ સ્વામી ધર્મતીર્થ સ્થાપશે, ત્યારે કેઈ ઇંદ્રો આવશે, અચ્યુત દેવલોકવાસી ને કેઈ બીજા દેવો આવશે, પણ 'આ પ્રભુ તો નરકમાંથી આવ્યા !' એમ કોઈ જુગુપ્સા નહિ કરે એ બધા તો એમની વર્તમાન ઊંચી સ્થિતિ જોશે કે શી રીતે એ થઈ ? કહો, શ્રેણિકના ભવમાં પાછલી અવસ્થામાં વિકલ્પો ટાળી શુભ ભાવ સારા કેળવ્યા, માટે વઈ પડી ભવે એ શુભ ભાવ માત્ર શ્રદ્ધાના હતા પણ હતા હૃદયવેધી એક શ્રદ્ધા માત્રથી પણ આમ આત્માના દેદાર ફરી જાય, તો ચારિત્રથી તો પૂછવું જ શું ?

સંસારી આત્માના દેદાર ફરે તો ધર્મ ફળ. અને દેદાર તો ફરે કે જો હૃદયસ્પર્શી ભાવ જાગે ભૂખ્યું કુતરું જોઈ દયાથી રોટલાનો ટૂકડો નાખ્યો, પણ એ ભાવથી કે 'જીવ કર્મવશ હતો ત્યારે મારા ય ભયંકર હાલહવાલ થયા હતા !' દયાનું કામ આવ્યું ને દેદાર ફર્યો ક્ષણ પહેલા બીજા વિચારમાં મન કઠોર હતું, પણ દયાનું પાત્ર આવ્યું ને ભાવ જાગ્યો દેદાર ફર્યા, એટલે એ દયા ફળે, અતિ ઉત્તમ લાભ આપે કેવો ? હાથીપણેથી મેઘકુમાર ! ઇચ્છાયોગ સાધતા ચિત્ત ચચળ થાય તો ફરી ફરી સાધતા એમ કરતા ઉપયોગ પૂર્વકનુ થાય 'સકલ કુશલ-વલ્લિ પુષ્કરાવર્ત મેઘો' બોલ્યા, પણ એનો અર્થ 'પ્રભુ સઘળા સુખની વેલડીને ઉગાડવા માટે પુષ્કરાવર્ત મેઘ સમાન' એમ ખ્યાલમાં ન આવ્યો, તો અર્થની વિચારણા સાથે ફરી બોલવાનું એમ કરી ભાવ જગાડી જીવના દેદાર ફેરવીને ચૈત્ય વંદન કરો તો એ મહાન ફળ આપે દેદાર ફેરવવા માટે ખૂબ જ ઉપયોગવતી ધર્મક્રિયાની પુઠે પડવાની જરૂર છે તો નક્કી દેદાર ફરે પછી ક્યારેક આ જીવનમાં જો નહિ તો ભવાંતરમાં જરૂર સચોટ જવાબ મળશે દેદાર ફેરવવા માટે એ વિચારણા કે, 'વિષય કષાય, અને અને ગારવાના તાપથી સંસાર તપે છે, ધખે છે, જીવને સુકવી દે છે

નિસ્સાર કરી દે છે તેથી સંસાર અસાર છે ગમે તેટલો સાર કરીને સાચવ્યો હોય અને અસાર ! એમા સારભુત ધર્મ કરવો શુભાગ્યે માટે આજસુધી કર્મવશ રહ્યા હવે અસારની પુંઠ ન પકડવી, ને સારનો કેડો ન મૂકવો જૈન ધર્મ, સંયમ, તપ, દેવ, ગુરુ એ બધુ સાર એનો કેડો ન છોડવો મિથ્યાત્વ, કુમતિ, વિષયો, ઘેલછા, કષાય, તૃષ્ણા એ અસાર એનાથી ઉભા ન રહે તેવુ કરવુ

## શાસ્ત્રયોગ

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિ ભગવાનશ્રી હરિભદ્રસૂરિજી મહારાજા યોગદૃષ્ટિ સમુચ્ચય નામના શાસ્ત્રમા યોગની આઠ દૃષ્ટિનુ વર્ણન કરતા પહેલા કહે છે કે, આ ધિક આત્મા જે પ્રવૃત્તિ કરે છે, તે પ્રવૃત્તિ ત્રણ વિભાગમા આવે ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, ને સામર્થ્યયોગ એમા શાસ્ત્રયોગ અંગેની ટૂંકી વાત જણાવતા કહે છે કે, શાસ્ત્રયોગમા આત્મા (૧) યથાશક્તિ અપ્રમાદી હોય, (૨) નિર્મળ શ્રદ્ધાવાળો હોય, (૩) ચકોર બુદ્ધિવાળો હોય, અને (૪) અવિકલ ધર્મયોગને સાધતો હોય અવિધિ અને અતિચારો ત્યાગ કરીને ધર્મ સાધતો હોય તેની પ્રવૃત્તિ શાસ્ત્રયોગના ઘરની ધર્મપ્રવૃત્તિ ગણાય

સાર આવા શાસ્ત્રયોગમા પહોંચવાનુ છે, એના નિતર જ્ઞાનવાળો અને શુદ્ધ ધર્મની ઇચ્છાવાળો જો કિંચિત્ પણ ધર્મપ્રવૃત્તિમા મગ્યો હોય તો તે ઇચ્છાયોગમા હોય છે હવે ઇચ્છાયોગનો સાચો વિકાસ કોણ સાધે ? તે, કે જે શાસ્ત્રયોગના સાચા ધ્યેયવાળો હોય, તેમા આવવાની તીવ્ર ઇચ્છાવાળો હોય ‘ હું ક્યા ઉભો છુ ? ને મારે ક્યા જવુ છે ? ’ આ બે વાત સમજ્યો હોય તેને ઇચ્છાયોગની સાધના વિકટ નથી દૂર નથી, ને શાસ્ત્રયોગે પહોંચવુ દૂર નથી !

<u>પૌષધમા ભાવના</u> —પખવાડીયામા જે હોળી ચૌદ ચૌદ દિવસ સળગાવી, માત્ર બીજાને જ નહિ પણ પોતાની જાતને ય બાળનારી, તેનાથી બચાવા માટે ' લાવ, આજે પૌષધ કરૂ ? શા માટે ? નવી પાપની હોળીથી બચવા અને જુના કર્મના બધથી મૂકાવા માટે જે વીતરાગ પરમાત્માની યત્કિંચિત્ કૃપાની રૂએ પણ હુ આ મનુષ્ય જન્મ પામ્યો, તો તેના બદલામા પરમાત્માની સેવા તો કરવી જ જોઈએને ? ' એમ કરી ચૌદશે પૌષધમા આવવાનુ ' રોજના એક એક રમા અસખ્ય સ્થાવર જીવોનો હુ ખોડો કાઢુ છુ પણ આજે ચતુર્દશી છે, તો જીવોને કહુ છુ, "આજે ખુશમીજાજ જીવતા રહો ! વીતરાગ પરમાત્મા મારા જગતના જીવોના <u>નિષ્કારણ બધુ છે તેમનો અનુયાયી હુ એક દિવસ પણ તમારો બધુ ન બનુ, તો મને લાછન લાગે</u> " ઇચ્છાયોગ સુધી આવેલો, જેઠ મહિનાની ચૌદસે પૌષધ કરી ગયો, તે ભલે પાછો પછી સીધો ઠેઠ અષાઢ મહિનાની ચૌદસે આવે, પણ આ ભાવનાથી આવે તો પૌષધ એ પોતાની ચીજ બને અને અપૌષધ એટલે ઘરસસાર, એ પર વસ્તુ લાગે, શત્રુભૂત લાગે ! આ ક્યારે આવે ? કે જ્યારે હમેશા એવા મુખ્ય લક્ષવાળો હોય કે, 'હુ ક્યા ઉભો છુ ! ને ક્યા જવા ધારૂ છુ !'

<u>મન વચન કાયાની હીલચાલનુ પ્રયોજન યથાચારનું પાલન</u> — ત્યારે પૌષધમા એ ભાન હોય, કે 'મારો ઘણો સમય પ્રમાદમા જાય છે, અને એ પ્રમાદ મામુલી છે ! ભલે ને બહાર ફરવા રખડવા ન જતો હોઉ, પણ અહિંયા પાચ મિનિટ પણ કાયાની ગુપ્તિ ન રહે, ત્યા મનની ગુપ્તિની તો વાતેય શી ? આખી એક મિનિટ પણ મનોગુપ્તિ નહિ પ્રયોજન વિનાની એક આગળી પણ ઉંચી નીચી ન કરે તો કાયગુપ્તિ રહે ત્યારે આખા અગના અગ પ્રયોજન વિના જ્યા હાલેચાલે ત્યા ? <u>પ્રયોજન એટલે યથાચારનુ પાલન. આ પ્રયોજનવાળી સાથે અગને હલાવવાની પ્રવૃત્તિ તે કાયાની</u>

ગુપ્તિ છે, અને આ પ્રયોજન વિનાની બધી પ્રવૃત્તિ તે કાયદંડ છે. તમે કહેશો કે આ તો બધી ઝીણી વાતો કરો છો! પણ એ સમજ્યા વિના વિકાસ નહિ થાય, હૃદયથી આગધવાની વાત આવે ત્યા જો ગોટા વળાશે, ખોટા બચાવ ને ઓઠા લેવાશે, તો પછી તે રીતે તો આ જન્મમા શાસ્ત્રયોગી નહિ બની શકાય

જગતના પ્રેમમા બીઓ, શાસ્ત્રના ઠપકામા આનદો.—આશ્ચર્ય છે કે જીવોને જગત તરફથી કઠોરતા જેટલી ખપે છે, તેટલી શાસ્ત્રની દયા ખપતી નથી! ગુરુ "મહાનુભાવ"થી કહે, પણ જાણે તે બધુ પગ નીચે ઘસી નાખીએ, કે 'અમને બધી ખબર છે!' અને કોઇ અમલદાર ધમકાવીને કહે કે "ભાન નથી"? તો 'Very sorry' Excuse me' 'I beg your pardon વગેરે કહીને ઉભો રહે! સમજુ અને ડાહ્યો તો તે કે જે ગુરુ કઠોરતાથી આપે તો પણ હર્ષભેર લે, ને જગતની પ્રેમભરી વાતમા પણ સાવધાન બની જાય શાસ્ત્રની કઠોર આજ્ઞા આનદ સાથે માને, જગતની દયાભરી વહાલભરી વિનતિને પણ ભયની દૃષ્ટિએ જુએ. આમ તો દયા છે શાસ્ત્રની આપણા પર. તે દયાથી આપણને આપણી શક્તિ મુજબ જ કરવાનું કહે છે એમા પાછુ કેટલાય અપવાદની છૂટ આપે છે તો પછી શાસ્ત્રની દયાની કદર કરી સ એના જ આદેશોના ખપી ન બનવું?

આત્માની દુર્દશાનુ નિરીક્ષણ —આત્માને પોતાની દુર્દશા વિચારે તો દેખાય કે, "મારી ક્રિયામા હુ પ્રમાદી ઘણો, અપ્રમાદી ઓછો, અવિધિ ઘણી, વિધિ ઓછી! જડની, જગતની, માન-મોભાની, અનુકૂળતાની ઝખના હજી પણ ઘટતી નથી! ભલે બહારનો સંસાર મૂકીને આવ્યો, પણ અતરનો સસાર લઇને જ બેઠો છુ! ભલેને ઉપાશ્રયમા આવ્યો, પણ તે કાયાથી મનથી તો જાણે ઘરની રીતભાતમા છુ તેથી મારૂ મન કહે છે, કે 'કોઇએ મારી સાથે તોછડાઇથી વાત નહિ કરાય! અમારે તો, ઘરે હતા ત્યારે, બપોર સુવા જોઇતુ

હતુ તો અહિંયા પણ તે જેવ નહિ મૂકાય' આવી આવી તો મારામા કોઈ પોષ! અ રના રાગદ્વેષ, કષાય, માન, મોભાની અને ઈન્દ્રિયસુખની વૃત્તિઓ જાણે અસ્ખલિત નાખવાની હોય તેની ચર્ચા હજી ચાલી રહી છે! આવી સ્થિતિ શુ બતાવે છે? કદાચ ધર્મયોગનો ઇચ્છાયોગી હોઈશ કે કેમ, પણ આથે કર્મયોગનો તો મોટો ઇચ્છાયોગી છુ" શુ મૂકીને ધર્મસ્થાનમા આવવાનુ? શુ મૂકી આવ્યા હોઈએ તો સાથેસાથ ઇચ્છાયોગી ગણાઈએ? જો ઉપાશ્રયમા હાજરી માત્રથી ધર્મયોગી બનાતુ હોત તો અહિ ઉપાશ્રયના ઘાટીઓ મોટા ઇચ્છાયોગી ગણાત! ધર્મયોગ સેવનારા એટલે કર્મયોગને બહાર મૂકીને આવનારા વર્ષોની આરાધના પછી જો આગળ વધવુ છે, તો અહિંયા ધર્મસ્થાનમા જેમ બાહ્ય કુટુબ મૂકીને આવો છો, તેમ આતર કુટુબ તરીકે જે દુનિયામા જડરી માનેલા અહભાવ, માનેલા ગુસ્સા, માનેલા માન પાન ને મોભો છે, તે બધુ પણ મૂકીને આવવુ જોઈએ

આ વિકટ સસારની અદર જુવો કે જના કેટલાય ચોવીસે કલાક ત્યાગી પ્રવૃત્તિઓમા રહે છે, તેમાથી જે એક કલાક પણ અહિં આવે તે બચે છે જેમ બહારનો સસાર બહાર મૂકવાનો છે તેમ અદરના સસાર પણ બહાર મૂકવાનો છે જો દુનિયાનો મોભો, દુનિયાનો ગુસ્સો, દુનિયાની ચાનખાણી, ને અહભાવ,-આ બધી દુનિયાની વાતો બહાર મૂકીને ધર્મસ્થાનમા આવે તો ન્યાલ થઈ જવાય!

સ્વકીય યથાર્થ દર્શન —વિચારો કે "જવુ છે મારે અપ્રમાદ સ્થિતિમા અખડ ધર્મક્રિયાની પ્રવૃત્તિમા, અતિ નિર્મળ ને અતિ ચકોર બુદ્ધિના ઘરમા ને હુ ઉભો છુ ક્યા? હુ છુ પ્રમાદ ભરેલી સ્થિતિમા! હુ છુ બુદ્ધિનો બડ! ને ધર્મ હુ ખોડખાપણવાળો કરી રહ્યો છુ! તો ત્યા કેવી રીતે જવાશે? ઘોર સસારમા આવી દિવ્ય વાતો મળી છતા કેમ આથડી રહ્યો છુ? આવી દિવ્ય વાતો છતા

નમા ઉતારવાની જે તક મલી છે, તે અહિં નહિ ઉતારુ તો પછી તક ક્યા મલશે ? ક્યા ઉતારીશ ? હુ મહામાઆત્યનો રાજા કે મન્ત્રી હોઉ, છતા અહિં જે બેઠો છુ, તે રાજાપણુ કે મન્ત્રીપણુ મૂકીને બેઠો છુ મને એ ખ્યાલ છે કે હું સંસારનો કીડો છુ કીડા એટલે ? કીડાન ઉંચુ ચંદનનુ કાષ્ટ આપ્યુ હોય, પણ એનુ કામ તો તેને કોચી ખાવાનુ એમ મારે ચંદન જેવો માનવભવ કોચી ખાવાનો એટલો પામર અને કંગાળ છુ ! મારી આગળ મોટા નિધાન મોજુદ છે, પણ હુ કંગાળ ને પામર ક્યા લાભ લઉં છુ ? એટલે ? એક પ્રભુપૂજા ક એક સામાયિક, એ કેવળજ્ઞાન સુધીના નિધાન છે પણ એ નિધાનમાથી સામાન્ય લાભ પણ ક્યા લઇ રહ્યો છુ ? અરે ! એક સીધો સાદો શબ્દ કે 'સસાર ઘોર, ને કર્મ ભયકર છે,' એથી જરા તડફડાટ પણ કયા છે ? સંસારનો અદનો ગુલામ બની, કેવો ભાન ભૂલી આથડી રહ્યો છુ ? પ્રમાદથી ભરપૂર ભરેલા, ધર્મક્રિયામા વાતવાતમા ખોડખાપણ લગાડનારો, જેને વાતવાતમા અતિચાર ને પ્રમાદ સેવવાનો પાર નહિ, એવો હું ! પણ હવે ક્યા જાવુ છે મારે ? નિર્મળ શ્રદ્ધામા ને અપ્રમાદની સ્થિતિમા એ માટે શુ શુ ન કરૂ ? દુનિયાની એક એક વાત સાધવા સત્તર આથાકૂટ કરૂ, તો અહિં એક પણ નહિ ? ખરી જ કરૂ કેમ કે મારે આગળ વધવુ છે"

પુરુષાર્થી થાઓ —અહીં તમે આ બધુ સાભળી તો લીધુ પછી સરવાળે ક્યા ? ત્યાના ત્યા જ ને ? મહાપુરુષોની વાત આવે ત્યારે કહો, કે 'અમારૂ ગજુ નહિં' પરતુ અશેય પ્રારંભ કરી, ત્યા પહોચાડે એવો ધરખમ ઉદ્યમ જોઇએ કે નહિ ? કોઈ વિચાર નહિ કે આ શા માટે પોતાણ ચલાવુ છુ ? રૂડી ધર્મક્રિયામા વિકથા શા માટે કરૂ ? કલાકભર તો બધ નણુ મંદિરમા પેઠો છુ, તો નિરુત્સાહ, ઉંચુ મન અને દુન્યવી જંજાળ શા માટે જોઇએ ? અહિંયા વિષય કષાયની હોળી સળગાવવાની શી જરૂર છે ?-સાધનાની આ ત્રુટિ-

ઓને ઓછી કર્યા વિના, પ્રમાદને ધક્કે ચઢવ્યા વિના, આગળ વધી નહી શકાય રાગ, દ્વેષ, અહંભાવના સ્થાનમા જ્યા બેઠા હોય, તેમાથી બહાર નીકળી આગળ વધવાની જરૂર છે ઉચી કોટિની મૈત્રી, કરૂણા પ્રમોદ ને માધ્યસ્થ ભાવનાઓને ભાવવા સાથે, જિનાજ્ઞાનુસાર વિશુદ્ધ ચારિત્ર પાળનારા અસાધારણ વિદ્વાન, અદ્ભુત કોટિના તત્વચિંતન કરનાર શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ જેવા પણ કહે છે કે 'હું પરમાત્માને સ્વભાવથી નમસ્કાર કરૂ છુ'

આત્માના ધોરણ પલટે તો ધર્મિષ્ઠતા આવે —'જગતમા ક્યી સ્થિતિમા ઉભો છુ,' તેનું ભાન જીવે ન કર્યું ને 'કયા જવુ છે તથા તેને યોગ્ય કેવુ જીવન જોઇએ' તે ન વિચાર્યું, એવુ અનંતવાર બન્યું! ત્યારે 'કયા ઉભો છુ ને શુ કરવુ છે,' એ સંસાર દૃષ્ટિએ તો આ જીવનમા સેંકડોવાર કરી નાખ્યુ! પણ બધું કર્મની હોળી માટે' તો પછી ધર્મમા કયા ઉભો છુ ને શું કરવુ છે,' તે કયારે વિચારવાનુ? ધર્મમા નિત્ય નવો રગ ને નવુ જીવન ન બને એવુ થવુ જોઇએ તમારે તો સંસાર પલટે છે તેમ જીવન ધોરણ પલટે છે એટલે એ મુજબ અમુક ઠસ્સો ને અમુક રહેણી કરણી પલટતા આવડે છે સંયોગ પલટે તેમ સાસારિક જીવન પલટે છે, પણ ધાર્મિક જીવનના ધોરણ પલટાતા નથી, એ કેવુ આશ્ચર્ય! ખરી રીતે તો ધર્મસાધના અંગેના ધોરણ વધુ ને વધુ વિકાસવાળા, ઉન્નતિવાળા, અને કડક થવા જોઇએ પોતાના મન પર એવુ કડક ધોરણ કરવુ પડે કે, 'અકડાશત્યાગી સ્થિતિ નહિ ચાલે, મૃદુતા જોઇશે ખાવાની મહુ વાત નહિ ચાલે, તપશ્ચર્યા જોઇશે અજ્ઞાનની સ્થતિ નહિ ચલે, તત્વજ્ઞાની બનવુ જ જોઇશે!' શા માટે આ ધોરણ? કેમકે સયોગ પલટાતા ચાલ્યા માટે! એ સંયોગમા આખાને આખા તણાઈ ન જઇએ માટે! જો કોઈ નગીન ધોરણ નથી ઘડાતા, તો અબુઝ આત્મા, જે ચીજમાથી આત્મિક લાભ લેવાનો હોય, ત્યાથી કર્મનો લાભ લે છે! દા ત ધર્મશ્રવણ એ દુન્યવી

ધારણે ન કરાય ત્યાં તો ગમે તેમ શ્રવણ કર્યું તો ય ઠીક, પણ અહીં ધર્મમાં તેમ ન ચાલે

શાસ્ત્રે શ્રોતાના કેટલાક ગુણ બતાવ્યા છે—સારો શ્રોતા કોને કહેવાય? જેનામાં આ ગુણ હોય શ્રવણ બરાબર ન હોય તો પરિણામ ધાર્યું સારૂં ન આવે બરાબર શ્રવણ માટે ગુણ કેળવવા જોઇએ (૧) પહેલો ગુણ એ, કે પોતે વકતાનો ભક્ત હોવો જોઇએ જેની પાસે સાંભળવા આવ્યો તેના પર ભક્તિ-રાગવાળો જોઇએ ભક્તિ ન હોય એટલે કહે કે, 'મહારાજ કેટલામાં છે, ખબર છે બધી!' આવા કેઇક લોચા વાળે એટલે ઉંચામાં ઉંચી વાતોનું તત્ત્વ કહેવાતું હોય, પણ તને સામવી લાગે! બીજો ગુણ એ, કે (૨) શ્રોતા અગર્વી હોય, ગર્વ-રહિત હોય ગર્વ હોવાથી શંકા પૂછે નહિ (૩) ગર્વ નથી, ભક્તિ પણ છે, પણ શ્રવણની રૂચિ ન હોય તો શું કરવાનું? એટલે ત્રીજોગુણ રુચિ જોઇએ (૪) પણ રુચિ છતાં શ્રવણ બરાબર કરે નહિ, ચંચળતા ભારે ગણે "વ્યાખ્યાન ક્યારે આવ્યું? ક્યારે પુરૂં થવાનું? કોણ આવ્યું"? આ બધા મનમાં ગોટા હોય એટલે શ્રવણ નકામું જાય. તેથી ચંચળતા ન જોઇએ, અસ્થિરતા ન જોઇએ (૫) ત્યારે સ્થિર થઇને સાંભળતો તો હોય, પણ સમજવા જોગી સમજશક્તિ ન હોય તો? સાંભળવા છતાં અબુઝ રહે! માટે સમજશક્તિ જોઇએ. જેથી કહેવાની વસ્તુ સમજી સુબુદ્ધ બને

એક શ્રોતા બનવા માટે પણ કેટલી તૈયારી જોઈએ, તો પછી વક્તા બનવામાં કેટલી તૈયારી જોઈએ? આગળ જુઓ (૬) શ્રોતા પાછો પટુ જોઇએ કમકે પ્રશ્ન કેમ મૂકવો, તે ન આવડે તો? કે પેલો પ્રશ્ન પૂછી સ્પષ્ટીકરણ કરતાં ન આવડે તો? એટલે પ્રશ્નનો જ્ઞાતા જોઇએ-ક્યારે પ્રશ્ન કરવો? કેવો કરવો? કેવા શબ્દોમાં કરવો? દા ત વાત્સલ્યભાવે કોઈ વાત કહેવાતી હોય, ને એ એવો પ્રશ્ન મૂકે, કે જેથી આખી સભાને લાગે કે વકતા પર આ ટીકા થાય છે,

તો એ પ્રશ્ન અનુચિત. તેમ મૂઢની જેમ હા એ હા કહી જાય, પણ સમજવા પ્રશ્ન ન પૂછે, તો તે શ્રોતા પણ યોગ્ય નહિ આટલે સુધી તો પ્રારંભના શ્રોતા. પછી આગળ વધે એટલે (૭) એ મારુ જાણતો હોય અર્થાત્ સારા શ્રોતામા સારુ જાણવાપણુ જોઈએ પરંતુ અહીં તો અફસોસ કે શ્રોતા બન્યા રહેવામા મહિનાઓ કે વર્ષો વીત્યા હોય પણ સુજાણપણુ ન આવ્યુ હોય! કેમકે સાભળેલુ ધારી રાખવામા આળસુ હોય છે ત્યારે ઉદ્યોગી ન હોય તો એમજ કંઈ થોડુ જ યાદ રહે? પછી કેમ? તો કે વાતોડિયો થાય (૮) ખરી રીતે સાભળેલુ આત્મામા અવધારિત કરવા માટે લખી લેવુ, પુન પુન તે વાચવુ, યાદ કરવુ, વગેરે ઉદ્યોગવાળા બનવુ જોઈએ.

શ્રોતાના ગુણ —ફરી યાદ કરો, શુ આવ્યુ? વક્તા પ્રત્યે ભક્તિ, નમ્રતા ને શ્રવણ રુચિ, તેમજ શ્રવણમા સ્થિરતા, અને એની સાથે સમજવાની શક્તિ જોઈએ તેમ તત્ત્વને સમજવા ઉપરાત પટુતા જોઈએ, જેથી જીવનમા ક્યા ક્યા ખામી છે, તેનો ખ્યાલ આવે વળી પ્રશ્ન કરવાની આવડત જોઈએ તેમ સુજાણપણુ જોઈએ તનાથી બહુશ્રુત બનાય સાથે ઉદ્યોગી રહેવુ જોઈએ, તો તત્ત્વનુ ચિંતન અને અન્યાન્ય વિચારણા ચાલુ રહે

(૯) નવમા નબરમા નિદ્રાનો ત્યાગ કરનારો હોય, અને સાથે (૧૦) સારી બુદ્ધિવાળો હોય આખ નિદ્રાથી ઘેરાતી ન જોઈએ, નહિતર તત્ત્વના ઉંડા પરામર્શ (વિચાર) નહિ ચાલે વળી સદ્બુદ્ધિ જોઈએ સદ્બુદ્ધિ એટલે વસ્તુને સીધા રૂપમા લઈ જવાની સરલ મતિ તો નરબુદ્ધિવાળો શુ કરે? મહાપુરુષો જે વાતો કહે, તેને શ્રદ્ધાથી ગ્રહણ કરી સીધે સીધી માને, અને માને આત્મા કેમ ઉજળો બને તે શોધે પણ કુતર્ક ન કરે, તેમ નિરુત્સાહ ન બને

રીતના આગ્રહ કરતા વસ્તુનો આગ્રહ રાખો.—ધર્મ શ્રવણ ધર્મ વસ્તુ જ સાભળવાના ધોરણથી કરવાનુ છે પણ આજે તો કહેશે

કે, 'વસ્તુ તો સારી છે ગ્રન્થ ભગવતીસૂત્રનો છે પણ વક્તાની વ્યાખ્યાન-શૈલી ચમકદાર નથી" અરે ભલા માણસ ! આત્મહિતને વસ્તુ સાથે સંબંધ છે, રીતને શું જુઓ છો ? રીતના મોહ કરતા વસ્તુનો મોહ કરવો જોઇએ વસ્તુ શું ? શાસ્ત્રે કહેલી ધર્મની વાતો માર્ગાનુસારિતાના ગુણોથી ક્ષપકશ્રેણી સુધીની વાતો,-આ શાસ્ત્રોનો અર્થ તે વસ્તુ છે રાગ એનો જોઇએ. પણ રીતના મોહમા પડી જઇએ એટલે શું થાય ? 'ભગવતી સભળાવે છે પણ મઝા આવતી નથી અમુક ઢબે કહે તો ઠીક રહે !' આમ લોચા વળે છે આ રીતનો મોહ ખોટો છે કોઇએ સોનૈયા ભેટ આપ્યા, મેલા લુગડામા બાંધીને આપ્યા, તો શું આનંદ આવે નહિ ? આપવાની રીત ગમે તેવી, પણ આપ્યુ શું ? સોનૈયા વહેવારમા જુઓ, ગરીબ રાંકનામા વસ્તુનો મોહ રાખે તો ઓછા ખર્ચમા પતે. પણ રીતનો મોહ રાખે એટલે ફેશનેબલ કપડા જોઇએ ! શાક લાવવા બે આના ન મળતા હોય, પણ કપડા ઇસ્ત્રીટાઇટ કરવામા ચાર આના પહોંચે ! ઝવેરી જો ઘરાકની રીતના મોહમા પડે તો પોતાનું ગુમાવી બેસે એ ઘરાકના કપડા ન જુએ ! એ તો એનામા શાહુકારનું હૃદય છે કે ચોરનું, તે જુએ !

કલ્પસૂત્રમા રસ કેમ નથી પડતો ? એટલા માટે કે રીતનો મોહ પેસી ગયો છે માટે નહિતર કલ્પસૂત્રમા વસ્તુ કમ છે ? ડહાપણ હોય તો વસ્તુના ખપી બનો રીતની અપેક્ષાએ જોવા જાઓ તો વેશ્યા ચઢી જાય, ને વસ્તુની અપેક્ષાએ જોવા જાઓ તો સતી ચઢી જાય આજનુ જગત વિનાશના માર્ગે ચઢી ગયું હોય તો તે રીતના મોહના કારણે ઘેર ઘેર કેમિની ડોક્ટર થઇ ગયા પણ કેમિની ગુરુ નહિ ! કોણે કેમિની ડોક્ટર ઘાલ્યા ? રીતના મોહે તે એટલે સુધી કે ખાનપાનમા તો રીતનો મોહ ખરો, પણ દવા ખાવામાય રીતનો મોહ ! રીતના મોહમા આજની નવી પ્રજા વિપત્તિના માર્ગે ચઢી ગઇ છે જીવનમા નિરાગી ખોરાક, સાદા

તો એ પ્રશ્ન અનુચિત. તેમ મૂઢની જેમ હા એ હા કહી જાય, પા ! સમજવા પ્રશ્ન ન પૂછે, તો તે શ્રોતા પણ યોગ્ય નહિ આટલે સુધી તો પ્રારંભના શ્રોતા. પછી આગળ વધે એટલે (૭) એ સારું જાણતો હોય અર્થાત્ સા । શ્રોતામા સારૂ જાણવાપણુ જોઇએ પરન્તુ અહીં તો અફસોસ કે શ્રોતા બન્યા રહેવામા મહિનાઓ કે વર્ષો વીત્યા હોય, પણ સુજાણપણુ ન આવ્યું હોય! કેમકે સાભળેલુ ધારી રાખવામા આળસુ હોય છે ત્યારે ઉદ્યોગી ન હોય તો એમજ કંઈ થોડુ જ યાદ રહે? પછી કેમ? તો કે વાતોડિયો થાય (૮) ખરી રીતે સાભળેલુ આત્મામા અવધારિત કરવા માટે લખી લેવુ, પુન પુન તે વાચવુ, યાદ કરવુ, વગેરે ઉદ્યોગવાળા બનવુ જોઈએ

શ્રોતાના ગુણ —ફરી યાદ કરે, શુ આવ્યુ? વક્તા પ્રત્યે ભક્તિ, નમ્રતા ને શ્રવણ રુચિ, તેમજ શ્રવણમા સ્થિરતા, અને એની સાથે સમજવાની શક્તિ જોઈએ તેમ તત્ત્વને સમજવા ઉપરાંત પટુતા જોઈએ, જેથી જીવનમા ક્યા ક્યા ખામી છે, તેનો ખ્યાલ આવે વળી પ્રશ્ન કરવાની આવડત જોઇએ તેમ સુન્દભાષા જોઈએ તેનાથી બહુશ્રુત બનાય સાથે ઉદ્યોગી રહેલુ જોઈએ, તો તત્ત્વનુ ચિંતન અને અન્યાન્ય વિચારણા ચાલુ રહે

(૯) નવમા નંબરમા નિદ્રાનો ત્યાગ કરનારો હોય, અને સાથે (૧૦) સારી બુદ્ધિવાળો હોય આખ નિદ્રાથી ઘેરાતી ન જોઈએ, નહિતર તત્ત્વના ઉંડા પરામર્શ (વિચાર) નહિ આવે વળી સદ્બુદ્ધિ જોઈએ સદ્બુદ્ધિ એટલે વસ્તુને સીધા રૂપમા લઈ જવાની સરલ મતિ તો ન બુદ્ધિવાળો શુ કરે? મહાપુરુષો જે વાતો કહે, તેને શ્રદ્ધાથી નગત કરી સીધે સીધી માને, અને મારો આત્મા કેમ ઉજળો બને તે શોધે પણ કુતર્ક ન કરે, તેમ નિરુત્સાહ ન બને

ગીતના મોહ કરતા વસ્તુનો મોહ રાખો.—ધર્મ શ્રવણ ધર્મ વસ્તુ જ સાભળવાના ધોરણથી કરવાનુ છે પણ આજે તો કહેરો

કે, 'વસ્તુ તો સારી છે અન્થ ભગવતીસૂત્રનો છે પણ વક્તાની વ્યાખ્યાનશૈલી ચમત્કાર નથી" અરે ભલા માણસ ! આત્મહિતને વસ્તુ સાથે સંબંધ છે, રીતને શુ જુએ છે ? રીતના મોહ કરતા વસ્તુનો મોહ કરવો જોઈએ. વસ્તુ શુ ? શાસ્ત્રે કહેલી ધર્મની વાતો. માર્ગાનુસારિતાના ગુણોથી ક્ષપકશ્રેણી સુધીની વાતો,-આ શાસ્ત્રોનો અર્થ તે વસ્તુ છે રાગ એનો જોઈએ પણ રીતના મોહમા પડી જઈએ એટલે શું થાય ? 'ભગવતી સભળાવે છે પણ મઝા આવતી નથી અમુક ઢબે કહે તો ઠીક રહે !' આમ લોચા વળે છે આ રીતનો મોહ ખોટો છે કોઈએ સોનૈયા ભેટ આપ્યા, મેલા લુગડામા બાધીને આપ્યા, તો શુ આનદ આવે નહિ ? આપવાની રીત ગમે તેવી, પણ આપ્યુ શુ ? સોનૈયા વહેવારમા જુઓ, શરીર ઢાકનામા વસ્તુનો મોહ રાખે તો ઓછા ખર્ચમા પતે પણ રીતનો મોહ ગમે એટલે ફેશનેબલ કપડા જોઈએ ! શાક લાવવા બે આના ન મનતા હોય, પણ કપડા ઇસ્ત્રીટાઈટ કરવામા ચાર આના પહોચે ! ઝવેરી જો ઘરાકની રીતના મોહમા પડે તો પોતાનુ ગુમાવી બેસે એ ઘરાકના કપડા ન જુએ ! એ તો એનામા શાહુકારનુ હૃદય છે કે ચોરનુ, તે જુએ !

કલ્પસૂત્રમા રસ કેમ નથી પડતો ? એટલા માટે કે રીતનો મોહ પેસી ગયો છે માટે નહિતર કલ્પસૂત્રમા વસ્તુ કમ છે ? ડહાપણ હોય તો વસ્તુના ખપી બનો રીતની અપેક્ષાએ જોવા જાઓ તો વેશ્યા ચઢી જાય, ને વસ્તુની અપેક્ષાએ જોવા જાઓ તો સતી ચઢી જાય આજનુ જગત વિનાશના માર્ગે ચઢી ગયુ હોય તો તે રીતના મોહના કારણે ઘેરઘેર કેમિસ્ટ ડૉક્ટર થઈ ગયા પણ કેમિસ્ટ્રી શુરુ નહિ ! કોણ કેમિસ્ટ ડૉક્ટર થયા ? રીતના મોહે તે એટલે સુધી કે ખાનપાનમા તો રીતનો મોહ ખરો, પણ દવા ખાવામાય રીતનો મોહ ! રીતના મોહમા આજની નવી પ્રજા વિપત્તિના માર્ગે ચઢી ગઈ છે જીવનમા નિરોગી ખોરાક, સાદા

વસ્ત્રો, સારું ઘર, કલ્યાણ મિત્રો, સદ્‌ગુરુ સેવા, દેવાધિદેવની ભક્તિ—વગેરે વસ્તુની જરૂર છે રીતની ખટપટમા પડવાથી આખી ય સ્થિતિ બગડે છે પછી તો કેમ? તો કે 'ખોરાક આવી રીતનો જોઈએ, વસ્ત્રો આ પ્રકારના, ઘર આવી સ્ટાઈલનુ, મિત્રો આવી પદ્ધતિના, ગુરુ આ રીતનુ બોલનારા જોઈએ આવા તો કેઈ તોફાન ચાલે મિત્રની વસ્તુને બદલે રીત જુઓ તો ઠગાઓ

મિત્ર-પરીક્ષાનુ દૃષ્ટાંત —તમને ખબર હોય તો એક મત્રીના નિત્યમિત્ર ગણાતા ભાઈબધે અવસરે મત્રીને બહાર કાઢયો! "રાજાનો દ્રોહ કરીને આવ્યા? નીકળો બહાર!" પર્વમિત્રે દિલસોજી દેખાડી, પણ સહાય ન કરી જુહારમિત્ર મળ્યો, એણે કહ્યુ, 'ફિકર ન કરો' વસ્તુ જાણી લીધી કેમકે મત્રીએ જ કહ્યુ કે "મે રાજપુત્રનુ ખૂન કર્યું છે, મને બચાવો" વાત ખોટી હતી પણ મિત્રની પરીક્ષા માટે મત્રીએ એ ઉભી કરી હતી ત જુહારમિત્રે સાચી માની લીધી, અને મકાન ગજબનુ છતા મત્રીને ઘરમા સતાડી રાખ્યો! આમા જુઓ કે નિત્યમિત્રની રીત દેખાવડી હતી બે વખત રોજ મત્રીના ઘેર મળવા આવતો, પણ મિત્રપણાની વસ્તુ બરાબર નહોતી ત્યારે જુહારમિત્રની રીત બહુ સામાન્ય કોઈકવાર રસ્તે મળે ત્યારે જુહાર કરવાના એટલુ જ છતા એનામા મિત્રપણાની વસ્તુ ઉમદા હતી તો કુટુબના અને પોતાના જાનના જોખમે રાજાની સામે થઈ એણે મત્રીને ગુપ્ત આશરો આપ્યો આર્યદેશમા હિસાબ મડાતા હતા કે હલકપણુ નોકરમા હોય, શેઠમા નહિ ઉછાછળાપણુ નાનામા હોય, મોટામા નહિ! અધીરપણુ સ્ત્રીમા હોય, પુરુષમા નહિ! પણ આજે તો વિપરીત ઘણુ દેખાય છે! કેમકે આજે એવી કેળવણી નથી, સસ્કૃતિને બદલે વિકૃતિની કેળવણી અપાય છે પહેલા તો સહુ સહુને પોતાના દરજ્જા મુજબનુ ભાન હતુ

પ્રશ્ન —વસ્તુ ને રીતનુ મિલન ન હોય?

ઉ૦—હોય, પણ વસ્તુ અને યોગ્ય રીતનુ મિલન હોય જો

વસ્તુતત્ત્વ સમજાય કે ' ખાવુ એ પુષ્ટિ માટે છે, ' તો રોગ ન આવે, ને પુષ્ટિ રહે, તો એની સાથે રીત કઈ ? એજ, કે " બે કોળિઆ ઓછા ખાવા જોઈએ. પ્રકૃતિ બગડે એવુ વાયડુ, તીખુ, તમતમતું કે કડકારી ન ખવાય " પણ જેને રીતનીજ ખબર ન હોય તે ? આજે તો પકવાન્ન પોથીઓ ફેરવાઇ ગઈ ! વસ્તુગત્યા વસ્તુની પરવા નથી, એટલે નાચીને ખોટી રીત કહે છે, ને ખોટી રીતને મહા આશિર્વાદ રૂપ ગણે છે

કાયા કુટુંબી અને ધર્મ એ ત્રણ પ્રકારના મિત્ર — સુરસુંદરીને નદીશ્વર દ્વીપમા મુનિ કહે છે, કે જગતમા ત્રણ પ્રકારના મિત્ર હોય છે તેમ આત્માને પણ ત્રણ મિત્ર છે નિત્ય વધારેમા વધારે લુચ્ચો છે, પર્વમિત્ર એનાથી ઓછો, ને જુહાર મિત્ર એકાતે-કલ્યાણકારી કોણ નિત્યમિત્ર ? કાયા કોણ પર્વમિત્ર ? સ્વજન પરિવાર કોણ જુહાર મિત્ર ? ધર્મ એ જુહાર મિત્ર

કાયા એ નિત્યમિત્ર છે શુ કરે ? સદા સાથે રહે, ડાહી ડાહી વાતો કરે એટનુ આપણા ચા-પાણી પી જાય, અને આપણને પાપ વધારી આપે ! એની ખાતર આપણે ઘસાવાનુ, મુડાવાનુ ને કચરાવાનુ ! ને જ્યારે એ સમજે કે હવે કઈ માલ નથી, એટલે આપણને કરે લટકતી સલામ ! તે આ કાયા ! આત્માનુ પુણ્ય ખાઈ જનારી સુસસ્કારો ચાવી જનારી આ કાયા ! એ ગ્રોનેરી ધર્મની તક ખાઈ જાય ! ત્યાગ તપશ્ચર્યા ખાઇ જાય ! જન્મી ત્યારથી ખાવા માગે ! કશું નહિ તો અશુદ્ધો સોમા ! શાતા માગે, આરામી માગે, હાડકા હરામ ગણે ! આમ કરીને, કષ્ટને આનંદથી વધાવવા-વેઠવાના સુસસ્કાર, મહેનતના સુસસ્કાર, જ્યારે ને ત્યારે ત્યાગ સેવાભાવ વગેરેના સુસસ્કારને જગા ન આપે

સુસસ્કારો શુ કહે છે ?-' નત પચ્ચક્ખાણ બરાબર રાખ ! '

ત્યારે કાયા શુ કહે ?-' નિત્ય નવુ ખાવા લાવ, નવુ સારૂ પીવા લાવ, પહેરવા લાવ, જોવાનુ સુંઘવાનુ લાવ, કોમળ સ્પર્શો લાવ '

આમ એ પુણ્યના થોક ખાઈ જાય છે પૂર્વના શુભ કર્મે આપેલી અપૂર્વ ધર્મકરણીની તકને દબાતલ કરે છે કાયાને માન-પાન, સ્થાન-સ્થિતિ જોઈએ છે, એટલે કહે, 'ધર્મ કરવાના સંયોગો નથી' શું? વાત સાચી છે? કહે છે કાયાના સંયોગો જુદા છે! પણ આપણે કોના સંયોગ જોવાના? 'કાયાને કે આત્માના?'

નિત્યમિત્ર એવી કાયા તો મૃત્યુ રાજાનો હુમલો આવતા આત્માને કહી દેશે 'નીકળ અહિંથી,' અને કાઢી મૂકશે પેલા નિત્ય મિત્રે મરીને કટી દીધું હતું ને? બાકી તો જીવતા જીવે કાયા શું શું પાપ નથી કરાવતી? વાસુદેવની કાયા એને અઢળક પાપ કરાવી નરકમાં મોકલે છે રૂડા રૂપાળા ધર્મને ભુલાવનારી કાયા છે કાયાની બદમાસી તો બરાબર નજર સામે રાખવા જેવી છે એને મિત્ર નહિ પણ શત્રુ લેખવાની છે

પર્વમિત્ર તે કુટુંબ પરિવાર એ કાયાની જેમ નિરંતર સાથે નહિ, છતા ઘણીવાર સાથે રહે છે તે પણ થોડી ઘણી ભુચ્ચાઈ કરી જાય મિત્ર ખરા, પણ કર્મની વાતમા, ધર્મની વાતમા નહિ આપણું પુણ્ય ખાઈ જાય, પુણ્ય વધારે નહિ! વધારે ર રાગ કોણ કરાવે? મારા સારા વિષયોના ઉપભોગ કોણ કરાવે? ચાડી ચુગલી કોને ખાતર? પોતાના આત્મા ખાતર? ના ર ના, હિંસાથી માંડી મિથ્યાત્વશલ્ય સુધીના પાપો જો સેવાતા હોય, તો પહેલા નંબરમા નિત્યમિત્ર કાયા માટે, ને બીજા નંબરમા પર્વમિત્ર માટે સ્વજન એટલે પર્વમિત્ર, એ શું કરે? ધારિણી દીક્ષાર્થી મેઘકુમારને મનાવે છે, "મને તો પુત્ર! ઘણી આશા હતી, કે હું વહુના છોકરાને રમાડીશ! મારા કળતા હૈયાને તો તું જો તું મારો એકનો એક પુત્ર છે" સ્વજન શું કહે? 'તું ઘરમા રહે એટલે મોતનું સર્ટિફીકેટ! ઘડપણ ન આવે, મૃત્યુ ન આવે!" કેમ એમ જ ને? ભવાંતરમા કયા સ્થાને જશો, તે કહેવા તો કોઈ તૈયાર નથી, છતા ત્યાં સારૂ મળે એટલુંય કરવા સ્વજન તૈયાર નથી! આ પર્વમિત્ર! આ પર્વમિત્ર આપણા મૃત્યુ વખતે મ…

દિલસોજી દેખાડે, પણ રક્ષણ ન આપે પરલોકની જેલમાં એકલા જવા દે, સાથે ન આવે

જુહાર મિત્ર ધર્મ છે એ કહે છે કે 'ભલેને તું દિવસો સુધી મને ન મળે, પણ કોઈવાર પણ મળે છે, તો હું તો તને મિત્ર જ ગણું, આપત્તિમાં સાથે ઊભો રહું' આ મિત્ર પૈસાની જેમ આપણું પુણ્ય ખાય નહિ, પણ પુણ્યને વધારી આપે ત્યારે બીજી બાજુ પૈસા શું? પાપ વધારી આપે, કિન્તુ આ મિત્ર પાપ વધારે નહિ, પણ પાપનો ક્ષય કરાવી આપે અંતે મૃત્યુરાજાનો હુમલો આવે ત્યારે મહારક્ષણ આપે જુહારમિત્ર 'ધર્મ' એમ ન કહે કે–'ચાલ્યો જા, એકલો' એ તો જીવની કર્મ તરફથી થતી મૃત્યુ જેવી મહા દુર્દશા વખતે સાથે રહે, અને જીવને મહાશરણ, મહારક્ષણ, મહાસહાય આપે પરલોકને જેલ સમાન નહિ, પણ મહેલ સમાન બનાવે એટલું જ નહિ પણ છેવટે આ ધર્મમિત્ર આપણને મોક્ષના મહા સામ્રાજ્ય અપાવે

સુરસુંદરીને ગુરુ મહારાજ કહે છે કે પર્વમિત્ર, નિત્યમિત્ર, ને જુહારમિત્ર એમાંથી જુહારમિત્ર કોઈકવાર મળનારો અર્થાત્ ચૌદ રાજલોકના વિશાળ ક્ષેત્રમાં માત્ર મધ્યલોકમાં માત્ર અઢી દ્વીપમાં માત્ર ૫૬ર કર્મભૂમિ પર જીવ મનુષ્યપણે આવે ત્યાં એ ચારિત્રરૂપે ભેટે! અનંત પુદ્ગલ પરાવર્તમાં ચરમાવર્તમાં આવે ત્યારે ભેટે! એવો એ જ્યારે મળવા આવ્યો હોય, તેને હવે વધાવી લેવામાં પ્રમાદ કે બેદરકારી શા માટે?

આમ જુહારમિત્રની રીત કરતાં વસ્તુ અલૌકિક છે તેમ ધર્મશ્રવણ મળે ત્યાં ધર્મની વસ્તુ જોવી, કેવી રીતે કહે છે તે રીત નહિ એ શું કહ્યું? દુન્યવી ધોરણ મૂક્યા દુન્યવી ધોરણ પલટો તો પછી ઈચ્છાયોગની સાધના વેગવતી બનીને શ્રદ્ધાબળ, અપ્રમાદ વગેરે વધારી શાસ્ત્રયોગમાં પરિણમે અલબત્ તત્ત્વજ્ઞાન તો વિકસાવવું જ રહ્યું

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિ, યોગદૃષ્ટિ સમુચ્ચયગ્રંથમાં 'પરમાત્માને નમસ્કારની ક્રિયા હું ઈચ્છાયોગથી કરૂં છું' એમ કહે છે ત્યાં ધર્મક્રિયાની આરાધના કરવાના ત્રણ વિભાગ પાડ્યા (૧) શ્રેષ્ઠ સામર્થ્યયોગે, (૨) મધ્યમ શાસ્ત્રયોગે, (૩) પ્રાથમિક ઇચ્છાયોગે આ ત્રણ પરીક્ષામાં પાસ થયા પછી યોગ આરાધવાની જરૂર નહિ પરમાત્માને નમસ્કાર વગેરે ધર્મક્રિયા ઈચ્છાયોગની કક્ષા આવડી, એમાં શાસ્ત્ર-યોગનું લક્ષ્ય રાખ્યું, એના સતત પ્રયત્નમાં રહ્યા, એમ કરતા જીવ શાસ્ત્રયોગની આરાધનાવાળો થાય ત્યાં સામર્થ્યયોગનો આદર્શ રાખે, અને ક્રમે કરીને તે સિદ્ધ કરે એટલે ઘાતી કર્મનો નાશ, ને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય હવે વીતરાગ બન્યા એટલે લીધેલું ચારિત્ર ચાલ્યું ન જાય. ચારિત્ર મૂકી ન દે 'ચાલો, કેવળજ્ઞાન પામ્યા, હવે ઘેર જઈને બેસીએ', તે પણ નહિ હવે તો વીતરાગ સર્વજ્ઞ છે માટે સ્નાતકનું ચારિત્ર બન્યું એ કેવું ચારિત્ર? સર્વશુદ્ધ, સહજ ભાવનું હવે એમને 'મારે આ ચારિત્ર કર્તવ્ય છે,' એવું નહિ વિચારવાનું, પણ જેમ પવનની સહજ ભાવે તિર્છી ગતિ હોય છે, તેમ વીતરાગ પરમાત્માને સહજ ભાવે ચારિત્ર હોય છે

ઋજવાલિકાના તીરે રહેલા પ્રભુ મહાવીર દેવ શુક્લ ધ્યાનનો બીજો પાયો ચિંતવતા કેવળજ્ઞાન પામ્યા હવે? તપશ્ચર્યાની આરાધના, ને ઉપસર્ગની આરાધના પૂર્ણ થઈ ગઈ નહોતા પામ્યા કેવળજ્ઞાન, ત્યાં સુધી એમ હતું કે 'ચાલો અભિગ્રહો કરવા દો, કે 'રાજકુમારી હોય માથું મુંડેલું હોય, પગમાં બેડી હોય, મધ્યાહ્ન વીત્યો હોય, અડદના બાકળા રોતી રોતી વહોરાવે, તોજ લઈ પારણું કરવું'' હવે કેવળજ્ઞાન પામ્યા એટલે કેમ? તો કે પામ્યા પહેલા તો છ-છ મહિના સુધીના તપ કર્યા હતા, પણ હવે તો નિત્ય ભોજી' કેવળજ્ઞાન નહોતા પામ્યા ત્યાંસુધી બધી ઇરાદાપૂર્વકની કર્મ તોડવાની તાલાવેલીવાળી આરાધના હતી હવે એવા તૂટે એવા ઘાતી કર્મ તો નાશ પામી ગયા, અને જે અઘાતી બાકી છે, તે કાઈ

તપસ્યાથી તૂટે એમ નથી, માટે તપસ્યા નહિ ઘાતીકર્મ ભયંકર ગણાય, પણ પોચા! લપડાક મારીએ કે ભાગી જાય! ત્યારે ભયંકર ન ગણાતા અઘાતી કેવા? હઠીલા, કે ગમે તેટલી લપડાકો મારો પણ ન જાય એ તો ભોગવાઇને જ જાય એ કયા? વેદનીય, આયુષ્ય, નામકર્મ ને ગોત્રકર્મ છતા એ આત્માનુ બહુ બગાડે નહિ. આત્માના જ્ઞાનદર્શનાદિ ગુણનો ઘાત ન કરે ત્યારે ઘાતી કોણ? જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંત રાયકર્મ,—એ ચાર ઘાતી એનો નાશ ન કરો ત્યાંસુધી એ આત્મગુણને હણે જગતની ગુલામી કરાવે તો તે ઘાતી! અઘાતીને જન્મ આપનાર ઘાતી! ઘાતી મરે એટલે અઘાતીને મરેજ છૂટકો! ઘાતી કેમ ભયંકર છે? જીવને અજ્ઞાની, વિપ ર્યાસ, દુર્બુદ્ધિ, નિર્બલ બનાવનાર હોય તો તે ઘાતી છે અનંતા અલોકને, જ્યાં કોઈ રૂપી પદાર્થ નથી, પ્રમાણનું માપ નથી, એના એ અમાપ અંધકાર-પ્રમશ વિનાના અલોકને જોઈ શકવાવાળો આત્મા, આ ઘાતીના ઉદયે પ્રકાશની હાજરીમાંય એક ચીજ પણ પુરી જોઇ શકતો નથી! પોતાની પીઠ પાછળ શું છે, તેય જોઇ શકતો નથી! તે કોનાથી? ઘાતીથી, અઘાતીથી નહિ

અઘાતી કર્મે શરીર આપ્યુ છે, તે જ્ઞાન નથી રોકતુ પણ ઘાતીએ આપેલા જ્ઞાનાવરણ જ્ઞાનને રોકી નાખે છે શરીર મળ્યુ, ઇન્દ્રિયો મળી, એ અઘાતીના હિસાબે મળ્યા છે, એટલે કદાચ પુણ્યાઈ ખૂટી જાય ને ઇન્દ્રિયો દુર્બલ થઈ જાય, આંખના તેજ ખૂટી જાય, છતા પણ જો આપણે વીતરાગ બનવુ હોય તો એ અટકાવતા નથી! પણ અંદરમા રહેલા મોહનીય આદિ ઘાતી તો કહે છે કે, 'હું છુ ત્યાંસુધી વીતરાગ નહિ બની શકો ચાહે દેખતા હો, કે આંધળા.'

ઘાતી કેમ ભયંકર? અનંતા જ્ઞાનદર્શનને અનંતા વીર્યને, અને અનંતી વીતરાગતાને અટકાવે છે માટે ઘાતી ભયંકર છે માટે જ જ્યાંસુધી ભગવાન પણ કેવળજ્ઞાન નહોતા પામ્યા ત્યાંસુધી એ ઘાતીના નાશ કરવાની તમન્ના અને મથામણમાં હતા એ માટે કઠોર તપસ્યા કરતા ઘોર ઉપસર્ગ પરીસહ સહતા એટલા માટે તો ઈચ્છાપૂર્વક અનાર્ય દેશમાં વિચરતા. પણ કેવળજ્ઞાન પામ્યા પછી શું? કંઈ નહિ કેમકે ઘાતી સઘળા નાશ પામી ગયા હવે જે અઘાતી કર્મ છે તે એના હઠીલા છે, કે લાત મારો પણ ન ખસે તે તો તેનો ક્રમશ ભોગવટો થઈ ગયે આપોઆપ ભાગશે એટલે અઘાતીથી નહિ પણ ઘાતીથી ડરવાનું છે ત્યારે ઘાતીથી ભય પામવાની વાત તો દૂર રહી, પણ ઉલટું જેટલા પ્રમાણમાં ઘાતીને પંપાળવાનું કામ ચાલુ, તેટલા પ્રમાણમાં તે આત્મ પ્રદેશમાં પથારી લાંબી કરીને સુવાના! જો આપણું કામ એને લપડાક મારવાનું તો તેનું કામ ભાગી જવાનું

એટલે શું સમજ્યા?

અંતરમાં ઉઠતા ક્રોધ, અભિમાન વગેરે કષાયો, અને કામ, ભૂખ, ઇચ્છા વગેરે લાગણીઓથી ડરવું જોઈએ, એને બદલે એ જ હૃદયમાં નમતા રાખવાનું જેટનું આપણે કરીએ, તેટલા પ્રમાણમાં એ આત્મામાં દઢમૂલ થાય ત્યારે જો એ કષાયો અને એ કુલાગણીઓથી જો ભય પામી, એની સામે ક્ષમા, નમ્રતાદિની અને બ્રહ્મચર્ય, તૃપ્તિ તથા અપ્રમાદ વગેરે ભાવનાની લપડાક મારીએ, તો એ ભાગી જાય. મહેનત ઘાતીને ડચરવાની કરવી જોઈએ, પોષવાની નહિ તેમ અઘાતીને ડચરવાનું કામ નથી પાપના ઉદયે આવેલી નિર્ધનતા કે અઘાતીના ઉદયે આવેલો રોગ નહિ ખસે, જો નિકાચિત વિપાકોદય હશે તો પણ ઘાતીના ઉદયે આવેલી દુર્બુદ્ધિ, અજ્ઞાન અને ધર્મપ્રવૃત્તિમાં પ્રમાદ, એને સામો પુરુષાર્થ કરીને ભગાડી શકાય એમ છે

પ્રભુ મહાવીરદેવ સંસારમાંથી બહાર નીકળી દીક્ષા લઈને બહાર પડ્યા, કે એકદમ જાણે તપ પર તૂટી પડ્યા! બેમાસી, ચોમાસી ને ૬ માસી! સંયમ લીધુ એટલે એકદમ પુરુષાર્થને ખડો કરી દીધો કાયક્લેશ, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, દિવસોના દિવસો અનશન, આ બધુ ઇચ્છાપૂર્વક ઉભુ કરી દીધુ! કેમકે એઓ સમજે છે કે આ જે વિવિધ તપશ્ચર્યા છે, તે ઘાતીને લપડાક છે! તપશ્ચર્યા આરાધવા માંડી એટલે કષાય પર ઘણુ પડે! મોહ મરતો આવે! ત્યાગ કરવા માંડ્યો એટલે અજ્ઞાનનુ જે પાપ હતુ ઘાતીનુ, તેને લપડાક પડવા માંડી ધ્યાનના તપથી નિદ્રા ભાગતા માંડે, વિહાર વગેરે તપથી અંતરાય તૂટી વીર્યાન્તરાયનો ક્ષયોપશમ પ્રગટે મોટાભાગે કાયોત્સર્ગ વગેરે ચાલુ, તે અભ્યંતર તપ, તેમાં કાયક્લેશ થાય તે બાહ્યતપ,–આ બેની સાધના ગખી એટલે ઘાતીના ભુક્કા તપના ઘરનો પુરુષાર્થ ઘાતીને લપડાક લગાવે છે! એને ભગાડી મૂકે છે! માટે જ આપણી પાસેથી જો એ ન ટળતા હોય, તો એમાં બેદરકારી આપણી છે એટલુ જ નહિ કિંતુ બેદરકારીથી ઘાતીને આગળ વધવાની વાત જાણે આપણને પોસાતી વાત છે, એટલે તેને પાળ્યે રાખીએ છીએ બેદની વાત છે કે અનુપમ ધર્મશાસન મળ્યા પછી પણ તપથી દુષ્ટ ઘાતીને દૂર કરવાની આપણી તૈયારી ઓછી! અને અજ્ઞાન, મોહ, ધર્મવીર્યાન્તરાય વગેરે એ ઘાતીને પોષવા પપાળવાની તૈયારી ઘણી!

ઘાતી હઠીલા નથી, એની સામે આપણે હઠીલા છીએ જ્ઞાનીઓના જીવન અને ઉપદેશ મળવા છતા આપણે ઘાતીને જાણે ગખી મૂકવાની હઠવાળા છીએ એ હઠ ન હોય તો, માથુ દુખતુ હોય ને ધર્મક્રિયા બેઠા બેઠા કરવાનુ આવે ત્યારે, હૃદયમાં જોરદાર કવેદના થાય 'કેવો હુ હીણભાગી? ધર્મ કરવાના અવસરે માંદો? હવે બેઠા બેઠા કરીશ તો અતિચાર લાગશે, નવા વીર્યાન્તરાય બધાશે, અહિં તો દુખણો છુ જ, પણ પાપનાયોગે ભવાંતરમાંય શુ?' કઈ પશ્ચાત્તાપ થાય? શોધવાની જરૂર છે કે જે ઘાતી કર્મોને

આપણે જૈન શાસનના બળે તોડી શકવાનું સામર્થ્ય ધરાવીએ છીએ તેવા ઘાતીને તોડવાનો ધંધો ચાલુ છે, કે પપાળવાનો? અનાન શું ન્હાય ઉઠતું નથી, કે આવા ઉત્તમ સામગ્રીવાળા ઉત્તમ ભવમાં આત્મામાંથી જાણે એ ઉઠી જવા તૈયાર છતાં બેસાડીએ છીએ? વિષયો આવીને ચોંટે છ, કે આપણે લાલસા કરી કરી એને શોધી મેળવી પછી એને બાથ ભરીને બેસી રહીએ છીએ? વળી એ લાલસા ઉખડી ન જાય માટે વારંવાર મીઠા સ્મરણના ગુંદર લગાડીએ છીએ?

અલબત વિષયની લાલસા અને કષાયની પકડ આત્મા પર અનાદિ કાળથી છે પણ જો એના પર પેકિંગ-સિલિંગ કરવા તૈયાર ન હોઈએ, તો તે ઉખડવા તૈયાર છે પણ જો તેને મીન પેક કરવાની રમત આ જન્મમાં પણ ચાલુ, તો આ જન્મ નહિ પણ કેટલાએ જન્મમાં એ નહિ ખસે! આપણે હઠીલા બનીને તેને હઠીલા બનાવીએ છીએ. સામર્થ્ય યોગનું સામર્થ્ય એવું છે કે, જુગજુના ઘાતી કર્મો જે અદર ભરાઈ બેઠેલા છે, તેને અંતર્મુહૂર્તમાં દૂર કરે! પણ એ પૂર્વે શાસ્ત્રયોગની સાધના જોરદાર જોઈએ. એ માટે તીવ્ર કર્મ દેવ જેવા પણ ઘોર તપશ્ચર્યા ને ઉગ્ર સંયમની સાધના કરતા હતા એમાંથી સામર્થ્ય યોગ પ્રગટાવીને, ઘાતીના અનંતકર્મો જે જન્મ જન્મના બાંધેલા હતા, તે બધાને ઋજુવાલુકા નદીના કિનારે પ્રભુ મહાવીર વિભુએ અંતર્મુહૂર્તના કાળમાં ઉખેડી નાખ્યા! વાત આટલી છે કે મોહનીય વગેરે ઘાતીનું પોષણ ન કરો. ઘાતીના જોરથી આત્મા નિષ્ઠુર થઈ જાય છે માટે, આ માના પરિણામ નિષ્ઠુર થઈ જાય તેવી કોઈ કાર્યવાહી નહિ જોઈએ. આપણા આંતર પરિણામની નિષ્ઠુરતા ન થાય તે ખાસ સાચવવાનું. નિષ્ઠુર પરિણામે જે લંપટતાનું પાપ લાગ્યું તે ઉદયમાં આવે ત્યારે જીવ વિકરાળ વાઘ જેવો હશે! જે આત્મા સમજે છે કે આ વર્તનું કરવાલાયક

નહિ જ, છતા જો જાણી બુઝીને ખુશીથી મનને એમ મનાવી લે છે કે 'આનો તો વાધો નહિ,' તો તે ઠેઠ ઘાતકી પરિણામ સુધી પહોચે છે ! હવે જુઓ શાસ્ત્રયોગ માટે ચકોરતા જોઈશે

ચકોરતા —પ્રભુએ કેવળજ્ઞાન પામતા પહેલાં ઘોર તપશ્ચર્યા, ભયકર કાયકષ્ટ, અને દિવસ ને રાત કાઉસગ્ગમા, આવુ સાડાબાર વર્ષ કર્યું ! ઘાતીને નાશ કર્યા ત્યાસુધી એ કર્યું કેવળજ્ઞાન પામ્યા પછી એ નહિ સામર્થ્યયો । એવી ચીજ છે કે એ કેવળજ્ઞાન પમાડી દે, પછી એની કે શાસ્ત્રયોગ અને ઇચ્છાયોગની કોઈ જરૂર નહિ શાસ્ત્રયોગ માટે શુ જોઈએ ? સમ્યગ દર્શનની ઉંચી નિર્મળતા, એ માટે આઠ પ્રકારના દર્શનાચાર ખૂબ ખૂબ આચરવા જોઇએ એવી તત્વજ્ઞાની બની ચકોર બનવાનુ પોતાના દોષોને પકડવામાથી ઓળખીએ તેવા ચકોર ! સાધના કરવા બેઠા, ને કોઈ અતિચારનો સંભવ પણ ન્યાં બહાર જાય, તે બને નહિ ! એવી પ્રમાદ, સ્ખલના, અવિધિ વગેરેનો ત્યાગ કરી અપ્રમત્ત બનવાનું દુકાન પર લોગે ગણતા બે નોટો કાચ લેગી ગાવી જાય, એનો પ્રમાદ કે બેદરકારી કરો ખરા ? ના, તો પછી અહીં ધર્મક્રિયામા કેમ પ્રમાદ રહે ? મનને કહી દો કે ધર્મને તો હુ નોટો કરતાય અધિક ગણુ છુ, માટે બગાડ સહ્ન ન કરીશ

પ્રભુના દર્શન કરીને પાછો ચાલ્યો પણ વળતા પ્રભુ તરફ આપણી જરાય પીઠ થઈ શાસ્ત્રયોગમા આ ન ચાલે ત્યા તો બરાબર ખ્યાલ હોય કે ભગવાનની નજરમાથી જ્યાસુધી બહાર ન નીકળુ, ત્યા સુધી જરાય પ્રભુને મારી પીઠ ન થાય આવા અતિચાર કે સ્ખલનાઓ આપણી જોઈએ તો કેટલી નીકળે ? ત્યાસુધી શાસ્ત્ર-યોગ શે આવે ?

શાસ્ત્ર-યોગના માર્ગ — સમ્યગદર્શનની નવીન નવીન નિર્મળતા, અતિચાર અને દોષોને પરખવાની ચકોરતા, શાસ્ત્રયોગી કેમ બનાય તેને અનુલક્ષીને ઉદ્યમ, તે બન્ને માટે પ્રમાદનો ત્યાગ

ને અવિધિનો ત્યાગ કરવાનું આવડે, તો શાસ્ત્રયોગી બનવાની વાર નહિ માટે ઇચ્છાયોગમાં જેમ જેમ આગળ વધતા જાઓ તેમ તેમ પ્રમાદને હામો નપૂર્ણ નહિ તો અમૂક અમૂક અંશે,-આટલી વિકથા ઓછી કરો, આટલા વ્યસન દૂર કરો, આટલા વિષય ઓછા કરો, આટલા કષાયને કાપો! જીવનમાં જો પ્રમાદને ઓછો કરશો, તો ધર્મયોગનો રંગ જામશે અથવનમની તાતાવેલી, રંગ રાગ ને મોહ, તથા વિલાસ અને વૈભવ પ્રત્યે આત્માના આકર્ષણ તે મોટો પ્રમાદ છે! તે મોટા પ્રમાદને ઓછા કરો, એટલે કે એ બધો કચરો બાજુવી કરી દો. અર્થાત્, એનો ભાર માથેથી ઉતારી દો, તો ધર્મ સાધનામાં આગળ વધી શકો એટલે જ રાજા કુમારપાળ જ્યારે રાજ્ય સભાળતા ત્યારે સમજતા હતા કે જો માથે રાજ્ય સભાળવાનો બોજો વધુ પ્રમાણમાં રાખું, તો ગુરુદેવ હેમચંદ્રસૂરિજી મહારાજ આગળ સુખે બેસી ન શકું માટે એ બોજાનું પ્રમાણ ઘટાડી દેવા માટે બાર વ્રત અને જૈનત્વનું વિશિષ્ટ પાલન, ચોમાસામાં કડક નિયમો, વગેરેને આનંદથી સ્વીકારેલું હતું આમેય જુઓ કે ઉપાશ્રયમાં પેઠા એટલે સસારની આધિને કિલ્લામાં પૂરી દીધી આધિ એટલે તેના બધી ચિંતાઓ, વિચારણાઓ તેને કેદ કરી શકાય, નિસીહિ' એટલે શું? જાણે કિલ્લો,' એમાં આધિઓ કેદ પુરાઈ ગઈ પછી ધર્મયોગની ભાવના ઉદય થાય.

પરમાર્હત કુમારપાળે સસારને ત્રણ ભવમાં સમાપ્ત કરવાનું કર્યું મિથ્યાત્વ અને રાગદ્વેષને એવા ધક્કે ચઢાવી દીધા, કે પોતાના શરીર પરથી અવસરે મકોડો ન ખસ્યો, તો મકોડાને નહિ ઉતાર્યો, પણ પોતાની ચામડી ઉતારી કાઢી! અવસરે દેવીનુ ત્રિશુળ ખાવાનું કર્યું, પણ દયા નહિ છોડી! યાવત્ ચિતામાં બળવાની તૈયારી! તે આ બધું, પણ ક્યારે બને? જ્યારે ગુરુમહારાજ આગળ શ્રુતના અમૃત કુપ્પા પેટ ભરીને પીતા આવડે તો! ક્યારે પીતા આવડે? કે જ્યારે સસારની ચિંતાઓને તાળા મારતા આવડે તો! તાળા

માન્તા ક્યારે આવડે? ત્યારે તેનો બોજ માથે ન લઈએ તો! શાસ્ત્રયોગના આદર્શવાળો એ સમજે છે કે અપ્રમાદી બનુ ત્યારે શાસ્ત્રયોગી બની શકુ અપ્રમત બનવા માટે સસારમા હોઉ ત્યારે પણ માથેથી સસારનો બહુ બોજો ઉતારી નાખવો જોઈએ

<u>જીભ અને મન પર પરમાત્મા</u> —કેટલાક દુર્ભાગી જીવો, જે જીભથી પ્રભુના ગુણગાન કરી શકાય, જે મનથી પ્રભુના ગુણ વિચારી શકાય, તેનાથી જ લોકના દોષોને ઉકેલે છે તો કહો આપને જીભ મલી, ને એને જીભ મલી તેમા શુ ફેર? સાપ જીભને વારવારે બહાર કાઢે છે! કહે છે આપે સાપ મચ્યા તો શુ? જીભના લપકારા તેમ બહુ બોલકણાઓ ભેગા મળે એટલે જાણે કુથલી, વિકથા, નિંદાની એજન્સી ન રાખી હોય! તે સાપ જેવા! તેવાને નથી ને એક પ્રશ્ન પૂછો તો સો વચનો બોલે <u>જો પુણ્યે મળેલ જીભ અને હૃદય પર પરમાત્માને વસાવે તો પછી એ આત્માને જે પવિત્રતા અને પ્રોત્સાહન આપે, તે અનન્તરે દેવ પણ ન આપી શકે</u> ટૂકા જીવનમા ટૂકી જીભ! જે સારૂ બોલવુ હોય તે સ્વતંત્ર પણે બોલી શકાય આટલી અનુકુળતા છતા, તે જીભ પર પરમાત્માને અને જિનવાણીને વસાવવાનુ કેમ નથી થતુ? ને ગલીચ વાતો વસાવવાની કેમ બને છે? જેનને એ ગમે જ કેમ? <u>જૈન તો આત્મ પુરુષાર્થ એવો કરે કે, કે જીભ અને મન એના આશીર્વાદરૂપ બને</u> એટલે આત્મપુરુષાર્થ વધે તો જગતમા <u>જ્યા પ્રમાદથી લોકો લખલૂટ કર્મ બાધે છે, ત્યા જાગ્રત સુયત્નથી આ લખલૂટ કર્મ નિર્જરા કરે</u>

<u>આત્માની માપબધી</u> —જે સસાર નભાવો છો તે માટે કેટલી બધી જરૂર માનો છો? આટલા વસણ, આટલા ગાદલા, આટલી ખુરશી, આટલા કૉચ, આટલા સાધન, આટલા કપડા લત્તા જોઈશે જ એમ ખર્ચ તો આટલુ જ, શોખ તો આટલા જ, માપબધીથી બધુ નક્કી કેમ? પણ ખરી રીતે આત્મા માટે નક્કી કરી રાખજો

કે આટલી તૃપ્તિ, આટલી ખામોશ, વગેરે જોઈશે જ વિષય તો આટલા જ, કષાય તો આટલા જ, એથી વધુ નહિ જ ! વિષય કષાય તો કચરા છે તો શું ત્યાં માટે તદ્દન છૂટ ! ના, માપબંધી જોઈએ. એ સમજશે કે આ કચરાનો ભાર ઉચકીને ન ફેરાય, નહિ જ ફેરવું જોઈએ કેમકે તેની દબામણ એવી છે કે આપણો તો છુંદો જ થઈ જાય "મારે રસ, ઋદ્ધિ, ને શાતાના ગારવ અપરિમિત નહિ કરવાના ગારવ એટલે અભિમાન ગારવ તો આટલા જ કરવાના ખાના ઓગે મનમા ખુમારી ચઢી જાય છે, અને 'ખાનાની તમોને શું ખબર પડે ? એ તો અમને જ આવડે,' આવું કદાચ બોલાઈ જાય, તો પણ બસ ! એટલું જ, પછી ગારવમા આગળ નહિ વધવાનું ઓછા વિષયથી, ઓછા કષાયથી ઓછા શલ્યથી ઓછા ગારવથી, ને ઓછા દુર્ધ્યાનથી ઓછા એટલે ? ઘણી ઘણી કાપકૂપ કરીને જીવન ચલાવવાનું જે સમજે, તેનું નામ સાચો મોક્ષાભિલાષી, સાચો ધર્માત્મા વીતરાગના શાસન માટે સાચો યોગ્ય જીવ ! જે આ ઓછું કરવાનું ન સમજે, પણ જેને બધું સર્વાંશે જોઈએ, તેને મોક્ષ સાથે, ધર્મ સાથે, અને જિનશાસન સાથે શો સબંધ ?

ધર્મયોગમા જીવ ક્યારે ભળે ? —સંસારમા રહ્યા છતા સંસારનું ઝેર ન ચઢી જાય, સંસાર વિજય ન મેળવી જાય, તે માટે આ લિમિટ કરવી જોઈએ કયાં લિમિટ નથી ? ખાવામા પણ જરા ઉલટી થાય એવું લાગે એટલે કહે છે કે રહેવા દો બચ્ચાને ખીલવતો હોય, પણ બચ્ચું જો અવળચંડુ એટલે બે ચાર લાત મારે, તો કહે છે 'ચાલ ઉઠ, ભાગ અહીંથી' પરલોકની ચિંતા અને મોક્ષની લગની લાગે એટલે વિષયકષાયોમા ઓટોમેટિક (આપમેળે) લિમિટ આવી જાય. એનું નામ સંસારમા રહ્યા છતા સંસારના ઝેર તમને ચઢયા નહિ. જીવ બેઠો છે ભોગમા, છતા યોગી ! માટે હવે એ વિષય, કષાય, ગારવ, શલ્ય, વગેરેમા મર્યાદા થઈ, એના પર મોટો કાપ પડ્યો, એટલે યોગ માટે સારા જેવો અવકાશ મળવાનો, અને હૃદય એમા

ભળવાનુ પછી અનતજ્ઞાની અરિહત પરમાત્માએ આત્મહિતની ફરમાવેની ધર્મક્રિયાઓને ઇચ્છાયોગથી સાધવાની તૈયારી થવાની એ સાધના સિદ્ધ થવા ઉપર શાસ્ત્રયોગને અવકાશ મળવાનો. એ સધાતા સધાતા સામર્થ્યયોગમા પ્રવેશ, અને વીતરાગ સવર્જ્ઞતા

આગમથી શ્રદ્ધા અને ચકોરતા વધે —ઇચ્છાયોગમા જે ધર્મક્રિયા હાથમા લીધી, તે કરવાની ઇચ્છાથી કરવી જોઇએ, સાથે આગમનુ શ્રવણ જોઇએ કેમકે ધર્મક્રિયાની વિધિ રહસ્યો, ઉડા ચમત્કાર વિશેષતા, ને તેમા ભાવવા જેવી સાવધાનીને બતાવનાર આગમ છે આગમનુ શ્રવણ કરવાથી શ્રદ્ધા વધે છે, અને બુદ્ધિ બહુ ચકોર બને છે કયા ચકોર? આરાધનામા જો શાસ્ત્ર-શ્રવણ નહિ, તો આજે જે પૂજા કરતો હશે, તે પછી દશ હજારમા દિવસે પણ તેવી જ પૂજા કરતો હશે એમા સુધારો કે વિકાસ નહિ હોય કેમકે એમા બુદ્ધિ ચકોર બની નથી શાસ્ત્રયોગ માટે તીવ્ર શ્રદ્ધા અને ચકોર બુદ્ધિ જરૂરી છે

ઇચ્છાયોગમા ખામીઓ ને પ્રમાદ નડી જાય છે, માટે તે અધકચરીયો યોગ છે એવા એ પ્રમાદ અને અવિધિને ટાળે, ને બુદ્ધિ ચકોર બનાવે, ત્યારે તે શાસ્ત્રયોગમા જાય શાસ્ત્ર આવું જ્યારે સ્વરૂપ બતાવે છે, એવામા જો આગમનુ આલબન ન રાખ્યુ હોય તો કયા કયા મને અવિધિ-પ્રમાદ નડે છે ને કયા કયા પાઠો પડુ છુ, તેનો ખ્યાલ કરવાનો રહે જ કયાથી? ઉચામા ઉચા ઇચ્છાયોગમા પણ અસંતોષ રાખીને શાસ્ત્રયોગમા જવાનુ છે તે બને નહિ જીવ પૂજા વગેરે કરી સંતોષ વાળી દે ત્યારે એને કહો કે 'અરે ભાઈ! તુ તારી પૂજાથી જે સતોષ માને છે, તે પહેલા જ । તારા આ માને પૂછ તો ખરો કે એ પરમાત્મા કોણ છે? કયા સન્માન સત્કારને યોગ્ય છે? અને તું એમના કેવા સન્માન સત્કાર કરી રહ્યો છે?'

ઘેર આવેલ એક સામાન્ય મેમાનને પણ ચહાનો કપ જરા અનાદરથી આપો, અથવા ચિત્ત બીજે રાખી આપો, તો એને ખોટું લાગે છે તો અહીં ત્રણ જગતના નાથની પૂજા કેટલા ઉત્કટ આદરથી અને ચિત્તના ઉપયોગવાળી જોઈએ ? પાછું એ જુઓ કે તમારા રોજીંદા ખોરાક કરતા મેમાનને ઉંચું જમાડો તો ભક્તિ કરી ગણાય છે તો જુઓ, અહીં ઇંદ્રોને પૂજ્ય એવા ત્રિભુવન ગુરુને કેવા દ્રવ્યોથી પૂજો છો ? તે ય તમારા દ્રવ્યો કે સાધારણના ?

આ પરમાત્મા કોણ અને કયા સન્માન અને સત્કાર એમના કરીએ, તો ઉચિત સન્માન સત્કાર કર્યા ગણાય, આ બધો વિચાર કરશો તો દેખાશે કે આપણે એમને નથી ઓળખ્યા, કે નથી એમના યોગ્ય સન્માન કર્યા

<u>અનુમોદના જો એ, ખુમારી નહિ</u> — માણસને પોતાની થોડીશી ધર્મક્રિયા પર ખુમારી અને સતોષ કેમ થઈ જાય છે ? કારણ એ છે કે તે જોવા તૈયાર નથી કે આ તો અનત જ્ઞાનીના વિધિ-વિધાન છે એની સાધનાની કક્ષા ઉંચી છે એ કક્ષાને પહોંચવા જિનકલ્પી જેવા ય મથે છે, તો તું કોણ માત્ર ? અલબત <u>આપણાથી જે કોઈ સુકૃત થાય તે બદલ આપણી જાતને એવી ભાગ્યશાળી માનવી જોઈએ, કે જેથી દુનિયાનુ બીજુ ત્રીજુ ભાગ્યશાળીપણુ ભૂલાઈ જાય</u> આમ સુકૃતની અનુમોદના જોઈએ પણ અનુમોદના એવી ન જોઈએ કે આપણી અનેકાનેક બીજી ખામીઓ જોવામાથી એ નજર ચૂકવી દે

ખુમારી <u>ગાળવાનો ઉપાય</u> — કોઈએ ગોખવાનુ કામ લીધુ, પચાસ ગાથા નાજે તૈયાર ઘણ સરસ ! પણ તે સતોષ એવો ન જોઈએ કે જેથી કાને ત્રીસ પાત્રીસ ગાથા કરતો ન થાય ! જ્ઞાનનો ખોટો સતોષ કે ખુમારી થાય ત્યા વિચારવુ કે <u>'કેવળજ્ઞાનનો કેટલામો ભાગ પામ્યો ?'</u> માટે સતોષ કેવો રાખવો, તે સમજજો નહિતર

અવસરે ઈર્ષ્યા, અભિમાન ને જુગુપ્સા થઈ જાગે જીવ ખુમારીમાથી ક્યારે ખચે?' જો સમજે કે 'હું મનુષ્ય ખરો, ધર્મની સામગ્રી ખરી, તેને આરાધનારો પણ ખરો, પણ જે સામગ્રી મળી છે, તેમાથી જેટલુ આરાધી શકાય એમ છે, તેમાથી તો હું ઘણુ જ થોડુ આરાધુ છુ'' જો ધર્મ સાધ નાઓ કરીએ ને શાસ્ત્રનું આલંબન ન ગણ્યું, તો આગળ નહિ વધાય ખુમારી પીડ્યા કરશે! બુદ્ધિ ચકોર, વધુ ચકોર નહિ બને

ઇંદ્રનુ હૃદય — આખા દેહે ઝવેરાતથી શોભતા ઇન્દ્રને પ્રભુની પૂજા કરવાનો અવસર આવે તો તેની અગુલી કેવી મૃદુ પડે? હૃદય કેવુ ગળગળુ હોય, ને એ જાતને કેવી ભાગ્યશાળી થયેલી માની રોમાચ અનુભવે? ત્યારે બીજી બાજુ જિનાજ્ઞાપાલન રૂપી ઉચી સારી ભક્તિ નહિ કરી શકવા બદલ પોતાની પામરતા એને કેટલી અટકતી હોય? કેવી શરમ લાગતી હોય! આ તો તે નાથ છે કે જેમની આગળ સામર્થ્યયોગી બનવાનુ છે! ત્યા હજી ઘણીએ ખામીઓ ને ત્રૂટીઓવાળી પૂજા ચાલતી હોય એવા ઇચ્છાયોગ પર ખુમારી કોણ કરાવે છે? આગમનું આલંબન લેવાતુ નથી, તેથી બુદ્ધિ ઘડાતી નથી, સૂક્ષ્મ બની ચકોર થતી નથી ચકોર બને તો તો ખોજ કરી કરીને ખામીઓને કે પ્રમાદને દૂર હઠાવી દે પછી શાસ્ત્રયોગની શી વાર?

વેશ્યાના હૃદય શ્રદ્ધાબળ ન વધે — ત્રણ લોકના ચક્રવર્તી પાસે જઈને આવે તે બેકાર આવે? ભલે પૂર્ણ વીતરાગતા ન લાવી શકયો, પણ વિરાગનુ એકાદ પડિકુય ન લાવે? કદાચ એમની ઉચ્ચ અડગતા ન લાવે, પણ સામાન્ય અડગતા પણ નહિ? જઈ આવ્યો હોય શ્રેષ્ઠ દાતા ચક્રવતી પાસે, ને બહાર પાછો મુઠી ધાન્યનાય રોદણા રૂવે? આ શુ સૂચવે છે? પૂજા વીતરાગની કરવા છતા વૈરાગ્ય લેવાનો નથી, તેમજ શ્રદ્ધા નથી કે 'જે મળશે તે

નાથથી જ મલશે બીજાથી નહિ જ તો નમુ તો નાથને જ, ભજુ તો નાથનેજ, સ્મરૂ જપુ તો નાથ ને જ !' આ શ્રદ્ધા નથી તેથી મતર જતર, દોરા-ધાગા, કુગુરૂ-કુદેવ, બાધા-આખડી, વગેરે સત્તર ઠેકાણે હૈયા આપવા છે, જ્યા લૉટરી લાગે ત્યા ખરી ! કેમ ? વેશ્યાના ખેલ છે આ, કે જેને પતિની ગહરી નહિ વેશ્યાના હૃદયે. શ્રદ્ધાબળ ન વધે પરમાત્માની પિછાન નથી, ઉચા જૈન કુળમા આવ્યો, તેની ખુમારી નથી, એટલે હૈયા ઠેરઠેર ગીરો મૂકી આવે છે ! નહિતર જો હૃદય સતીનુ રાખે તો એક વીતરાગ માત્રપર શ્રદ્ધા હોય. હુ તો વીતરાગનોસેવક ! હૈયુ ગીરે મૂકીશ તો ત્યાજ મૂકીશ હુ તો સર્વદાતા અરિહતનો ભક્ત ! કાંઈ ઈચ્છીશ તો એની જ કૃપાથી આફત ટળવાનુ સમજીશ તો મારા તીર્થંકર દેવથી ! નમુ તો નાથને જ ! બીજાને નહિ રોદણા રોવુ તો નાથ આગળ ! જો આજીજી કરૂ તો નાથ આગળ !' આમ કોણ કરી શકે ? ઈચ્છાયોગનો ધર્મ સાધતા છતા, આગમની વાતો જે સાભળનારો હોય, નિયમિત સાભળતો હોય તે આમ સળગ ધારાબદ્ધ તત્વ સાભળવામા આવે ત્યારે પૂર્વાપરના સબધ મળે, ક્રમશ પૂરો મળે, શ્રદ્ધા અત્યત નિર્મળ થાય, વીર્યોલ્લાસ વધે, પ્રમાદ ફગાવી દેવાય.

નવ્ય જીવનનો ૪થો ઉપાય આલબનના વિરહમા પણ તાદૃશ ભાન —આ પરમાત્મા એટલી ઉચી કોટિના છે કે એમનુ દર્શન અથાગ પ્રીતિ-ભક્તિના ઉછાળાવાળુ અને ભારે એકાગ્રતાવાળુ જોઈએ પરમાત્મા એટલા બધા કિંમતી લાગે કે આજુબાજુનુ બીજુ ટાળી એમના બિબ ઉપર દૃષ્ટિ ચોટેલી ઉખડે નહિ ! નવ્ય જીવનના નવ ઉપાયમા ચોથો ઉપાયમા શુ સાભળી ગયા છો ? યાદ આવે છે ? આ ચોથો ઉપાય છે કે આલબન ખસી ગયા પછી પણ સાધના અખડ રહેવી જોઈએ દા ત આખ સામે મૂર્તિ ન હોય છતા તાદૃશ દર્શન થાય શાસ્ત્ર વાચી બધ કર્યું પણ મનમા

જાણે શાસ્ત્રનુ વાચન તાદૃશ ચાલ્યા કરે. દિન-પ્રતિદિન નવજીવન બનાવવુ હોય તો નવ ઉપાય પકીનો આ એક ઉપાય સેવવો જોઈએ. આરાધના એવી જોઈએ કે દિન-પ્રતિદિન સવેગરગ વધતો જાય? ધર્મક્રિયાઓ એવી સધાવી જોઈએ કે આત્મા આગળ ને આગળ વધતો જાય

પરમાત્માની મૂર્તિ જોતા શુ વિચારવાનો? — પરમાત્માના દર્શન કરતા કરતા એ એવુ ઉચુ આલબન લાગે કે દૃષ્ટિ એમના પરથી ખસીને બીજા પર જાય નહિ! એવો કોઈ પ્રસગ આવે, સામાન્ય નહિ, ભારે, છતા દૃષ્ટિ ન ઉખડે! પછી તો કેમ? તો કે પરમાત્માને જોતા જોતા પરમાત્મભાવમા ચઢે! દિલમા ચિંતવે-અહો કેવુ શુદ્ધ સ્વરૂપ પરમાત્માનુ! એની આગળ કોણ વિસાતમા છે? એમા ચઢયો ભાવ દર્શનમા, એટલે ક્યા પહોચે? બોલોને, ક્યા? કહો કે અવસર આવ્યે શુક્લ ધ્યાન અને ક્ષપક શ્રેણી પર પહોચ્યો હોય! ત્યાથી નીચે ઉતરવાનુ નહિ!

'પ્રભુ, તમારુ સ્વરૂપ કેવુ! કોઈ અશિવ નહિ, પણ પૂર્ણ શિવ, અચલ, અરોગ, અનત, અક્ષય, અવ્યાબાધ અને અપુનરાવૃત્તિ એવી સિદ્ધિગતિ નામના સ્થાનમા શાશ્વતપણે બિરાજનારા!' આ દર્શન કરતા કરતા વિચારાય કે 'હુ ક્યા?' એકડો અશિવની એટલે ઉપદ્રવની સ્થિતિમા! ચલ સ્થિતિમા! કેવી ચલ? અનેક રીતે ચલ! કોઈ એક ઠેકાણુ જ નહિ! એક ભવમાથી બીજા ભવમા! એક ચિંતામાથી બીજી ચિંતામા! એક જડ પદાર્થ પરથી બીજા જડ પદાર્થ પર! એક રાગાદિ લાગણીમાથી બીજી લાગણી પર! એક કર્મના ઉદયમાથી બીજા ઉદયમા! ક્યા હુ આટલો ચલ વિચળ, ને કેવા આપ સ્થિર! કોઈ ભાવજ નહિ, ચિંતા જ નહિ, જડ સયોગજ નહિ, રાગાદિ ભાવજ નહિ! મન રોગ, વ્યાધિ, ઉપાધિ, કર્મોદય, ઇત્યાદિમાનુ આપને કાઈજ નહિ! હે પ્રભુ! આપ તો

સિદ્ધિગતિમા અનત આનદમા ઝીલો છો, ને હુ રોખડ અહિ રખડુ છુ' એમ ભાવતા ભાવતા ભાવ દર્શનમા ચડે, ને પછી ક્યાય સંતોષ માને તો હજીય ઠીક પરતુ આમાની કોઈ વિચારણા, આત્મદર્શન, અને હૃદયવેધી પશ્ચાત્તાપ હોય નહિ ત્યા શો સતોષ? "નાથ! તા। દર્શને કઈ ને સયમ અને કેવળજ્ઞાન અપાવ્યા! અનાર્ય દેશના રાજપુત્ર આદ્રકુમાર પ્રતિમા જોતા બુઝયા! અને નાસીને લીધુ ચારિત્ર! શય્યભવ ભટ્ટ યજ્ઞસ્તભની નીચે રહેલી પ્રતિમા જોતા પહોચ્યા પ્રભવસ્વામી પાસે અને ચારિત્ર લઈ બન્યા શ્રુતકેવળી! નાગ કેતુએ પુષ્પ પૂજા સાથે દર્શન કરતા કરતા કેવળજ્ઞાન લીધુ! હુ કગાળ અનેક દર્શન કરવા છતા મારે હજી ય ચારિત્ર કે મોક્ષ ક્યા છે? આજના તારા દર્શનની સફળતા માટે આટલો ત્યાગ તો જરૂર લઈને બહાર નીકળુ" ત્રણ લોકના દર્શન આમ કર્યા વિના છીંક એકાર જેવો બહાર નીકળે તો ગમાર કે બીજુ કાઈ?

જીવને કહો કે 'તે જેવા પૂજ્ય છે, એ પૂજ્યતાની સામે તુ ભક્તિના હિસાબે ય જે કરી રહ્યો છે, તેમાનુ કાઇક કદાચ અનાદર આશાતનામાય જતુ હોય! તુ જે ચૈત્યવદન કરી રહ્યો છે, તે કદાચ તેમના ગુણગાન ઉપરાત કોઈ વિષયકષાયની સાધનામા ય જતુ હશે? શાને ખુમારીના ખેલ રચી રહ્યો છે?" તમને આશ્ચર્ય થશે કે ત્યા આશાતના કે વિષયકષાયની સાધના શેની? પરતુ જે પૂજ્ય પરમાત્મા દેવતાઇ દેવદૂષ્યથી પૂજાના યોગ્ય છે, એમને તે તો નહિ, પણ મત્ય લોકનાય ઉજ્જવલ મુલાયમ મલમલનાય વસ્ત્ર નહિ, કિંતુ મેલા અને બરછટ થઈ ગયેલા કપડાથી પૂજા, એ શુ અનાદર નહિ? તેમ ચૈત્યવદનમા જો મનમા માનની લાગણી કે એવી બીજી કોઈ, તો શુ એ કષાયસાધના નહિ? હવે કહો, આમા શો સતોષ રાખવા જેવો છે, કે શી ખુમારી કરવા જેવી છે?

અહીં તમે બચાવ કરવાના કે હજી કયા અનારૂ મન કાબુમા છે? પણ એ વિચારો કે અનતજ્ઞાની વીતરાગ પરમાત્મા, અને જગતના અજ્ઞાન રાગદ્વેષી દેવ, આ બેમા ફેરફાર ખરો કે નહિ? દા ત ઘટાકર્ણ દેવ, તેમા માન્યુ કે અનાથી કાર્ય સરે એવુ છે, ત્યા મન કેટલુ સ્થિર અને પવિત્ર રાખી શકો છો? મનવચન કાયાને કેવા શુદ્ધ અને સ્થિર રાખી ખડે પગે ફલાફળ માળા ગણી રાકો છો? ત્યારે ત્યા એજ મદિરમા ઉપન્જ મહાવીર સ્વામી પાસે કેટલો સમય? શુ આવડત નથી? છે, માટે તો ઘટાકર્ણની સચોટ સાધના થાય છે અસખ્ય ઇન્દ્રો અને ગણધરોથી પૂજિત એવા પ્રભુ પાસે જઈ આવ્યો તે સ્થિરતાથી કેવુ ભેળવીને? ઉત્તમ દ્રવ્યો લઈને? ત્યારે બહાર નીકળતા એવુ પણ વિચાર્યુ કે હુ કાઈ નક્કર લઈને જાઉ છુ કે નહિ? આ વિચારવુ કઠીન નથી માત્ર આત્મ શુદ્ધિની સાચી ઈચ્છા કેળવી ધર્મ કરવા જાઓ, પછી વીતરાગ પરમાત્માના પ્રભાવ આગળ 'ઘટાકર્ણ કુછ નહિ' એમ લાગશે વીતરાગની પૂજા બહુ ભાવથી થશે

ઈચ્છાયોગના ઘરનો પણ ધર્મયોગ માયમગલો નથી, આગમના શ્રવણવાળો છે, એના તત્વની સમજવાળો છે પણ પ્રમાદ છે, તેથી અવિધિ કરી નાખે છે સમજ છે, એટલે જ્યા સમય મળ્યો ત્યા એમકાર બની જશે ને દોષની ખબર પડતા પશ્ચાતાપનો પાર નહિ રહે! શ્રવણ ને સમજ હોય તો શાસ્ત્રયોગનો આદર્શ રાખીને ઈચ્છાયોગ સાધે એટલે 'કેમ હુ અધિકને અધિક વિધિ સાચવુ, પ્રમાદ ટાળુ, જ્ઞાનીની આજ્ઞા બણીશુદ્ધ આરાધી કર્મક્ષય કરૂ! એ ભાવના રમતી રહેવાથી જેમ જેમ ક્રિયા આદરતો જાય તેમ સમ્યગ્ દર્શનને નિર્મળ કરતો જાય, ચકોરતા કેળવતો જાય, સાથે સાથે પ્રમાદ ને વધારે વધારે કાપતો આવે શી રીતે કપાય? ધર્મક્રિયામા પ્રમાદ કેમ ઓછો થાય? સસારની ક્રિયાનો અધિક ભાર ન ચઢાવે ત્યારે થઈ શકે કુમારપાળ ધર્મક્રિયામા જે સ્થિરતા રાખી શકતા હતા

તે એમને એમ નહિ, પણ સમાજની મોટી ચિંતાઓના અને સંસારની વિકલ્પોભરી ઉપાધિઓના શિકાર નહોતા માટે સંસારના વસેપાત ચિંતા અને વિકલ્પના ભારને નીચે ઉતારતા આવડે, તો ધર્મક્રિયામા પ્રમાદ ઉભો ન રહી શકે પછી શાસ્ત્રયોગને આવતા શી વાર ? મનને કહી દો કે 'જૈન શાસન કહે છે અર્થકામ એ મહા પ્રમાદ છે એમા શુ મુઝાવુ હતુ ? પૈસામા હતુ શુ ? તુચ્છ પૈસા ! માટીની ચીજ, માટીમા મળી જવાની ! ત્યારે વિષયો અને વિષયભોગનું ખોળિયુ પણ માટીનુ, તેમાજ મળી જવાનુ ! તો શુ તેમા આવેલો આત્મા એવો રંક છે કે એ માટીની ચીજ ખાતર આત્માને વેચે ?" વિષય કષાય એ પ્રમાદ છે લક્ષ્મી એક પ્રકારનો વિષય છે લક્ષ્મીનો રાગ એ કષાય છે મહારાજા કુમારપાળે વિષયોનો જો વધુ પડતો ભાગ રાખ્યો હોત તો વિવેક કરી શકત નહિ, ને ઉલટુ અવિવેક પર વિવેકની છાપ મારત !

રાગ-દ્વેષ-મોહની કૂતરા સાથે ઉપમા — રાગ અને દ્વેષ, મોહ અને અજ્ઞાન, અજ્ઞાન અને ઉલ્ટુ જ્ઞાન (વિપર્યાસ) એજ ખરા ભયકર છે જગતમા વધુમા વધુ ભયકર હોય તો મોહ છે રાગ દ્વેષ, અને મૂઢતા ત્રણેય કૂતરા છે ! ડાઘીયા કૂતરા ! પણ દ્વેષ બિચારો ડાહ્યો, કે કરડવા આવે તે ભસીને આવે, એટલે આપણને ખબર પડી જવાથી સાવધાન બની જઇએ. પણ રાગ શાત રીતે આવે, ને ગફલતમા રાખી કાટી જાય ! ત્યારે મોહ તો વળી એવો કે આવે ત્યાર ઉલટુ મનાવીને આવે કૂતરાને બકરૂ મનાવે ! પછી એ કેવુ મહાન ભયકર નુકશાન કરે ? એ મિથ્યાત્વની મોહમૂઢતા છે કાટે છતા માને નહિ કે આ કૂતરે કાટયુ કેમકે એને બકરૂ માને છે ! પછી તો ઉપચારની વાત જ કયા ? ફરી બચવાની વાત જ કયા ? ત્યારે રાગમા તો કદ્યા પછી ખબર પડે કે આણે બચકુ ભર્યું, તેથી ઉપચાર થાય, ફરી બચાય મોહમૂઢતા નથી સમકિત આવ્યુ કે

મોહમૂઢતાને જવુ પડે પણ નથી આવ્યું ત્યાં સુધી આત્માને કઈક ખરૂ, કાળા કામેય કરાવે, પાછુ એ ખરાબ છે એવુ માનવા ન દે તેથી પુન પુન મળા કામ કરાવે મોહનુ કામ એવુ ભયકર કે દોષને ગુણ તરીકે બતલાવે ! મિથ્યાત્વના 'લીધે રાગદ્વેષ ભયકર છે,' એવુ હૈયે બેસે નહિ સમકિતી જીવને મિથ્યાત્વ નથી, તેથી જો કે એને રાગદ્વેષ પીડી જાય, છતા એ જરૂર સમજે છે કે "રાગદ્વેષ ભયકર છે, મારા આત્માને કરડી જાય છે, અહિ અને પર લોકમા એની ભારે વેદનાઓ છે એના તરફ શા વ્હાલ અને હેત ?" આમ એના તરફ અરુચિ જાગ્યા પછી એ કરવામા મદતો આવશે એથી બીજી બાજુ અવિધિ પ્રમાદ વગેરે ઘટશે, ધર્મશ્રદ્ધાનુ બળ વધશે, અને શાસ્ત્રયોગને અવકાશ મળશે

☆

# સામર્થ્ય યોગ

<u>સામર્થ્યયોગમાં આત્મશક્તિની ઉત્કટતા</u> —હવે આપણે સંક્ષેપમાં સામર્થ્યયોગનું વિવેચન જોવાનું છે શાસ્ત્રકાર મહર્ષિ આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ તેનું વર્ણન કરતા લખે છે કે—शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचरः ।

शक्त्युद्रेकाद्विशेषेण सामर्थ्याख्योऽयमुत्तमः ॥

અર્થાત્ ત્રણે યોગમાં સામર્થ્યયોગ ઉત્તમ કોટિનો છે, કેમકે એ તુરત જ મુખ્ય ફલ જે 'વીતરાગ સર્વજ્ઞતા,' તેને ઉત્પન્ન કરે છે એમાં આત્મશક્તિને પ્રબળ રીતે વિકસાવવામાં આવે છે વિકસાવાતી આ બહુ જ બળવાન આત્મશક્તિ શેમાં પ્રવર્તે છે? શાસ્ત્રે કહેલા ઉપાય-પર્યન્ત જ નહિ, પણ તેથી ય આગળ આગળના ઉપાયમાં એટલે શું સમજ્યા? શાસ્ત્રે જે ઉપાયોનું વિશેષ વર્ણન નથી કર્યું, તે ઉપાયોમાં આ પ્રબળ આત્મશક્તિ પ્રવર્તે છે ત્યારે જો તમે પૂછો કે શું મોક્ષના સર્વ ઉપાય શાસ્ત્રમાં વિસ્તારથી વર્ણવેલા ન મળે? તો એનો ઉત્તર ગ્રંથકાર મહર્ષિ પોતે જ આપે છે કે—એમ તો શાસ્ત્ર ઠેઠ ફલ સુધીનું વર્ણન કરે છે, તથી તેમાં ઉપાયનું સામાન્યરૂપે વર્ણન કર્યું હોય છે, પરન્તુ વિશેષરૂપે નહિ એનું કારણ એ છે કે વિશેષરૂપ આ ઉપાય જે અસ્તિત્વમાં આવે છે, તે આત્માની શક્તિની અત્યંત પ્રબળતાને લીધે

<u>સામર્થ્યયોગની પ્રક્રિયા શાસ્ત્ર વિસ્તારથી ન વર્ણવી શકે</u> — એ અતિ પ્રબળ આત્મશક્તિ કેવી રીતે કામ કરી રહી હોય છે, એનું વર્ણન શાસ્ત્રમાં થઈ શકે એવું હોતું નથી છતાં શાસ્ત્ર સામાન્યથી કહે છે કે 'શાસ્ત્રયોગને માટે જરૂરી એવા આત્મવીર્ય કરતાં અતિ ઉત્કટ રૂપે જો આત્મવીર્ય ઉલ્લસે, તો સામર્થ્યયોગ જન્મે એમાં આવી આવી રીતે અપ્રમત્ત સંયમભાવથી આત્મા આગળ વધી ધર્મધ્યાન અને શુક્લધ્યાન ધ્યાવતાં શ્રેણિમાં ચઢે ત્યારે અપૂર્વકરણ કરતાં સામર્થ્યયોગ પામે,'—આવી રીતે શાસ્ત્ર વર્ણવી શકે પરન્તુ એ ધ્યાનબળના વિકાસનું વિસ્તૃત સ્વરૂપ, શ્રેણિના કારણનું વિસ્તૃત સ્વરૂપ શાસ્ત્ર ન વર્ણવી શકે તેથી જ એમ કહેવાય છે કે સામર્થ્યયોગના ઉપાયોનું વિશેષરૂપે, અર્થાત્ તે તે વિશિષ્ટ ખાસીયતોનું વિસ્તારથી વર્ણન, શાસ્ત્ર ન કરી શકે

આના જ માટે શાસ્ત્રકાર મહર્ષિ આગળ ઉપર એમ ફરમાવે છે કે સિદ્ધિ અગર મોક્ષ પ્રાપ્ત કરવાના સમ્યગ્દર્શન વગેરે જે હેતુઓ છે તે પરમાર્થથી શાસ્ત્રના આધારે સર્વ પ્રકારે નથી જાણી શકાતા, કેમકે તે પ્રકારો અનંત છે કેટલાક પ્રકારો તો શાસ્ત્રમાં વર્ણવેલા મળે છે, પરન્તુ બધા જ પ્રકાર શાસ્ત્રમાં વર્ણવેલા નથી મળતા યોગીઓ પણ એ બધાને શાસ્ત્રથી નહિ જાણી શકે કેમકે એમ જો શાસ્ત્રથી જ સર્વ પ્રકારે સમ્યગ્દર્શનાદિ પ્રકારો સિદ્ધ થઈ જાય, તો તો કેવળજ્ઞાનની જેમ શાસ્ત્રથી પ્રત્યક્ષ જ થઈ જવાથી તરત સર્વજ્ઞતા આવી જાય, અને મોક્ષ પણ થઈ જાય કેમકે મોક્ષના છેલ્લા ઉપાયભૂત અયોગીકેવળીપણાનો વિશેષરૂપે બોધ શાસ્ત્રોથી જ થઈ જાય. મોક્ષના હેતુભૂત સમ્યગ્દર્શનાદિના સઘન પ્રકારોની અંતર્ગત અયોગી કેવલીપણાની વાત પણ આવી જાય છે અયોગી કેવલીપણું એટલે મોક્ષે જવાના છેલ્લા અંતર્મુહૂર્તમાં જે શૈલેશીકરણાદિ કરાય છે તે ત્યાં મન, વચન અને કાયાના સર્વ યોગ અર્થાત્ સ્થૂલ કે સૂક્ષ્મ સઘળી પ્રવૃત્તિ તદ્દન બંધ થઈ જાય છે.

આત્મપ્રદેશોને કાયા સાથે માત્ર સબધ એટલુ જ બાકી રહેણામા રહેતી પણ કોઈ કાયિક હીલચાલ નહિ, વાચિક ઉચ્ચારણ નહિ, માનસિક ક્રિયા પણ નહિ આ અયોગીપણુ, અને કેવળીપણુ એ તે જ્ઞાતા શાસ્ત્રથી જો મોક્ષહેતુના એ બધા પ્રકારો જણાતા હોય તો તો શ્રવણ કાળે જ એ બધાનો સાક્ષાત્કાર થવાથી તુર્ત સર્વજ્ઞતા અને અયોગીપણુ આવી જાત, અને મોક્ષ ઉપજે પણ એવુ બનતુ નથી શાસ્ત્રના પારગામી ગણધર ભગવાન જેવાને પણ તુર્ત મોક્ષ નથી થતો માટે કહો કે મોક્ષના સર્વ ઉપાયોનુ વિશેષ રૂપે જ્ઞાન શાસ્ત્રથી થઈ શક્તુ નથી તેથીજ શાસ્ત્રયોગ ઉપરાત માત્ર શાસ્ત્રના આધારે એ ઉપાયો સાધી ન શકાય તેથીજ સામર્થ્યયોગ સાધવો પડે એ એવો યોગ છે કે એમા જે શક્તિની ઉત્કટતાને લીધે એ ઉપાયો અમલમા આવે છે

પ્ર૦-શાસ્ત્રયોગીને શાસ્ત્રનુ જ્ઞાન તો છે જ હવે સામર્થ્યયોગ વખતે તે ઉપરાત કોઈ વિશિષ્ટ જ્ઞાન ખરુ ?

## પ્રાતિભ જ્ઞાન —

ઉ૦-હા સામર્થ્યયોગના મહાન આતર પુરુષાર્થના પ્રભાવે એક 'પ્રાતિભ' નામનુ જ્ઞાન થઇ જાય છે એ પ્રાતિભજ્ઞાન સહિત સામર્થ્યયોગ જલદીથી સર્વજ્ઞત્વને સાધી આપે છે આ પ્રાતિભ જ્ઞાન એક વિલક્ષણ જ્ઞાન છે જેમ સૂર્યોદય પૂર્વે અરુણોદય થાય છે, તેમ કેવલજ્ઞાન પૂર્વે આ પ્રાતિભ જ્ઞાન પ્રગટે છે તે માર્ગને અનુસરતુ ઉત્કૃષ્ટ ઊહા નામનુ જ્ઞાન છે ઊહા એટલે તાત્વિક ચિંતન

પ્ર૦-પ્રાતિભજ્ઞાનને શ્રુતજ્ઞાન જ કહીયે તો કેમ ? જો તેમ નહિ માનીયે તો પછી તેને મતિજ્ઞાનાદિ પાચ જ્ઞાન ઉપરાત છઠ્ઠુ જ્ઞાન માનવુ પડશે પણ તેમ તો માની શકાય નહિ, કેમકે શાસ્ત્રમા જ્ઞાન પાચ જ કહ્યા છે એને કેવળજ્ઞાન પણ નહિ કહી શકાય કેમકે કેવળજ્ઞાન તો સામર્થ્યયોગ પછી પ્રગટે છે, જ્યારે પ્રાતિભ-

જ્ઞાન તો સામર્થ્યયોગની સાથે જ હોય છે માટે એને શ્રુતજ્ઞાન માનવું ઠીક છે

૯૦–પ્રાતિભ જ્ઞાનને શ્રુતજ્ઞાન નહિ કહી શકાય, કેમકે તત્કાળ જ જ્ઞાનાવરણના ઉત્કૃષ્ટ ક્ષયોપશમથી એ નીપજે છે તેમ એને કેવળજ્ઞાન પણ નહિ કહી શકાય, કેમકે એ ક્ષાયોપશમિક છે, તદુપરાંત એ સર્વ દ્રવ્ય પર્યાયોને અવગાહતું નથી ત્યારે એનાથી તદ્દન નિરાળું પણ નથી કિંતુ અરુણોદય જેવું છે અરુણોદય એ દિવસ પણ નથી, તેમ રાત્રિ પણ નથી, ત્યારે એ બંનેથી તદ્દન અલગ પણ નથી એવું જ પ્રાતિભ જ્ઞાન છે

સામર્થ્યયોગનું પહેલું કાર્ય સર્વજ્ઞતા —શાસ્ત્રયોગ સિદ્ધ કર્યા પછી ઉલ્લસેલા આત્મવીર્યની શક્તિ એટલી બધી ઉંચી હોય છે કે એનાથી જે સામર્થ્યયોગ પ્રગટે છે, તેની સાથે અરુણોદય જેવું પ્રાતિભજ્ઞાન પ્રગટ થઈ જાય છે એ પછી તો કેવળજ્ઞાન પામવાની કાંઈજ વાર લાગતી નથી કેમકે સામર્થ્યયોગના પુરુષાર્થ વખતે જીવ શુકલધ્યાનમાં ચઢે છે આ શુક્લધ્યાન એક ભયંકર દાવાનલ સમાન હોય છે એમાં ચાર જે ઘાતીકર્મો–મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય, તે કર્મોના અનંત દળીયા સુકા કાષ્ઠની જેમ બળીને ભસ્મીભૂત થઈ જાય છે પહેલાં સર્વથા મોહનીય નાશ પામે છે, પછી જ બાકીના ત્રણ ક્ષય પામે છે મોહનીયનો ક્ષય થયા વિના બાકીના ત્રણ નાશ પામી શકે જ નહિ પરંતુ મોહનીય ક્ષય પામવાની સાથે જ શુક્લ ધ્યાનનો ચાલુ વેગ જ્ઞાનાવરણીય વગેરે કર્મોની ક્ષપણા કરવાનું કામ કરી દે છે તથી બાકીના ત્રણ અવશ્ય નાશ પામે છે આ ઘાતીકર્મનો નાશ અર્થાત્ ક્ષપણા કરવાની અંતર્મુહૂર્ત સુધીની સળંગ કાર્યવાહીને ક્ષપકશ્રેણિ કહે છે કર્મનો ક્ષય કરનારી પ્રવૃત્તિની સળંગ ધારા તે ક્ષપકશ્રેણિ હા, આત્મપુરુષાર્થની એક ધીખતી પ્રવૃત્તિ મોહનીયકર્મના ક્ષયને બદલે ઉપશમ કરનારી પણ છે એ ઉપશમ

શ્રેણિમાય પ્રબળ યોગના પુરુષાર્થની જરૂર પડે છે પરંતુ એ અલ્પ કાળની હોવાથી તેમ જ એની પછી અવશ્ય ગુણસ્થાનકમા નીચે પતન થતુ હોવાથી એની અહીં ગણત્રી નથી કરી અહીં તો ક્ષપક શ્રેણિની વાત છે એમા સામર્થ્યયોગ કામ કરે છે તો સામર્થ્ય યોગનુ પહેલુ કાર્ય ઘાતી કર્મોનો ક્ષય કરી, સર્વજ્ઞતા પ્રગટાવવાનુ થયુ

સામર્થ્યયોગનુ બીજુ કાર્ય–યોગ નિરોધ કરી મોક્ષ —

આ સિવાય પણ બીજે સ્થળે સામર્થ્યયોગ કામ કરે છે તે સ્થળ છે બાકી રહેલા ચાર અઘાતી કર્મોના નાશનુ એ નાશ માટે શુ બાહ્ય કે શુ સૂક્ષ્મ, સર્વપ્રકારની મન, વચન, કાયાની પ્રવૃત્તિનો નિરતર ત્યાગ કરવો પડે છે એને યોગનિરોધ અથાત્ અયોગિપદ કહે છે એ પણ સામર્થ્ય યોગમા છે એથી મોક્ષ થાય છે

સામર્થ્ય યોગના બે પ્રકાર —

આથી એ આવ્યું કે સામર્થ્યયોગ બે પ્રકારે છે એક ક્ષપક શ્રેણિ વખતનો અને બીજો અઘાતીના નાશ માટેનો શાસ્ત્રીય પરિભાષામા એને અનુક્રમે (૧) ધર્મસન્યાસ સામર્થ્ય યોગ, અને (૨) યોગસન્યાસ સામર્થ્ય યોગ કહે છે

ધર્મ સન્યાસનો અર્થ —

અહિં ધર્મસન્યાસ પદમા, ધર્મશબ્દથી ક્ષાયોપશમિક ધર્મો, તેનો ત્યાગ તે ધર્મસન્યાસ, તે નામનો સામર્થ્યયોગ-એટલે કે જે યોગમા એવા ધર્મોનો સન્યાસ છે, તે યોગ ધર્મસન્યાસ સામર્થ્યયોગ, કહેવાય છે

ક્ષાયોપશમિક ધર્મો એટલે કર્મના ક્ષયોપશમથી નીપજનારા આત્મધર્મો—આત્મગુણો દા ત મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી મતિજ્ઞાન ઉત્પન્ન થાય આખેથી દેખવા પાડુ, કાનેથી સાભળવાપણુ, મનથી ચિંતવવાપણુ, ઈત્યાદિ એમ મોહનીયના ક્ષયોપશમથી નીપજનારા ધર્મ તે ક્ષમા, બ્રહ્મચર્ય વગેરે છે

અહીં ક્ષયોપશમનો અર્થ સમજી લેવો જોઇશે ક્ષયોપશમ એટલે ક્ષય અને ઉપશમ ઘાતી કર્મના જે દળીઆ ઉદયકાળ-પ્રાપ્ત છે તેનો તો ક્ષય, અને જે ઉદયકાળ-પ્રાપ્ત નથી થયા, તેનો ઉપશમ અર્થાત્ ક્ષયોપશમ એટલે સર્વથા ક્ષય નહિ પરંતુ એવા પ્રકારનો ક્ષય કે જેમાં તે તે કર્મના દળીયાને વિપાકોદયમાં ન આવવા દેતા પ્રદેશોદયમા વાળી દેવાનુ બને છે નથી આથી હવે તે કર્મ પોતાનો વિપાક એટલે કે પ્રભાવ બતાવી શકતુ નથી તેથી તે કર્મના પ્રભાવે આવરાઇ જતો આત્માનો ગુણ હવે આવરાતો નથી, પણ પ્રગટ થાય છે પરંતુ ક્ષયોપશમમાં એ ભય છે કે ભવિષ્યમા સિલિકમા રહેલા એ કર્મના દળીઆ કદાચ વિપાકોદય પામી જાય તો આત્માનો ગુણ આવરાઇ જાય દા ત આપણે તત્ત્વાર્થ મહાશાસ્ત્રનુ અધ્યયન કરી એટલા શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સાધ્યો ને ક્ષયોપશમ થોડો વખત ટક્યો, અર્થાત્ તત્ત્વાર્થ શાસ્ત્ર અંગેનો આત્માનો બોધ-ગુણ થોડો વખત પ્રગટ રહ્યો પરંતુ જો ભણ્યા પછી તેનુ પરાવર્તન અવરનવર પણ કર્યું નહિ, તો શુ પરિણામ? એજ, કે કાળે કરીને ક્ષયોપશમ નષ્ટ થઈ ગયો, અને શ્રુતજ્ઞાનાવરણનો વિપાકોદય જાગ્યો! તેથી હવે એ તત્ત્વાર્થનો બોધ ગુણ આવરાઇ ગયો, ઢંકાઇ ગયો, એટલે હવે તત્ત્વાર્થ કાંઇ યાદ આવે કરે નહિ એવુ જ ક્રોધ મોહનીય કર્મનો ક્ષયોપશમ થાય તો ક્ષમાગુણ પ્રગટે પણ પાછો જો સિલિકમા રહેલા ક્રોધ મોહનીયનો વિપાકોદય થાય, તો ક્ષયોપશમ નષ્ટ થાય ક્ષમા ગુણ ચાલ્યો જાય

ક્ષયોપશમનો ઉપાય —ત્યારે અહીં કોઈ એમ પ્રશ્ન કરે કે આત્મામા સત્તાગત એટલે કે સિલિકમા ક્રોધ મોહનીય હોય, તેથી તેનો કાળ પાકે એટલે વિપાકોદય તો થતો જ રહેવાનો. પછી ક્ષયોપશમ શી રીતે રહી શકવાનો?

આનો ઉત્તર એ છે કે આત્મા જો યોગ્ય પુરુષાર્થ ફોરવે તો ઉત્પન્ન પાકવાવાળા કર્મનો ઉદય તો થાય, પરંતુ પ્રદેશોદય થાય, વિપાકોદય નહિ આનુ નામ ક્ષયોપશમ અહિં એવો સત્પુરુષાર્થ ફોર વવા તરીકે-ક્ષમાશીલ સાધુ મહારાજનો સમાગમ, ક્રોધની ભયાનકતા વિષેનુ વાચન-શ્રવણ અને ચિંતન, સદ્‌ભાવનાઓ, ક્રોધના કટુ વિપા કના દૃષ્ટાન્તોનો, અને ક્ષમાની મળેલી તકનો ખ્યાલ, ઇત્યાદિ કરવાની જરૂર છે આવુ બધુ ચાલુ હોય તો ક્રોધ મોહનીયનો ક્ષયોપશમ સિદ્ધ રહે તેથી ક્ષમા ગુણ ટકયો રહે એમ માન મોહનીયનો ક્ષયોપશમ સાધવાથી મૃદુતા નમ્રતા ગુણ આવે

<u>દ્વિવિધ ધર્મો – ઔદયિક અને ક્ષાયોપશમિક</u> —આ પ્રસગે એ પણ સમજી લેવા જેવુ છે, કે શુ ક્રોધ કે શુ ક્ષમા, શુ અભિમાન કે શુ નમ્રતા, શુ મિથ્યાત્વ (મિથ્યારુચિ) કે શુ સમ્યક્ત્વ (સમ્યગ રુચિ)–એ જન્મે છે તો આત્મામા જ, જડમા નહિ, તો પછી બનેમા શો ફરક છે? એનો ઉત્તર એ છે, કે છે તો એ બે પ્રકારના આત્માના ધર્મો જ, કિંતુ <u>ક્રોધ માન મિથ્યાત્વ વગેરે ઔદયિક ધર્મો છે ત્યારે ક્ષમા મૃદુતા, સમ્યક્ત્વ, વગેરે છે ક્ષાયોપશયિક ધર્મો કર્મના ઉદયથી જે ગુણ જે ધર્મ પ્રગટે તે ઔદયિક કહેવાય, અને કર્મોના ક્ષયોપશમથી જે પ્રગટે તે ક્ષાયોપશયિક ધર્મ કે ક્ષાયોપશયિક ગુણ કહેવાય</u> ક્રોધ અભિમાન વગેરે ધર્મો ક્રોધ મોહનીય કર્મ, માન મોહનીય કર્મ વગેરે કર્મના વિપાકોદયથી જન્મે છે, માટે તે ઔદયિક ધર્મ કહેવાય ક્ષમા મૃદુતા વગેરે ધર્મો ક્રોધમાનાદિ મોહનીય કર્મના ક્ષયોપશમથી પ્રગટે છે, તેથી તે ક્ષાયોપશયિક ધર્મ કહેવાય અબુધપણુ એ જ્ઞાના વરણીય કર્મના ઉદયથી હોય છે, તેથી તે ઔદયિક ધર્મ કહેવાય જ્ઞાન એ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રગટે છે માટે તે ક્ષાયોપશયિક ધર્મ કહેવાય આમ <u>સામાન્ય રીતે (૧) જેટલા દુર્ગુણો</u> છે દા ત. મિથ્યાત્વ, ગુસ્સો, અભિમાન, કપટ, કામ, હાસ્ય શોક

વગેરે, તેમજ (૨) ગુણનો જે ઘાત છે દા ત અજ્ઞાન, નિદ્રા, દુર્બલતા, અ-લાભ વગેરે, તે બધા ઔદયિક ધર્મો છે ત્યાર જે સદ્ગુણો છે દા ત જ્ઞાન, દર્શન, સમ્યકત્વ, ક્ષમા, મૃદુતા વગેરે તે બધા ક્ષાયોપશમિક ધર્મ કહેવાય

સદ્ગુણરૂપ ધર્મ બે જાતના ક્ષાયોપશમિક અને ક્ષાયિક — હવે આગળ વધીને જુઓ. પૂર્વે સમ્યકત્વ, ક્ષમા-મૃદુતા વગેરે ક્ષાયોપશમિક ધર્મ કહ્યા, તેમા ભય એ છે કે જો તેના જે વિરોધી કર્મ-મિથ્યાત્વ મોહનીય, ક્રોધ મોહનીય વગેરે-તે વિપાકોદય પામે, તો એ સમ્યક્ત્વાદિ ગુણો પાછા ચાલ્યા જાય પરન્તુ જો મિલકમા પહેલા એ મિથ્યાત્વ મોહનીયાદિ કર્મનો સર્વથા નાશ કરી નાખ્યો હોય, તો પછી કદાપિ એનો ઉદય થવાનો ભય જ ન રહે આમ કર્મના સર્વથા નાશ પછી જે ગુણ પ્રગટે છે, તેને ક્ષાયિક ધર્મ કહેવાય છે ક્ષાયિક એટલે કર્મના ક્ષય થકી નીપજતો ગુણ કે ધર્મ એ નિપજાવવા માટે પ્રબળ પુરુષાર્થભર્યા સામર્થ્યયોગની જરૂર છે ઇચ્છાયોગ અને શાસ્ત્રયોગથી આ ક્ષમાદિ ક્ષાયિક ધર્મો પ્રગટાવવાનુ બની શકતુ નથી એ તો એક સામર્થ્યયોગની જ એવી તાકાત છે કે એ ઘાતી કર્મોની જડ ઉખેડી નાખે, અને ક્ષાયિક ધર્મ પ્રગટાવે

ક્ષાયોપશમિકમાથી ક્ષાયિકમા —હવે જ્યા ક્ષાયિક ધર્મો પ્રગટ્યા એટલે ક્ષાયોપશમિક ધર્મો નહિ રહેનાના કેમકે ક્ષાયોપશમિક ધર્મો કર્મના ક્ષયોપશમની અપેક્ષા રાખતા હતા. પન્તુ હવે જ્યારે કર્મ જ નથી રહ્યા, તો કર્મનો ક્ષયોપશમ પણ ક્યાથી રહેવાનો? તે નહિ તો ક્ષાયોપશમિક ધર્મ પણ નથી રહ્યો ક્ષયોપશમમા કર્મનો પ્રદેશોદય કે મન્દ અનુદય હોય છે તેમજ નિશ્ચકમા કર્મની સત્તા હોય છે ત્યારે ક્ષાયિક વખતે તો કર્મના સર્વથા નાશ થઇ જવાથી એ બેમાનુ કશુ રહેતુ નથી તેથી જ ક્ષાયોપશમિક ધર્મ પણ નથી હોતા. આથી એ આવ્યું કે સામર્થ્યયોગના

ધર્મ યોગમાં ક્ષાયોપશમિક ધર્મોનો ત્યાગ કરી ક્ષાયિક ધર્મો પ્રગટાવવામાં આવ્યા. આ ક્ષાયોપશમિક ધર્મોનો ત્યાગ એ સામર્થ્યયોગનું પહેલું સ્વરૂપ થયું એને ધર્મસન્યાસ કહેવામાં આવે છે

ધર્મસન્યાસ યોગસન્યાસ —બીજું સ્વરૂપ યોગનો ત્યાગ થવાનું છે એને ગ્રંથકાર અહીં યોગસન્યાસ શબ્દથી કહે છે સન્યાસ એટલે ત્યાગ. ધર્મ એટલે ક્ષાયોપશમિક ધર્મ યોગ એટલે મન વચન કાયાની પ્રવૃત્તિ એ બન્નેનો ત્યાગ ક્યારે થાય તે વસ્તુ શાસ્ત્રકાર મહર્ષિ અહીં આ રીતે જણાવે છે કે એમાં પ્રથમ જે ધર્મસન્યાસ એટલે કે ક્ષાયોપશમિક ધર્મોનો ત્યાગ, તે દ્વિતીય અપૂર્વકરણ વખતે થાય, અને બીજો જે યોગસન્યાસ એટલે કે યોગનિરોધ, તે શૈલેશીકરણ વખતે થાય

અપૂર્વકરણ —અહીં અપૂર્વકરણ સમજવું જોઈએ અપૂર્વકરણ બે પ્રકારે છે એક અપૂર્વકરણ પહેલવહેલું સમ્યક્ત્વ પામવા પૂર્વે થાય છે, અને બીજું અપૂર્વકરણ આઠમા ગુણઠાણે શ્રેણિ માંડતા પૂર્વે થાય છે અપૂર્વકરણ એટલે અપૂર્વ વીર્યની ફોરવણી જીવ અનાદિકાળથી મિથ્યાત્વમા—અતત્ત્વની રુચિમા રમતો રહ્યો છે એથી જ એના અધ્યવસાય અર્થાત્ આત્માની પરિણતિ મલિન રહ્યા કરે છે એમાં 'નદીઘોલપાષાણ' ન્યાયથી કેટલીયવાર એ અધ્યવસાયો કંઈક શુભ બને છે આની પાછળ જો કે આત્મવીર્ય શ્રમ તો કરે જ છે, પરંતુ તે સહેજે એમ જ બને છે, તેથી તેને 'યથાપ્રવૃત્ત કરણ' કહે છે કરણ એટલે આત્મવીર્યની ફોરવણી, અને 'યથાપ્રવૃત્ત' એટલે એમ જ સહેજ ભાવે પ્રવર્તેલ આનાથી આત્માના કાંઈક વિશુદ્ધ પરિણામ બને છે સ્થૂલ ભાષામાં કહીએ તો શુભ વિચારસરણી આવે છે પરંતુ અહીં બને છે એવું કે આત્મામાં અનાદિથી ચાલી આવતી જે રાગદ્વેષની તીવ્ર પરિણતિ, તે રૂપી દુર્ભેદ્ય ગાંઠ ખડી થાય છે ખડી થાય છે એનો અર્થ એ

નથી કે 'પહેલા એ અદૃશ્ય થઈ ગઈ હતી, અને હવે એ પ્રગટ થાય છે' કેમકે, એ અનંતાનુબંધી નામના પહેલા કષાય અર્થાત્ અતિ ઉગ્ર કોટીના કષાયરૂપ હોવાથી મિથ્યાત્વી જીવને ઉદયરૂપે પ્રગટ તો છે જ પરંતુ ગાઠ (ગ્રન્થિ) ખડી થાય છે એનો અર્થ એટલો જ છે યથાપ્રવૃત્ત કરણની સામે આ ગ્રન્થિ દુશ્મન તરીકે ઉભી છે હવે એનો જો પ્રબળ સામનો થાય, તો જ એ ગ્રન્થિ ભેદાય, અને તો જ પછી આગળ, સમ્યક્ત્વ-સમ્યગ્દર્શન પામવા માટે ભૂમિકા તૈયાર થઈ શકે પણ જો એવો સામનો ન થઈ શક્યો અને ગ્રન્થિ અકબંધ ઉભી રહી ગઈ, તો જે યથાપ્રવૃત્ત કરણની શુદ્ધિ કાયમ ટકે એવી નથી તે યથાપ્રવૃત્ત કરણને આત્મા ગુમાવી નાખવાનો, અને પાછો અનાદિ સિદ્ધ મલિન અધ્યવસાયમાં રમતો થઈ જવાનો! એ તો સાધક વિશુદ્ધ બનાવતા આવડે તો જ આ મહાકઠિન ગાઠ ભેદાય અને આગળ વધાય એમ છે ત્યારે વિચારો કે મલિન અધ્યવસાયમાં જીવને અનંતો કાળ એકધારાએ અર્થાત્ સળંગ રમ્યા કરવું હોય, તો બધું જ સહેલું છે કોઈ એનો સામનો કરી એમાં ફેરફાર કરનાર નથી માત્ર સારી સ્થિતિ કદાચ પ્રાપ્ત થઈ ગઈ, તો એને ટકાવવી અને આગળ વધારવી એ જ મુશ્કેલ કાર્ય છે એને દુશ્મનથી બચાવી લેવાની જરૂર છે અને દુશ્મન કોણ? આપણા જ આત્માના રાગ દ્વેષના પરિણામ તો પૂછોને કે બાહ્ય માલમિલ્કત કુટુંબ-પરિવાર વગેરે નુકસાનકારી નહિ ને? ઉત્તર સીધો છે રાગદ્વેષના પરિણામમાં એ બાહ્ય રના નિમિત્તભૂત બનતા હોવાથી તેમજ એના પોષક હોવાથી એ પણ નુકસાન લાવનારા જ ગણાય, માટે દુશ્મનરૂપ કહેવાય, પણ બાહ્યથી અભ્યન્તર રીતિએ શત્રુભૂત આપણા આંતરિક રાગદ્વેષના પરિણામ છે એને જો દબાવીએ, દૂર કરીએ, તો જ આગળ વધાય એમ છે ત્યારે પ્રશ્ન એ છે કે એ રાગદ્વેષની ગાઠને ભેદનાર કોણ છે?

<u>ગ્રન્થિભેદ અપૂર્વકરણથી થાય</u>—જેમ યથાપ્રવૃત્ત કરણમાં આત્માના ખાસ પુરુષાર્થ વિના એમ જ શુભ આત્મવીર્ય ઉલ્લસ્યું હતું,

તેમ નહિ, પણ ખાસ પ્રબળ પુરુષાર્થથી નિર્ધારિત મનવડે અધિકાધિક શુભ આત્મવીર્યને ઉલ્લાસાવાય, તો પેલી ગાઠ ભેદાય આ વીર્યોલ્લાસને અપૂર્વકરણ કહેવામા આવે છે ભૂલશો નહિ કે આ માટે અતરની વિચારસરણી, અધ્યવસાય, લેશ્યા, વલણ વગેરેને ખૂબ જ ઉજ્જવળ, અપૂર્વ નિર્મળ કરવા જોઈશે પછી તો ઈન્દ્રના વજ્રની જેમ રાગદ્વેષની નિબિડ ગ્રન્થિને એ ભેદી જ નાખશે.

<u>અપૂર્વકરણથી પાચ કાર્યો</u> —આમ જે આ અપૂર્વકરણ કરવામા આવે છે, તેમા કર્મસબધમા અદ્ભુત પાચ વસ્તુઓ બને છે ૧. સ્થિતિઘાત, ૨ રસઘાત, ૩ ગુણશ્રેણિ ૪ ગુણસંક્રમ અને ૫. અપૂર્વ સ્થિતિબંધ

<u>સ્થિતિઘાત અને રસઘાતમા</u> કર્મોની સ્થિતિ અને રસનો હ્રાસ થાય છે એટલે કે યથાપ્રવૃત્ત કરણમા ભલે સહજભાવે છતા પણ આત્મામા એટલી શુદ્ધિ આવી હતી કે આત્માની સિલકમા પૂર્વે આયુષ્ય સિવાયના સાતે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ જે ૭૦–૪૦–૩૦–૨૦ કોડાકોડી સાગરોપમ જેવી હતી, તે ઘટી ઘટીને છેક માત્ર એક કોડાકોડી સાગરોપમ જેટલી બની જાય છે એમાય પાછી એક પલ્યોપમના અસખ્યાતમા ભાગ જેટલી ઓછી થાય છે આને અત કોડાકોડી સ્થિતિ કહે છે આટલી તો યથાપ્રવૃત્તકરણમા હવે અપૂર્વકરણમા આ સ્થિતિનો પાછો ઘાત થઈ ઓછાશ થાય છે. એવી રીતે એમાના અશુભ કર્મો અર્થાત્ પાપ કર્મની પ્રકૃતિઓના રસનો પણ ઘાત થાય છે તે સ્થિતિઘાત-રસઘાત કહેવાય છે. એક સ્થિતિઘાતમા હજારો રસઘાત થય છે સ્થિતિઘાતમા વસ્તુ એવી બને છે કે કર્મોની સ્થિતિમા જે ઉપરની સ્થિતિના દળીયા તેને, ઠેઠ સન્મુખ જે નીચેની સ્થિતિવાળા કર્મના દળીયા, તેના ભેગા નાખવામા આવે છે, અર્થાત્ ઉપરની સ્થિતિમાથી <u>ઉદયવતી</u> કર્મપ્રકૃતિઓના દલિકોને ઉદયસમયથી આગળીને અતર્મુહૂર્ત સુધીના

દલિકમાં નાખવામાં આવે છે ત્યારે અનુદયવતી કર્મપ્રકૃતિના દલિકોને ઉદય-આવલિકા પછીના સમયથી પ્રારંભી અંતર્મુહૂર્ત સુધીના દલિયામાં નખાય છે આમ ઉપરની સ્થિતિનો ઘાત થાય છે એની સાથે એ સ્થિતિઘાત પામેલા દલિયાનો રસ પણ અતિ મંદ કરવામાં આવે છે, એ રસઘાત થયો તાત્પર્ય એ છે કે કર્મોની જે અમુક કાળની સ્થિતિ હોય છે, એનો અર્થ એ છે કે દરેક સમયદીઠ તે કર્મના જુદા જુદા દળીયાને ઉદયમાં આવવાનું નક્કી થયેલું છે એટલે દા ત કોઈ કર્મને કોડાકોડી સાગરોપમના કાળની સ્થિતિ છે, તો આત્માની અંદર તેટલા કાળના બધા સમય પર જાણે ને કર્મના દળીયા પથરાઈ ગયેલા છે તેથી જેમ જેમ તે તે સમય આવતા જાય, તેમ તેમ તે તે દળીયા આત્માની અંદરથી ઉચકાતા જાય અને ભોગવાતા જાય

અહીં એક પ્રશ્ન ઉઠે છે, કે જો આમ જ કર્મ ભોગવાઈને છૂટકારો પામે તો પછી સર્વ કર્મોનો છૂટકારો શે થાય? કેમકે કર્મ બાંધવાનું કામ તો સમયે સમયે ચાલુ છે, અને ક્રમસર ભોગવવા કોડાકોડી સાગરોપમો જોઈએ, તો એ બધા ક્યારે ભોગવાઈને પૂરા થાય, અને ક્યારે આરો આવે? આનો ઉત્તર એ છે કે બાંધેલા કર્મ એમ જ અખંડ રહીને ક્રમશ ભોગવાતા જાય, એવું મોટા ભાગે બનતું નથી પરંતુ બંધાઈ ચૂક્યા પછી પણ એના પર અનેક જાતના ફેરફારો થાય છે શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો એના પર અનેક કરણો લાગુ થાય છે જેમ કે, સંક્રમણકરણ, ઉદીરણાકરણ, ઉદ્વર્તના કરણ, અપવર્તના-કરણ, વગેરે સંક્રમણમાં આ બંધાયેલા કર્મના જથ્થામાંના કેટલાય કર્મદલિકો એ વર્તમાન સમયે બંધાતા સમાન જાતીય કર્મના ભેગા ભળી જાય છે, અને પછી એનું સ્વરૂપ ધારણ કરે છે દા ત પૂર્વનું બાંધેલ અશાતા કર્મ વર્તમાનમાં બંધાતા શાતા-કર્મ ભેગું ભળી શાતારૂપે બની જાય છે ત્યારે ઉદીરણા કરણથી મોડે ઉદયમાં આવનારા કર્મદલિયા વહેલા ઉદયમાં આવે

છે જેમ ઝાડ પર રહીને મોડી પાકનાની કેરી ત્યાથી ખસીને ઘાસ વગેરેમા દબાવાથી વહેલી પાકે છે, તેમ ઉદીરણાથી કર્મ વહેલુ પાકી જાય છે અપવર્તના કરણ કર્મોની બધાયેલ સ્થિતિનો હ્રાસ કરે છે આવી રીતે આનેવા કમ મા ફેરફાર થાય છે

તો હવે જુઓ ક અપૂર્વક રણમા એક કાર્ય સ્થિતિઘાતનુ થાય છે ત્યા સ્થિતિના છેલ્લે કાળે પાકવાના કર્મને એ વર્તમાન કાળમા બીજાની સાથે સાથે ઉદયમા આવી જાય, એવા કરવામા આવે છે એથી ઉપરની કાળસ્થિતિમા કમ હવે રહ્યુ નહિ, એટલે આ કમની સ્થિતિ એટલી ઘટી ગણાય એનુ નામ સ્થિતિઘાત રસઘાતમા અશુભ કર્મોના તીવ્ર રસના અમુક ખડનો ઘાત કરી તે રસને મદ બનાવવામા આવે છે, જેથી હવે એ અશુભ કમ એના ઉદયમા એટલુ તીવ્ર વેદન નહિ કરાવે આ સ્થિતિઘાત અને રસઘાત કરવા માટે યથાપ્રવૃત્તિ કરણ સમર્થ નથી તે માટે તો અપૂર્વ કરણ જોઈએ અપૂર્વ એટલે સંસારમા કદી નહિ જગાવેલ એવુ ્ર્ણ મર્થાત્ આત્માનો જબરદસ્ત આતરિક ધર્મવીર્યોલ્લાસ પ્રગટવો જોઈએ જીવનમા ખરી વિશેષતા પણ એની છે, પણ પાપવીર્યોલ્લાસની નથી એ તો અનતા ભવો કરી તેમ અપૂર્વ ઉન્નતિ અને સુખ પમાડના પણ ધર્મવીર્ય જ છે માટે શક્ય દેખાય ત્યા અને ત્યારે શુભ આત્મવીર્યોલ્લાસને, શુભ અધ્યવસાયોને, શુભ પવિત્ર વલણ અને લાગણીઓને જગાવતા, ટકાવતા, અને વધારતા ચાલો

ગુણશ્રેણિમા પ્રતિસમય અસખ્યગુણ અસખ્યગુણ ચઢતા ક્રમે કર્મ દલિયાની રચના કરવામા આવે છે સ્થિતિઘાત પામેલા દળિયાનીજ આ વાત છે પરતુ તે પ્રતિસમય અસખ્યાતગુણ અસખ્યાતગુણ ઉપરમાથી આવીને નીચે ઠલવાય છે તેનુ નામ ગુણશ્રેણિ છે આનુ પરિણામ એ આવે છે કે હવે પ્રતિસમય અધિક અધિક પ્રમાણમા કર્મ ભોગવાઇને ક્ષય પામી જાય છે સ્થિતિઘાતમા ઉપરની

લાબી સ્થિતિનો નાશ થયો હતો આમા એ કર્મદળિયા અધિક અધિક પ્રમાણમા રચાઈને નાશ પામે છે અપૂર્વકરણમા સમય પ્ર સમયે આત્માની વિશુદ્ધ વધતી જતી હોવાથી એવુ બનવા પામે છે કે પૂર્વ સમય કરતા પછીના સમયમા ઉદય માટે અસખ્ય ગુણ કર્મદલિકની શ્રેણિ રચાઈ જાય

ગુણ સક્રમમા, પૂર્વે જે સંક્રમણની વાત કહી તે મુજબ જ પરતુ આમાય પૂર્વબદ્ધ થઈ સત્તામા રહેલ અશુભ કર્મ દલિકનુ અસખ્યગુણ અનખ્યગુણ સક્રમણ બંધાતી સજાતીય પુણ્ય પ્રકૃતિમા થયા કરે છે

અપૂર્વ સ્થિતિબ ધમા —પૂર્વે અનાદિ અનત કાળમા અશુભ કર્મોનો કદી નહિ કરેલો એવો જે અલ્પ સ્થિતિબધ, તે અહીં કરે છે અહીં પ્રશ્ન થાય કે અપૂવ કરણના શુભ અધ્યવસાય વખતે શુભ કર્મનો બધ તો હોઈ શકે, પણ અશુભ કર્મ બધાય જ ક્યાથી, કે એની અલ્પ સ્થિતિનો બધ વિચારવો રહે ? આનો ઉત્તર એ છે કે પરાવત માન પ્રકૃતિઓ પ્રાય શુભ બધાય છે પરતુ જે ધ્રુવબધી પ્રકૃતિઓ છે, તે શુભ અને અશુભ તે તે ગુણઠાણા સુધી અવશ્ય બધાય છે, પછી ભલે ત્યા વિચારણા શુભ પ્રવર્તતી હોય આ શુભ અધ્યવસાયનો લાભ એ કે એ અશુભ પ્રકૃતિઓની કાળસ્થિતિ અલ્પ અને રસ મદ બધાય કેમકે એવો નિયમ છે કે રાગદ્વેષનો સંક્લેશ જેમ વધારે, તેમ કર્મની બધાતી કાળસ્થિતિ મોટી હોય પણ અશુભ કર્મનો બધાતો રસ તીવ્ર હોય, અને શુભ કર્મનો બધાતો રસ મદ હોય એથી ઉલટુ, જેમ એ સક્લેશ ઓછો, એટલે કે વિશુદ્ધિ વધારે, તેમ કર્મની બધાતી કાળસ્થિતિ નાની હોય અશુભ કર્મનો રસ મદ બધાય અને શુભ કર્મનો રસ તીવ્ર બધાય અહીં અપૂર્વકરણમા વિશુદ્ધિ અપૂવ છે, તથી અશુભ કર્મની સ્થિતિ જે અલ્પ બધાવાની, તે પણ અપૂર્વ અલ્પ સ્થિતિબધ કહેવાશે કેમકે પૂર્વે કદી આટલી અલ્પ નહિ બાધેલી

<u>ઉપશમ-ક્ષયોપશમ સમકિતની પ્રક્રિયા અંતરકરણ અને ત્રણ પુંજ</u>—આ રીતે આ પાત્ર વાનાવાળા અપૂર્વકરણથી ગ્રન્થિ ભેદાય છે પછી સિદ્ધાંત મતે અનિવૃત્તિકરણદ્વારા બે મિથ્યાત્વોદય વચ્ચે અંતરકરણ કરી ઉપશમ સમ્યક્ત્વ પામે છે, અગર તો મિથ્યાત્વના ત્રણ પુંજ કરી <u>ક્ષયોપશમ સમ્યક્ત્વ</u> પામે છે પહેલા કરતા બીજા માટે આત્માના પરિણામની વધારે નિર્મળતા જોઈએ છે પહેલામા ઉપશમ સમકિતના અંતર્મુહૂર્ત કાળ દરમિઆન જે મિથ્યાત્વ-દળિયા ચાલુ ક્રમે ઉદયમા આવવાના હતા, તેને એની પૂર્વના કાળમા ખેંચી ઉદયમા લાવી નાખવામાં આવે છે તેથી હવે આ અંતર્મુહૂર્તનો કાળ મિથ્યાત્વોદય વિનાનો ખાલી પડે છે, અર્થાત્ આ અંતર્મુહૂર્ત પૂર્વે જે છેક છેલ્લા સમયે ભોગવાયું, અને આ અંતર્મુહૂર્ત પછી જે પહેલા સમયે પાછુ સ્થિતિકનુ મિથ્યાત્વ ઉદયમા આવવા ડોકિયા કરી રહ્યુ છે તે,-એમ બે મિથ્યાત્વોદયના સમયોની વચ્ચે અંતર્મુહૂર્ત કાળનુ અંતર પડી ગયુ, આ <u>અંતરકરણ</u> થયુ એ કાળમા ઉપશમ સમકિત હોય છે પછી એ અવશ્ય ચાલ્યુ જાય છે હવે જો અંતરકરણની પ્રક્રિયાને બદલે, અધિક વિશુદ્ધિથી મિથ્યાત્વના, ત્રણ પુંજ કરવાની પ્રક્રિયા થાય, અર્થાત્ એમા આત્માની સિલકે રહેલા મિથ્યાત્વના જથાનુ સંશોધન અર્થાત્ શુદ્ધિકરણ કરી ત્રણ પુંજ-ત્રણ જથા કરવામા આવે છે, એક તદ્દન શુદ્ધ, બીજો અર્ધશુદ્ધ અને ત્રીજો તદ્દન અશુદ્ધ ત્રણે પુંજને અનુક્રમે સમકિત મોહનીય, મિશ્રમોહનીય, અને મિથ્યાત્વ મોહનીય કહે છે તે પછી આમાના શુદ્ધ દળિયાનો ઉદય થતા આત્મામા એ ક્ષયોપશમ-સમકિત પ્રગટ કરે છે

એમા <u>શુદ્ધ</u> દળિયાનો ઉદય હોવાથી આત્મામા મિથ્યાભાવ નથી રહેતા આ સિદ્ધાન્તમત છે કર્મગ્રન્થવાળાનો મત એવો છે કે પહેલવહેલુ સમ્યક્ત્વ તો ઉપશમ કોટિનુ જ થાય ક્ષયોપશમ તો તે પછીથી ત્રણ પુંજના હિસાબે થાય

સમ્યગ્દર્શનના લક્ષણ —આ રીતે જે સમ્યક્ત્વ અર્થાત્ સમ્યગ્દર્શન પ્રગટ્યુ, તે શુ છે એ ગ્રન્થકાર મહર્ષિ પોતે જ ટીકાગ્રન્થમા આ રીતે બતાવે છે, કે સમ્યગ્દર્શન એ આત્માનો પરિણામ છે અર્થાત્ આત્મા પોતે જ આ ગુણરૂપે પરિણમે છે એ ગુણનુ સ્વરૂપ છે તત્ત્વાર્થ શ્રદ્ધાન, અર્થાત્ તત્ત્વભૂત પદાર્થોની શ્રદ્ધા, અથવા પદાર્થોની તત્ત્વરૂપ એટલે કે યથાવસ્થિત રૂપે શ્રદ્ધા તે પદાર્થો ક્યા? તો કે સર્વજ્ઞ પ્રભુએ ભાખેલા એને એમણે જે સ્વરૂપે કહ્યા, તે જ સ્વરૂપે સ્વીકારવા-માનવા, તે તત્ત્વાર્થ શ્રદ્ધાન સર્વજ્ઞ કેવલી ભગવાને જે જે તત્ત્વો કહ્યા છે તે જ બધા સાચા અને શકા વિનાના છે તે બધાય સાચાજ અને નિશ્શક જ છે', એવી કોઈ પણ પ્રકારની દુન્યવી લાલચ વિનાની હૃદયની સચોટ શ્રદ્ધા તે તત્ત્વાર્થશ્રદ્ધાન, તે સમ્યગ્દર્શન શાસ્ત્રે આના પાચ લક્ષણ કહ્યા છે —શમ, સવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિક્યની પ્રગટ દશા. આ લક્ષણો જેનામા હોય, તેનામા સમ્યક્ત્વ અવશ્ય હોય એ પાચેય પશ્ચાનુપૂર્વીના ક્રમથી જન્મે છે અર્થાત્ પહેલા આસ્તિક્ય જન્મે, પછી અનુકમ્પા, પછી નિર્વેદ, સવેગ અને પછી શમ પ્રગટે તે આ રીતે —સદ્ગુરુના ઉપદેશ વગેરેનુ નિમિત્ત પામી 'જ્ઞાનાદિ ગુણવાળો આત્મા છે, એ નિત્ય છે, એ કર્મનો કર્તા છે, કર્મનો ભોક્તા છે, 'સસારમા રખડતો છે,' મોક્ષના ઉપાયો છે, એ ઉપાયો દ્વારા જીવ મોક્ષ પણ પામી શકનારો છે—આવી 'છે' ની અર્થાત્ અસ્તિત્વની શ્રદ્ધા તે અસ્તિત્વ એ પહેલુ પ્રગટે પછી જીવોની સાચી દ્રવ્યદયા અને ભાવદયા પ્રગટે તે અનુકપા જીવની કરુણ દશા સ્મરતા કારાગાર જેવા સસાર પર ખેદ થાય, અરુચિ-કટાળો જાગે, તે નિર્વેદ એ થાય એટલે એના પ્રતિપક્ષી મોક્ષ પર પ્રીતિ અને મોક્ષસાધક ધર્મનો રાગ પ્રગટે, તે સવેગ આ થવાથી સસારના બીજભૂત જે કષાયો, તેને શાત કરવામા આવે તે શમ આ કષાયોના ઉન્માદની એવી શાતિ કરે કે અપરાધી ઉપર પણ 'એનુ ખરાબ થાઓ' એવુ હૃદયમા ન થાય

દ્વિતીય અપૂર્વકરણ —આપણી વાત હતી અપૂર્વકરણની સમ્યક્ત્વની પ્રાપ્તિ પૂર્વ અનાદિની રાગદ્વેષની ઘન-નિબિડ ગ્રન્થિનો ભેદ કરવા માટે સમર્થ તે પહેલું અપૂર્વકરણ. એમાં સામર્થ્યયોગ નીપજતો નથી. પરંતુ ક્ષપક શ્રેણિમાં જે દ્વિતીય અપૂર્વકરણ કરવું પડે છે તેના ઉપર સામર્થ્યયોગ નીપજે છે. શ્રેણિ એટલે મોહનીય અને જ્ઞાનાવરણીયઆદિ ઘાતી કર્મ ની કરવામાં આવતી ક્ષપણાની ધારા, તે કર્મોને ખપાવવાની નાશ પમાડવાની ધારા. એ પૂરી થયે તેરમે ગુણઠાણે કેવલજ્ઞાન-સર્વજ્ઞતા પ્રાપ્ત થાય. આ ક્ષપકશ્રેણિ માટે અપ્રમત્ત નામના સાતમા ગુણઠાણ પછી આઠમે ગુણઠાણે અપૂર્વકરણ કરવાની જરૂર રહે છે. આ જે દ્વિતીય અપૂર્વ ક. સમ્યક્ત્વ પ્રાપ્ત થયેથી રહેલી કર્મસ્થિતિમાંથી સંખ્યાતા પલ્યોપમપૃથક્ત્વ ઘટયે દેશવિરતિ, તથા સંખ્યાતા સાગરોપમ ઓછા થતા આવે તેમ તેમ સર્વવિરતિ, ઉપશમશ્રેણિ અને ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થાય. એટલેજ કહ્યું કે તે કર્મસ્થિતિમાં તેના સંખ્યાતા સાગરોપમ હટે ત્યારે દ્વિતીય અપૂર્વકરણ પ્રાપ્ત થાય. આમાં પણ પૂર્વની જેમ સ્થિતિઘાતાદિ પાંચ વાના કરવામાં આવે છે. પરંતુ તે વિશિષ્ટ-કોટિના. આ કરવાને માટે સામર્થ્ય યોગનોજ પુરુષાર્થ સમર્થ છે. ઇચ્છાયોગ અને શાસ્ત્રયોગના વીર્યોલ્લાસથી આ અપૂર્વકરણ નીપજી શકતું નથી.

द्वितीयापूर्वकरणे प्रथमस्तात्त्विको भवेत् —આ બીજા અપૂર્વકરણથી ઘાતી કર્મોની ક્ષપણા શરૂ થાય છે, તેથી હવે ત્યાં ઘાતીનો ક્ષયોપશમ રહેતો નથી. તેથીજ એ ક્ષયોપશમથી નીપજેલા જે ક્ષાયોપશમિક ક્ષમાદિ ધર્મો, તેનો ત્યાગ થઈ ક્ષાયિક-કોટિના એ ધર્મો પ્રગટ થાય છે. પૂર્વે એ ત્યાગની વાત કરી છે, એક ધર્મસન્યાસ (સંન્યાસ=ત્યાગ) અને બીજો યોગસન્યાસ. બંનેય સામર્થ્યયોગના ઘરના છે. એમાં યોગસન્યાસ તો નિર્વાણની નજીકમાં થવાનો. પણ પહેલો 'ધર્મ

સન્યાસ' એટલે કે ક્ષાયોપશમિક ધર્મોનો ત્યાગ એ દ્વિતીય અપૂર્વકરણથી થાય છે શાસ્ત્રકાર મહર્ષિ કહે છે કે-તાત્ત્વિક-પરમાર્થિક ધર્મત્યાગ એ છે બાકી ઔપચારિક ધર્મ ત્યાગ તો દીક્ષા લેતી વખતે પણ હોય છે ત્યા દીક્ષા વખતે થતા ધર્મત્યાગનો અર્થ પ્રવૃત્તિરૂપ ધર્મનો ત્યાગ સમજવાનો છે દા ત ગૃહસ્થ માટે શ્રી અરિહંત પ્રભુની દ્રવ્યપૂજાની પ્રવૃત્તિ એ ધર્મ છે, શ્રાવકોની બારભક્તિક વગેરેની પ્રવૃત્તિ એ ધર્મ છે, પરન્તુ સાધુપણુ લેતા એવી સઘળી પ્રવૃત્તિરૂપી ધર્મનો ત્યાગ કરવામા આવે છે આનુ કારણ એ છે કે, દીક્ષા એ જ્ઞાનયોગનો સ્વીકાર કરવા રૂપ છે

જ્ઞાનયોગ-મોહયોગ —દીક્ષા અગીકાર કરી, એટલે જ્ઞાનયોગ સ્વીકાર્યો સસારમા મોહયોગ છે, ત્યારે ચારિત્રમા જ્ઞાનયોગ

અર્થાત્ માનસિક ચિંતનાદિ અને કાયિક ક્રિયાઓ શુદ્ધ જ્ઞાનમય છે, જ્ઞાનગર્ભિત છે, તત્ત્વજ્ઞાનની પરિણતિથી સર્વથા વ્યાપ્ત છે આવું નામાકિક પ્રવૃત્તિમાં નથી, તેથી તે જ્ઞાનયોગ નથી આમ ચારિત્ર જ્ઞાનયોગ સ્વરૂપ હોવાથી સંસારથી વિરક્ત બનેલાને જ ચારિત્રને અધિકારી ગણ્યો. એ વાત ચારિત્રની યોગ્યતા માટે દર્શાવેલ સોળ ગુણો પરથી નક્કી થાય છે

દીક્ષાર્થીના સોળ ગુણ-પ્રવ્રજ્યાને યોગ્ય કોને માનવો ? એના ઉત્તરમાં કહે છે કે તેને માનવો કે જે (૧) આર્યદેશમાં જન્મ્યો હોય, તથા ૨-૩ વિશિષ્ટ કોટિની જ્ઞાતિ અને કુળે કરીને સહિત હોય આર્ય દેશમાં જન્મ એ ગળથુથીમાં સારા સંસ્કારોની ભેટ આપે છે વિશિષ્ટ જાતિ અને વિશિષ્ટ કુળની ખાનદાની અકાર્ય કરતા અટકાવે છે નથીને ચારિત્ર લીધા પછી કદાચ મોહનો ઉદય જાગ્યો, તો કુળની ખાનદાનીની આત્મા પર શરમ પડશે, મનને એમ થશે કે 'આવા ઉંચા કુળમાં જન્મેલો હું, મારાથી અકાર્ય કે વ્રતભંગ કેમ જ થાય ! નહિતર પછી માથામાં અને ઢેડાજગીમાં ફરક શો ?' પછી સદ્વિચારમાં પાછો ફરી પ્રતિજ્ઞાને દૃઢપણે વળગી રહેશે તેમ એ પણ લાભ છે કે વિશિષ્ટ જ્ઞાતિ અને કુળના હિસાબે એના લોહીમાં એવા આદર્શો હશે કે જે એને ઉત્તમ સાત્ત્વિક પુરુષાર્થ અને પ્રગતિ, કરવામાં ખૂબ જ પ્રેરક બનશે +++++ (૩) વળી તે 'ક્ષીણપ્રાયકર્મમલ' હોવો જોઈએ અર્થાત્ સર્વ કર્મમાં ભયંકર જે મોહનીય કર્મ તેમાંનું મિથ્યાત્વકર્મ તો ઉદયમાં હોય જ નહિ. ઉપરાંત, ચારિત્ર મોહનીય કર્મ ઘણું ઘણું નાશ પામી ગયું હોય પૂછે કે ગુરુ આ રીતે જાણી શકે ? તો એની પછીનો પાંચમો ગુણ એનો ખુલાસો કરે છે તે એ છે કે (૪) દીક્ષાર્થી એટલા જ માટે 'વિમળબુદ્ધિ' બનેલો હોય,

એની બુદ્ધિ હવે નિર્મળ બની ગઈ હોય અર્થાત્ આજસુધી નડતી અનેક પ્રકારની વાસનાઓ અને વિકારોના મળ હવે સાફ થઇ ગયા હોય આ વસ્તુ એના વર્તાવ અને ઉદ્ગાર પરથી તેમજ આગળ બતાવેલા ગુણો પરથી સમજી શકાય છે (૫) બુદ્ધિ નિર્મળ થવાના યોગે પાચમો ગુણ એ છે કે એને સસારની નિર્ગુણતાનુ, સસારની અપ્રકારિતાનુ ભાન હોય એને મનમા સચોટ ભાસે કે 'જે મનુષ્યપણુ મળવુ ઘણુ જ દુર્લભ છે, તે પાછુ અશુભ કરણીના યોગે ભાવિષ્યના અનેક જન્મમરણનુ નિમિત્ત બને છે, વળી એમા જે સપત્તિઓ જીવને અશુભ કરણી કરાવે છે તે વિજળીના જેવી ચપળ છે ચચળ છે એનો અર્થ એ છે કે સપત્તિ તો કદાચ આ જન્મમા જ અથવા આવતા જન્મ પૂર્વે તો અવશ્ય ચાલી જવાની, પરતુ એના અગે કરેલા પાપ માથે પડી જવાના ! અને અનેક જન્મમરણની જાળમા જીવને જકડવાના ! સંપત્તિ ઉપરાત સસારમા જીવને જે ઇષ્ટ અનિષ્ટ રૂપરસ વગેરે વિષયો મળે છે, એ વિષવૃક્ષના ફલની જેમ ભયકર દુખને દેનારા બને છે ત્યાર બસારની વળી એક મોહિની કુટુબ-પરિવારનો સયોગ, તેનો વિયોગ અવશ્ય થાય છે, તેથી તેની ખાતર સેવેલા પાપનુ અને તેના પ્રત્યે કરેલા રાગાદિનુ ફળ ભોગવવાના અવસરે એમાનુ કોઇ સગુ એ દુખમા ભાગ પડાવવા કે બચાવવા આવતુ નથી કેવો નિર્ગુણ અને નિસ્સાર આ સસાર ! એમા આયુષ્ય કર્મના દળિયા પ્રત્યેક ક્ષણે ભોગવાઈ ભોગવાઈને નાશ પામતા જાય છે આયુનો નાશ એટલે મૃત્યુ, અર્થાત્ પ્રત્યેક ક્ષણે મૃત્યુ થાય છે એમ કરતા અતે મહામૃત્યુ પામી અહીંથી નવો જન્મ લેવા ચાલી જવુ પડે છે ત્યા અહીંના કરેલા હિંસાદિ પાપોનો, મોહનો અને રાગદ્વેષનો દારુણ વિપાક અર્થાત્ ભયંકર નતીજો પીડે છે, વિષમ દુખોનુ પરિણામ અનુભવવુ પડે છે આવી રીતે સસારની સારરહિતતાનુ ભાન દીક્ષાર્થીને હોવુ જોઈએ

(૯) તેથી જ એવા સંસાર પ્રત્યે એને વિરાગ હોય, અણગમો હોય સંસાર પર લેશમાત્ર આસ્થા એને ન હોય, ઉલટું એવો અવિશ્વાસ હોય કે-'રખેને આમાં ઠગાઈ-ફસાઈને એમજ ન મરું !' સંસારનો એને ભારે કંટાળો હોય-xxxxx-(૭) સાતમો ગુણ એ છે કે સંસારના મૂળભૂત જે કષાયો, તે એના પાતળા પડી ગયા હોય કેમકે ક્રોધાદિ કષાયો જો દુર્બલ ન થયા હોય તો તો ચારિત્રી બન્યા પછી ચારિત્રમાં પાછો એ એક નવો સંસારસર્જવાનો !xxxxx—(૮) આઠમા ગુણમાં દીક્ષાર્થીના જીવનમાં હાસ્યાદિ ન હોવા જોઈએ, અથવા નહીંવત્ ક્વચિત્ બનનાર હોય તો તે અવ્યક્ત જેવા હોય હાસ્યાદિ એટલે હાસ્ય-કુતુહલ, શોક- વિલાપ, હર્ષ-ઉદ્વેગ, ભય-જુગુપ્સા, કામ-ચેષ્ટા વગેરે આ દોષો જો મોજુદ હોય, તો સમજવું પડે કે અનામાં હજી હાસ્યના હિસાબે છીછરાપણું અને તુચ્છતા છે, ગંભીરતા નથી, શોકના હિસાબે પુદ્ગલાસક્તિ છે, વિરાગ નથી, ભયના હિસાબે નિ:સત્ત્વતા છે જુગુપ્સાના હિસાબે કાં અહંભાવ કે કાં જડસંગિતા છે કામના હિસાબે વેદનો ઉદય છે હર્ષ-ઉદ્વેગના હિસાબે જડના મહત્ત્વાંકન અને જડની પરાધીનતા છે, ચેતનના નહિ આ બધુ ચારિત્રમાં બાધક છે xxxxx-(૯) વળી દીક્ષાર્થી કૃતજ્ઞ હોવો જોઈએ કેમકે જો કૃતજ્ઞ એટલે પોતાના ઉપર કોઈએ કરેલા ઉપકારને જાણનારો અને કદર કરનારો નહિ હોય તો દીક્ષા અને જ્ઞાનશિક્ષા જેવા અતિમહાન ઉપકારને લીધા પછી પણ કદાચિત્ સ્વાર્થી બની એ ઉપકારને ભૂલશે તેથી ઉપકારી ગુરુ વગેરેનો ઉપરથી નામનો કરશે -xxxx-(૧૦) દસમા નંબરમાં એ વિનીત હોવો જોઈએ વિનય એ ધર્મનું મૂળ છે, એની તો ચારિત્રમાં ડગલે ને પગલે જરૂર રહે છે ચારિત્ર પ્રત્યેના વિનયના યોગે સમિતિ-ગુપ્તિ બરાબર પાળશે, ક્રિયા શુદ્ધ કરશે xx-(૧૧) પૂર્વે પણ એ રાજા, મંત્રી અને શહેરી-જનોને સારો માન્ય હોવો જોઈએ આ જોવાનું એટલા માટે જરૂરી છે કે જો આ દીક્ષાર્થી એ બધાને માન્ય નહિ, પણ વિરુદ્ધ હોય, તો એ

વિરોધની પાછળ કારણભૂત આની ખામી હોવી જોઇએ આપણા અનુચિત વર્તાવ વિના લોકનો આપણા પ્રત્યે વિરોધ-અરુચિ શા માટે થાય ? અને જીવનમા જો એવી અયોગ્ય કાર્યવાહી હોય ને દીક્ષા લે, તો કદાચ રાજા વગેરે રુઠે, લોક વધુ નિન્દે, અને પછી પણ દીક્ષિત બીજુ કાંઈ અનુચિત કરી બેસવાનો સભવ રહે -xxxx-(૧૨) મુમુક્ષુ આત્મા દ્રોહકારી ન હોવો જોઇએ, વિશ્વાસઘાતી ન જોઈએ. નહિતર સાધુઓને અને શાસનને મહા નુકશાન કરી બેસે, જેમ વિનેયરત્ન (૧૩) દીક્ષાર્થી અખડિત અગોપાગવાળો જોઇએ લુલો લગડો દીક્ષિત થયો હોય તો લોક કહે 'જોયુ ? આ ધર્મમા આવા લુલીયા જમાવીયા એ ધર્મગુરુ !' એમ કહી નિંદા કરે-xxxxx (૧૪-૧૫-૧૬) છેલ્લા ત્રણ ગુણમા, દીક્ષાર્થી આત્મા શ્રાદ્ધ એટલે કે અખૂટ ધર્મશ્રદ્ધાવાળો જોઇએ. નહિતર પોતાની જ શ્રદ્ધાના અભાવે બીજાનેય અશ્રદ્ધાળુ કરશે, તેમ પોતાને ચારિત્રધર્મ પરિણમશે નહિ વળી તે સ્થિર જોઇએ, એટલે કે લીધેલી પ્રતિજ્ઞાઓ અને ઉત્તમ કડક માર્ગને વહન કરવાની આડે ઉભા થતા વિઘ્નોનો સામનો કરી સ્વવ્રતના અને સન્માર્ગમા નિશ્ચલ રહેનારો જોઈએ નહિતર વ્રતભગ કે સાધુતાનો ત્યાગ કરી બેસે છેલ્લે દીક્ષાર્થી સમુપસપન્ન જોઇએ અર્થાત ગુરુને સારી રીતે શરણે આવેલો જોઇએ, આત્માનુ અપણ કરનારો જોઇએ ગુરુને કહે કે "હવે આપ મારી આખ, આપ મારૂ મન, આપ મારૂ હૃદય આપનો આદેશ અને આપની ઇચ્છા એજ મારૂ જીવન એને જ મારી આખ જુએ, એજ મન વિચારે, એજ હૃદયસદેહ" આ જો ન હોય તો દીક્ષા લીધા પછી વાસ્તવિક ગુરુનિશ્રા એ નહિ સેવી શકે, ગુરુને પરતત્ર નહિ રહી શકે, ગુરુ પાસેથી મેળવવા યોગ્ય હિતશિક્ષા-જ્ઞાનાભ્યાસ વગેરે નહિ મેળવી શકે

૬૬ ખુલાસાનો ઉપસહાર - શાસ્ત્રકાર મહર્ષિ આ સોળ ગુણો દર્શાવીને લખે છે કે જે આ ગુણોથી યુક્ત નહિ હોય એ 'જ્ઞાનયોગ'ને આરાધવાનો નહિ, ત્યારે જે આ ગુણોથી સપન્ન છે, એ ઉત્તમ

જીવ તો જ્ઞાનયોગને ન આરાધે, એવુ બનવાનુ નહિ સોળ ગુણોજ એવી કોટિના છે કે એને 'મોહયોગ' સાથે મેળ જામેજ નહિ, તેમ 'જ્ઞાનયોગ' વિના રહી શકે નહિ બીજી રીતે જોઇએ તો મોહયોગને આ ગુણો સાથે મેળ ન જામે, ત્યારે જ્ઞાનયોગને આ ગુણો સિવાય ચાલે નહિ આનો અર્થ એ છે કે તમારે ગૃહસ્થપણામા પણ અશેય જ્ઞાનયોગનુ જીવન જીવવુ હોય તો અશે પણ આ ગુણોનો અભ્યાસ કેળવો એ અભ્યાસ ઉંચો વધી જતા પૂર્ણ જ્ઞાનયોગનું જીવન અવશ્ય પ્રાપ્ત થશે સોળ ગુણો એ તો વિમાન છે એમા આરૂઢ થયા એટલે તો જ્ઞાનયોગના ગગનવિહારને મોજથી આદરવાનુ ! આપણી વાત એ હતી કે ધર્મસન્યાસ ગૌણપણે તો દીક્ષા લેતી વખતેય આવે છે, કેમકે ત્યા પ્રવૃત્તિધર્મનો ત્યાગ કરી જ્ઞાનયોગનુ નિવૃત્તિજીવન સ્વીકારવામા આવે છે પરતુ તાત્ત્વિકપણે મર્ને ક્ષાયોપશમિક ધર્મોના ત્યાગ રૂપી ધર્મસન્યાસ દ્વિતીય અપૂર્વકરણે પ્રાપ્ત થાય છે

અહીં અપૂર્વકરણ સામર્થ્યયોગ, વગેરેની જે વાતો કહી તેને અગે સમર્થ શાસ્ત્રકાર લખે છે કે આ બધી વાતોને કહેનાર આગમ છે, અને આગમ એ જેનુ તેનુ વચન નથી, કિંતુ સર્વજ્ઞ ભગવાનનુ વચન છે, સર્વજ્ઞ પ્રભુની દેશના છે માટે એ આગમ સત્યાર્થ છે, ભૂતાર્થ છે, નિરુપિતાર્થ છે, અર્થાત્ બરાબર તપાસેલા, એટલે કે પ્રત્યક્ષાદિ પ્રમાણથી પરીક્ષેલા પદાર્થને કહેનારૂ છે, સાક્ષાત્ નિહાળેલી વસ્તુને ઉપદેશનારૂ છે, કિન્તુ વગર પરખેલા અને વગર દેખેલા પદાર્થને જણાવનારૂ નથી તેથી આગમે કહેલા સામર્થ્યયોગ વગેરે પદાર્થો તદ્દન સાચા છે માટેજ તે પરમશ્રદ્ધેય અને પરમ આદરણીય છે

સામર્થ્યયોગનુ બીજુ સ્વરૂપ 'યોગસન્યાસ' —ધર્મસન્યાસ કરાવનાર બીજુ અપૂર્વકરણ જોઇ આવ્યા એ સામર્થ્યયોગના ઉત્તમ કાર્ય માટે બને છે સામર્થ્યયોગની કોટિના ધર્મયોગ માટે વિશિષ્ટ કોટિનો શ્રેષ્ઠ પુરુષાર્થ જરૂરી છે એ પુરુષાર્થ શાસ્ત્રગમ્ય નથી,

અનુભવગમ્ય છે એનું કાર્ય અપૂર્વકરણદ્વારા ક્ષાયોપશમિક ધર્મો ત્યજાવી, અર્થાત્ ધર્મસંન્યાસ નામના સામર્થ્ય યોગને સધાવી, ક્ષાયિક ધર્મો પમાડવાનું છે એથી આત્મા અનંત અક્ષય જ્ઞાન, દર્શન ચારિત્ર અને વીર્યાદિલબ્ધિ પામે છે એટલે હવે વીતરાગ સર્વજ્ઞ બને છે પરંતુ ત્યાંજ મોક્ષ નથી થઈ જતો, અર્થાત્ ત્યાંજ સર્વે ય કર્મનો અંત નથી થઈ જતો. હજી ચાર અઘાતી કર્મનો નાશ કરવો બાકી રહે છે તેથી પહેલાં તો તેરમે ગુણઠાણે એનો લગભગ બધા ભોગવટો કર્યા બાદ છેવટનો એનો અલ્પ અંશ ભોગવી નાશ કરવા માટે ચૌદમું ગુણસ્થાનક પ્રાપ્ત કરવું પડે છે એ માટે તેરમા ગુણઠાણાને અંતે શૈલેશીકરણ માટે યત્ન કરાય છે એ શૈલેશીકરણ સામર્થ્યયોગના અનન્યપુરુષાર્થથી બની શકે છે આ શૈલેશીકરણ માટે જે યોગસંન્યાસ કરવામાં આવે છે, તે દ્વિતીય સામર્થ્યયોગ છે પહેલો ધર્મસંન્યાસ નામે સામર્થ્યયોગ, અને આ બીજો યોગસંન્યાસ નામે સામર્થ્યયોગ કહેવામાં આવ્યો. પહેલા ધર્મસંન્યાસમાં મુખ્ય હેતુભૂત શુક્લ ધ્યાનના પહેલા બે પાયાનું ચિંતન હોય છે, અને યોગસંન્યાસમાં કારણ તરીકે એનાજ છેલ્લા બે પાયાનું આલંબન હોય છે

**એક ખાસ ખુલાસો** —અહીં આપણે પૂર્વે વિવેચન કરતાં ધર્મસંન્યાસ-યોગસંન્યાસને સામર્થ્યયોગના બે કાર્ય તરીકે વર્ણવ્યા હતા, તે એ હિસાબે કે સામર્થ્ય યોગ એક જબરજસ્ત આત્મપુરુષાર્થ છે, અને તેના પરિણામે આ બે સંન્યાસ નીપજે છે પરંતુ 'સામર્થ્ય યોગ' ખરી રીતે માત્ર વિશિષ્ટ વીર્યોલ્લાસ નથી, કિન્તુ એ વીર્યોલ્લાસથી થતી જે ધર્મસંન્યાસાદિરૂપ પ્રવૃત્તિ, તે છે—જેમકે, 'ઇચ્છાયોગ' એ માત્ર ધર્મપ્રવૃત્તિની ઇચ્છા નથી, પરંતુ એ ઇચ્છાથી બની ધર્મપ્રવૃત્તિ છે એમ સામર્થ્યયોગ પણ આ માના અપૂર્વ સામર્થ્યથી થતી પ્રવૃત્તિ છે માટે જ શાસ્ત્રકાર મહાપુરુષે ઠીક જ સામર્થ્યયોગનો બે ભાગમાં વહેંચી કહ્યું કે એક સામર્થ્યયોગ ધર્મસંન્યાસ નામનો, અને બીજો સામર્થ્યયોગ યોગસંન્યાસ નામનો.

ધર્મયોગના ત્રણ વિભાગ પાડયા હોવાથી સામર્થ્યયોગને ધર્મયોગ તરીકે બતાવવો જોઈએ, પણ નહિ કે માત્ર વીર્યોલ્લાસ તરીકે

<u>આયોજ્યકરણ ઉપર બીજો સામર્થ્યયોગ</u> — આમાં બીજો જે યોગસન્યાસ, તે ક્યારે થાય, એનું વર્ણન કરતા કહે છે કે જેમ દ્વિતીય અપૂર્વકરણ ઉપર ધર્મસન્યાસ થાય છે, તેમ આયોજ્યકરણ ઉપર યોગસન્યાસ થાય છે આયોજ્યકરણમાં–'આ' એટલે કેવળ જ્ઞાન વડે અચિંત્ય વીર્યશાલિતા હોવાને લીધે, 'યોજ્ય' એટલે તત્કાલ અઘાતી કર્મને ખપાવવાના હિસાબે તેવી અવસ્થાનો –'કરણ' એટલે પ્રયત્ન–એવો અર્થ થાય આખાનો અર્થ એ થયો કે કેવળજ્ઞાન અને અનંતવીર્યના પ્રભાવે બાકીના ચાર અઘાતી કર્મો ( ભવોપગ્રાહી= સંસારમાં પકડી રાખનારા કર્મો) ને ખપાવવા માટે જરૂરી એવી જે આત્માની અવસ્થા, તે કરનારો પ્રયત્ન તે આયોજ્યકરણ કહેવાય છે આ પ્રયત્ન, આ વીર્યોલ્લાસ આત્માની શૈલેશી અવસ્થાને જન્મ આપતા પૂર્વે યોગસન્યાસ નામનો સામર્થ્યયોગ નિપજાવે છે

<u>શૈલેશીકરણ અને યોગસન્યાસનું સ્વરૂપ</u> —અહીં જે શૈલેશી અવસ્થા કહેવામાં આવી તે સાર્થક છે, અર્થાત્ શૈલેશી શબ્દના અર્થને અનુસરનારી છે શૈલ એટલે પર્વત, શૈલનો ઈશ તે મેરુ પર્વત એ અચલ, મહાસ્થિર અને નિષ્કંપ ગણાય છે અહીં પણ આત્માની અવસ્થા મેરુ જેવી કરવામાં આવે છે જેમ મેરુના પાષાણના ઝીણામાં ઝીણા પ્રદેશો બધા જ્યાં છે ત્યાં જ રહે છે જ્યાંથી હાલતા ચાલતા નથી, તેમ આત્માના અરૂપી પ્રદેશો આ અવસ્થામાં સ્થિર અચલ કરી દેવામાં આવે છે, અર્થાત્ હવે ઉપરના પ્રદેશો નીચે, નીચેના ઉપર એમ ચલવિચલ નથી થવા દેવામાં આવતા શૈલેશી પૂર્વે આત્મામાં મનોયોગ, વચનયોગ, કે કાયયોગનું પ્રવર્તન હતું તેથી આત્મપ્રદેશો ચલવિચલ હતા અલબત એક પણ પ્રદેશ આત્માથી છૂટો નહોતો

પડતો, છતાં પણ ઉકળતા પાણીના પ્રદેશોની જેમ અંદર અંદર હલચાલ ચાલુ હતી. હવે કેવળજ્ઞાની સર્વજ્ઞ પોતાની અચિન્ત્ય શક્તિથી આત્મપ્રદેશોને શૈલેશની જેમ નિશ્ચલ કરી દે છે. તેથી જ પૂર્વે જ્યાં શરીરના પોલાણના ભાગમાં આત્મપ્રદેશ નહોતા, ત્યાં પણ આત્મપ્રદેશો પુરાઈ જાય છે, અને તે માટે જ આત્માની અવગાહના (અવગાહમાં રહેવાની સ્થિતિ) શરીર કરતાં ⅔ બની જાય છે. અહીં શૈલેશીકરણમાં અર્થાત્ શૈલેશ જેવી અવસ્થા કરવાની પ્રક્રિયામાં મન-વચન-કાયાના યોગોનું ક્રમશઃ રુંધન કરવામાં આવે છે. એમાં સ્થૂલ કાયયોગથી સ્થૂલ મનયોગ-વચનયોગનું રુંધન, પછી સૂક્ષ્મ કાયયોગથી સ્થૂલ કાયયોગ સૂક્ષ્મ મનયોગ-સૂક્ષ્મ-વચનયોગ રુંધાતા અંતે એ અંતિમ સૂક્ષ્મ કાયયોગ પણ રુંધાઈ જાય છે. આ યોગોનું ક્રમશઃ રુંધન કર્યું એ યોગનિરોધ કહેવાય છે, એ જ યોગસંન્યાસ કહેવાય છે. આ કરવું એ યોગસાધનાની પરાકાષ્ઠા છે. યમ નિયમથી માંડીને ધ્યાન, સમાધિ સુધીની યોગ સાધના, કે અદ્વેષ જિજ્ઞાસાથી માંડી તત્ત્વ-પ્રતિપત્તિ-સમાપત્તિ સુધીની યોગ સાધના, હતી તો મહાન, અને ઉત્તરોત્તર ઊંચી ઊંચી કોટિની, પરંતુ એનામાં મન વચન કાયાની પ્રવૃત્તિ સદંતર અટકાવવાનું જોમ નહોતું. અને એ ન થાય ત્યાં સુધી આત્મા પર જડ કર્મ પુદ્ગલનો બંધ ચાલુ રહે છે. ત્યારે આયોજ્યકરણ હવે એવું જોમ આપે છે કે જેથી તદ્દન જ યોગનિરોધ, યોગસંન્યાસ થાય છે. તે પછી લેશમાત્ર નવીન કર્મબંધ રહેતો નથી, અને નિષ્કર્મા રહેવા સર્વ કર્મનો નાશ પાંચ હ્રસ્વાક્ષરના ઉચ્ચારણ જેટલા સમયમાં જ થઈ જવાથી તુર્ત મોક્ષ નીપજે છે. આમ યોગસંન્યાસ એ જ જીવને તુર્ત મોક્ષ સાથે યોજી આપે છે-યોગ કરાવી આપે છે. માટે અયોગ એ સર્વશ્રેષ્ઠ યોગ છે.

અહીં યોગસંન્યાસ અને સર્વશ્રેષ્ઠ યોગ-બંનેમાં યોગ શબ્દ છે, પરંતુ અર્થ બંનેના જુદા છે. યોગસંન્યાસમાં યોગ શબ્દથી મન-વચન-કાયાની પ્રવૃત્તિ કરાવનાર આત્મ-વ્યાપાર લેવાનો છે.

ત્યારે સર્વ શ્રેષ્ઠ યોગમાં યોગ શબ્દથી યોગસાધના લેવાની છે. યોગસાધના એટલે મોક્ષ સાથે જીવનો યોગ કરાવી આપનારી સાધના એ પોતાની મન-વચન-કાયયોગના નિરોધની ક્રિયામાં પરાકાષ્ઠાએ પહોંચે છે હવે આગળ કંઈ કરવાનું રહેતું નથી. હવે તો સહજ રીતે કર્મક્ષય અને આત્માનું ઊર્ધ્વગમન થઈ જાય છે એમાં કાંઈ પુરુષાર્થ-પ્રયત્ન કરવાનો હોતો નથી. મોક્ષ પામવા માટે જે સાધના છે ના પુરુષાર્થ કે સાધના કરવાની હોય તે આ યોગનિરોધની-યોગસંન્યાસની છે માટેજ એ સર્વ શ્રેષ્ઠ યોગ છે. એ પછીનો કર્મક્ષય તો સહજભાવે, અર્થાત્ કર્મની સ્થિતિ પાકી ગઈ હોવાથી એના સ્વભાવે, (નહિ કે આત્માના પ્રયત્નથી) કર્મ ઉદયમાં આવી ક્ષીણ થતા થઈ જાય છે તેમજ આ માનું ઊંચે સિદ્ધશિલા પર જવાનું પણ સહજભાવે બને છે. આજ સુધી પાણીમાં નીચે રહેલા માટીના લેપથી લેપાયેલા તુંબડાની જેમ આ આત્મા કર્મના લેપથી નીચે સંસારમાં હતો. હવે લેપ છૂટી જવાથી હલકા બનેલા તુંબડાની જેમ આત્મા સહજભાવે ઊંચે જઈ ઉપરની છેલ્લી લોકસપાટીને અડીને રહે છે. આગળ અલોકમાં નહિ જવાનું કારણ એ છે કે ત્યાં ગમનમાં સહાયક તત્ત્વ ધર્માસ્તિકાય નથી.

આમ યોગસંન્યાસે યોગસાધના પુરી થઈ. યોગસામર્થ્ય એ યોગની છેલ્લી કોટિની સાધના છે, માટે એને દ્વિતીય સામર્થ્યયોગ કહ્યો. વાત શાના ઉપર ચાલતી હતી? યોગદૃષ્ટિ સમુચ્ચય નામનો ઉત્તમ ગ્રન્થ લખતી વખતે શાસ્ત્રકાર મહર્ષિએ મંગળમાં પરમાત્માને ઇચ્છાયોગથી નમસ્કાર કર્યો હતો. ત્યાં પ્રસંગ પામીને એઓશ્રીએ જણાવ્યું હતું કે પરમાત્માને નમસ્કાર એ એક ધર્મયોગ છે. ધર્મયોગ ત્રણ પ્રકારે હોય છે, શાસ્ત્રયોગ ઇચ્છાયોગ, અને સામર્થ્યયોગ. 'ઇક્કોવિ નમુક્કારો તારેઇ' એ સામર્થ્યયોગનો નમસ્કાર છે. એ કેવળજ્ઞાન પામવાની નજીક પૂર્વે આવે. ત્યાં ધર્મસંન્યાસ થાય. પછી મોક્ષ પૂર્વે યોગસંન્યાસ થાય.

ઇચ્છાયોગ-શાસ્ત્રયોગ સામર્થ્યયોગનુ વિવેચન પુરૂ થાય છે હવે ગ્રંથકાર મહર્ષિ સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ યોગની આઠ દૃષ્ટિનુ વર્ણન શરૂ કરે છે તે વર્ણન આ ઇચ્છાયોગાદિ ત્રિવિધયોગના વર્ણનથી સ્વતંત્ર છે, જુદુ છે

એમા પહેલા 'મિત્રા-તારા-બલા-દીપ્રા-સ્થિરા-કાન્તા-પ્રભા-પરા' એ પ્રમાણે આઠ નામ આપી, એની સામાન્ય ઓળખ, યોગ દૃષ્ટિમા જરૂરી અનાદિની સંજ્ઞાઓના ત્યાગ તથા દૃષ્ટિ સાથે ક્રમસર પ્રાપ્ત થતા

(૧) યોગના આઠ અંગ-યમ-નિયમ-આસન-પ્રાણાયમ-પ્રત્યાહાર-ધારણા-ધ્યાન સમાધિ, તથા

(૨) આઠ ગુણ-અદ્વેષ-જિજ્ઞાસા-શુશ્રૂષા-શ્રવણ-બોધ મિમાંસા-પ્રતિપત્તિ-પ્રવૃત્તિ, તેમજ

(૩) ક્રમસર ત્યજાતા આઠદોષ-ખેદ ઉદ્વેગ-ક્ષેપ-ઉત્થાન-ભ્રાન્તિ-અન્યમુદ્-રોગ-આસંગ, વગેરે કેવુ વર્ણવે છે તે અવસરે

**(યોગદૃષ્ટિ-સમુચ્ચયની પીઠિકા**
**પરના વ્યાખ્યાન સમાપ્ત.)**



પ્રકાશક —મોતીશા જૈન ચેરીટીઝના ટ્રસ્ટીઓના હુકમથી સેક્રેટરી ડી કે શાહ
ભુલેશ્વર-લાલબાગ, મુંબઈ ૪
મુદ્રક —સુરેન્દ્રકુમાર નરહર મંત ગાંધી, ગાડીવાળા મૂ મુદ્રણાલય હવાડિયા ચકલા, સુરત

[અનસધાન અનુક્રમણિકા પાના ૬રી ચાલુ]